શ્રી ગુજરાત

ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ

 ત્રિમાસિક. 

વર્ષ ૧૩ મું. ] એપ્રીલ-૧૯૨૬. [ અંક ૧ લો.

# ખેડુતોની બીન શરાફી મંડળીઓ.

## ૧૯૨૪-૨૫ના કામકાજનો અહેવાલ.

**સામાન્ય**

આ વર્ષ દરમ્યાન કુલ દસ નવી મંડળીઓ નોંધવામા આવી હતી તેમાં નેવ રૂ વેચનારી તથા એક પપવડે પાણી પુરૂ પાડનારી મંડળી હતી આ વર્ષે આ મંડળીઓની સંખ્યા બાવીસથી વધીને કુલે બત્રીસની થઇ છે, અને તે જીલ્લાવાર નીચે મુજબ છે—

| જીલ્લો | રૂ વેચનારી મંડળી | પપવ મંડળી | જીનીંગ મંડળી | શાકભાજી વેચનારી મંડળી | ઢોરના વીમાની મંડળી | બીજી મંડળી | જીલ્લામાં કુલે |
|---|---|---|---|---|---|---|---|
| સુરત | ૧૦ | ૧ | — | ૧ | — | — | ૧૨ |
| ભરૂચ | ૭ | — | ૧ | — | ૧ | — | ૯ |
| ખેડા | ૧ | ૨ | — | — | ૩ | ૨ | ૮ |
| અમદાવાદ | — | — | — | — | ૩ | — | ૩ |
| પંચમહાલ | — | — | — | — | — | — | — |
| | ૧૮ | ૩ | ૧ | ૧ | ૭ | ૨ | ૩૨ |

રૂ વેચાણની મંડળીની જીલ્લાવાર સંખ્યા.

| વર્ષ | સુરત | ભરૂચ | ખેડા | અમદાવાદ | પંચમહાલ | કુલ્લે |
|---|---|---|---|---|---|---|
| ૧૯૨૩-૨૪ | ૩ | ૬ | — | — | — | ૯ |
| ૧૯૨૪-૨૫ | ૧૦ | ૭ | ૧ | — | — | ૧૮ |

આ વર્ષ દરમ્યાન ફક્ત ત્રણ મંડળીઓ કામ કરી શકી ન હતી, અને બાકીની પંદર મંડળીઓએ કામ કર્યું હતું આ પંદરમાની ઘણી ખરી તો આ સાલમાંજ નોંધાયલી નવી મંડળીઓ હતી આ પંદર મંડળીઓએ સને ૧૯૨૫ની રૂની મોસમમાં ૨૩ ૧૮૧ બંગાળી મણ રૂ તથા ૪૯,૧૧૮ બંગાળી મણ કપાસીઆ વેચ્યા હતા, જે ગઈ સાલના આંકડા સાથે સરખાવતા ૧૬૮ અને ૨૨૮ ટકા જેટલો વધારો અનુક્રમે બતાવે છે. સને ૧૯૨૫ની રૂની મોસમ તરેહવાર હતી, પાછલી મોસમમાં મંદી અને સંદીજ થતી ગઈ આ મંડળીઓએ તેમના નિયમાનુસાર પોતાનો માલ આખી મોસમમાં ઘણી વખત વેચાણ કરેલ હોવાથી સભાસદોને ભાવમાં રાશ સારી પડી, નહિ તો કેટલા વહેપારીઓને તથા ખેડુતોને જેમ ભાવ ઓછો પડયો તથા મોંસવું પડયું તેમ કદાચ સોસવું પડત મંડળીઓને આ વર્ષની મોસમે એ ધડો શીખવ્યો છે અને જાતિ અનુભવથી પાકી ખત્રી પણ કરી આપી છે કે આખી મોસમમાં જેમ બને તેમ વધારે વખત માલનું વેચાણ કરવું કે જેથી આખી મોસમનો સારો સરાસ ભાવ મળે સુરત જીલ્લાની ગોડસંબા તથા સાદકપોર મંડળીઓએ રૂના ધંધામાં નિષ્ણાત અને અનુભવી સેક્રેટરીના અભાવે સંતોષકારક કામ કર્યું ન હતું અને ૧૯૨૫ ની મોસમમાં સુરત જીલ્લાના ઓરપાડ તાલુકામાં આ મંડળીઓએ લગભગ રૂ૦ ૧૦,૨૮,૦૦૦ ) જેટલાનું રૂ તથા કપાસીઆ વેચ્યા હતા જે આખા તાલુકાની રૂની પેદાશ સાથે સરખાવતા લગભગ વીસ ટકા જેટલી થવા જાય છે આ પ્રગતિને ખરે ખર સ્તુત્ય તથા મગરૂર થવા જેવી છે

આ મંડળીઓની આવી સંતોષકારક પ્રગતિ તથા પ્રવૃતિને લઈને ડીસેમ્બર ૧૯૨૪મા ગુજરાતની બધી રૂ વેચનારી સહકારી મંડળીઓની એક

પરિષદ જબુસર મુકામે સહકારી મંડળીઓના મે૦ રજીસ્ટ્રાર સાહેબ અધ્યક્ષ પણા નીચે ભરવામા આવી હતી, તેથી તે પરિષદના એક ઠરાવ અનુસાર એ બધી મંડળીઓનુ એક પ્રતિનિધિ મડળ નીમવામા આવ્યુ છે. આ મડળે સને ૧૯૨૫ ની રૂની મોસમ દરમ્યાન સુરત, ભરૂચ તથા ડાકોર મુકામે મીટીગો ભરી હતી. આ મીટીગોમા રૂ વેચનારી મડળીઓને પડતી મુશ્કેલી દુર કરવા તથા રૂ વેચવા માટે જોઇતી મદદ, સગવડ વીગેરે આપવાના સવાલોનો નિકાલ કરવામા આવ્યો હતો આ મડળના પ્રતિનિધિઓની એક ઈનફોર્મલ ( Informal ) મીટીગ મુબઈના મી૦ બી૦ એફ૦ માદનના પ્રમુખપણા નીચે ભરૂચ મુકામે મળી હતી, અને તેમા મુબઈમા રૂ વેચવા માટે શી શી સગવડો જોઇએ તે પર વિચાર કરવામા આવ્યો હતો આ બધી મીટીગોમા પ્રતિનિધિઓની હાજરી સારી હતી

સને ૧૯૨૫ ની મોસમમા સોસક, ગોથાણ, ***, ઓરપાડ, સરસોણ, ઇસ્લામપુર તથા ઠાસરાની મડળીઓએ તેમજ કારેલી જીનીંગ મડળીએ સંતોષકારક કામ કર્યું હતું વળી ખાસ જાણીને ખુશી થવા જેવુ છે કે ખેડુત વર્ગમાથી કેટલાક જુવાન માણસો આ મડળીઓમા ઘણો ઉત્સાહ અને રસ લે છે, અને તેમાં કામ કરવા તૈયાર થાય છે આ ઉપરાત સોસક, ગોથાણ તથા પાલની રૂ વેચાણ કરનારી મડળીઓએ તેમના સભાસદોને અગાઉથી યાદી કરી, ( Inbent કરી ) તે મુજબ રૂ૦ ૨૪,૪૮૧ )ની કીમતના કાપડ, ગોળ તથા ચોખા મગાવી પુરા પાડયા હતા

સુરત જીલ્લાના દરેક તાલુકામા રૂ વેચાણ કરનારી મડળીઓ કામ કરી રહી છે. ફક્ત જલાલપુર તાલુકામા એક પણ નથી જ્યા આશા રાખવામા આવે છે કે આવતા વર્ષ સુધીમા ઓછામા ઓછી એક મડળી તો જરૂર નિકળશે ભરૂચ જીલ્લામા જબુસર, ભરૂચ અને અકલેશ્વર તાલુકામાં આવી મંડળીઓ કામ કરે છે, અને હાસોટ મહાલમા પણ એક મડળી નોધાવા માટે ગઇ છે

## શાકભાજી વેચાણ કરનારી મડળી.

આ જાતની એક મડળી સુરત જીલ્લાના ચોર્યાસી તાલુકામા છે, પણ શાક વેચવાની અનેક હાટમાર્કીઓને લીધે શાક વેચવાનુ કામ ફતેહથી કરી શકી નથી અને આ સાલ કર્યું તેમ ફક્ત સભાસદોને નાણા ધીરવાનુ જ કામ કરવા માટે તેણે પેટા નિયમમા યોગ્ય સુધારો કરવાનુ નક્કી કર્યું છે

**ઢોર વીમાની મંડળીઓ :**

આ જાતની ત્રણ મંડળીઓ ખેડા જીલ્લામાં, ત્રણ અમદાવાદ જીલ્લામાં, અને ફક્ત એક ભરૂચ જીલ્લામાં છે આ સાત મંડળીઓમાંની ફક્ત ભરૂચ જીલ્લાની બોગ્ભાઠાની મંડળીએજ કામ કર્યું હતું તેમાં ૮૨ સભાસદો હતા અને લગભગ રૂ૦ ૩૭૭૬ ) ની કીમતના જાનવરોનો વીમો ઉતાર્યો હતો, તથા વીમાના પ્રીમીયમના લગભગ રૂ૦ ‹૩૧૪) આવ્યા હતા એકંદરે કામ સંતોષકારક હતું બાકીની છ મંડળીઓ કામ કરી શકી ન હતી ઘણા કાર્યકર્તાઓનું એવું માનવું છે કે જ્યાં સુધી આ જાતની મંડળીના પેટા નિયમમાં ઘટતો સુધારો થશે નહિ ત્યાં સુધી તેમનો વિકાસ સંભવિત નથી આ માટે એક ખાસ કમીટી નીમાઇ હતી જેનો રીપોર્ટ ખાતાના વડાના તરફ મોકલવામાં આવ્યો છે આ પર હાલ વિચાર કરવામાં આવે છે અને આશા છે કે પરિણામ સંતોષકારક આવશે

ઉપલો રીપોર્ટ વાંચ્યા પછી વાચકને ખાત્રી થશે કે રીપોર્ટવાળા સમયમાં ખેતી-વિષયક બીન શરાફી મંડળીઓની પ્રગતિ ગુજરાતમાં અસંતોષકારક થઇ છે

સુરત
તા૦ ૨૮ જુલાઇ ૧૯૨૫

વાય ટી દેશાઇ
એગ્રીકલચરલ ઓર્ગેનાઇઝર કો ઓપરેટીવ
સોસાઇટીઝ નોરધર્ન ડીવીઝન.

---

# ઢોરોની આરોગ્યતા જાળવવા વિષે સામાન્ય નિયમો

જેવી રીતે માણસ જાતિને આરોગ્ય રહેવા માટે આરોગ્યતાના નિયમો પાળવાની જરૂર છે તેવીજ રીતે અને તેવા નિયમો જનાવરની આરોગ્યતા સંભાળવા માટે પણ પાળવાની જરૂર છે

આરોગ્યતાના નિયમો જે પાળવાના છે તે સાધારણ રીતે માણસો અને ઢોરોના એકજ છે, પરંતુ જેમ નાના છોકરાને જ્ઞાન નહી હોવાથી તે નિયમો તેના વડીલો પાળે છે, તેમ ઢોરોને આરોગ્ય રાખવા માટે તે નિયમો તેના ધણીઓએ પાળવાની જરૂર છે, કારણ કે ઢોરને મનુષ્યે પોતાના સ્વાર્થ માટે છેક પરાધીન કરેલા છે

જગલમા રહેતા છુટા જનાવરો આરોગ્યતાના નિયમો પોતાની મેળેજ પાળે છે.

"આરોગ્યતાના મુખ્ય નિયમો.."

૧ ઢોરો બાધવાની જગો હમેશ સાફ રાખવી, તેમા છાણ મુતર વીગેરે પડે તે કાઢી નાખી કોરી માટીથી તે જગો કોરી રાખવી.

૨ દાણો, પાણી, નીરણ, વીગેરે નિયમસર અને માફક ખવરાવવુ

૩ દાણો આપવો તેમા હમેશ દરેક જનાવરને રૂ૦ ૧ાા થી ૨ ભાર સુધી મીઠુ આપવુ

૪ દાણો આપવો તે વીણી સાફ કરીને આપવો, તેમા ઉદરની લીડી વીગેરે જવા દેવુ નહિ, કારણ તેથી જનાવરને આફરો ચઢે છે

૫ પાણી પાવુ તે ચોખ્ખુ તાજુ પાવુ, હવાડો હોય અને ત્યા પાણી પાવામા આવતુ હોય તો હવાડો ધોઇ સાફ રાખવો અને પાણી તાજુ ભરાવવુ હવાડામા નાહવુ, ધોવુ નહિ કારણ કે તેમ કરવાથી શરીરનો તેમજ કપડાંનો મેલ ઢોરોના પેટમા જાય છે અને તેથી અનેક જાતના રોગ ઉત્પન્ન થાય છે કેટલેક ઠેકાણે હવાડામા ગામના લોકો, મોચી વીગેરે ચામડાં, કોસ, જોડા વીગેરે કુણા થવા માટે પલાળે છે તે પણ હાની કરતા છે, માટે તેમ કરવુ નહિ જેમ મનુષ્યને સ્વચ્છ અને નીર્મળ પાણીની જરૂર છે, તેમજ ઢોરને પણ સ્વચ્છ, નીર્મળ, અને ચોખ્ખુ તાજુ પાણી પાવુ જોઇએ.

૬ **નીરણ** —ગુજરાત દેશમા ઢોરોને ઘણી જાતની નીરણ ખવરાવવામા આવે છે જેવી કે કડબ, પરાળ, ગોતુ, વીગેરે આ તમામ નીરણમા જારની ચાર (કડબ) એ મુખ્ય છે અને ઢોરને પુષ્ટિકારક છે ચાર ખવરાવવી તે સાફ માટી વગરની તેમા કાટા વીગેરે નથી એમ તપાસીને ખવરાવવી. ચાર થોડી થોડી કરકસરથી પરતુ ઢોરનુ પેટ ભરાય તેમ ખવરાવવી એકી વખતે ચારનો ઢગલો ઢોર આગળ કરવો નહિ. આપણા લોકો કડબના આખાં અને લાબાં લાબાં રાડા ઢોર આગળ નીરે છે, તેથી ઢોર ઉપર ઉપરની પાનડી ખાઇ જઇ રાડા પડતા મુકે છે તેથી કરીને તે ગંદા ઓગાટમા કાઢવાં પડી નુકશાન થાય છે એટલા માટે કડબને ઝીણી કાપી તેના અડધા અડધા ઇંચના કટકા કરીને ઢોરને ખાવા ગુડલામા મુકવી ચારના કટકા કરવાને નાના સચા આવે છે આવી રીતે કાપેલી કડબ ઉપર ગોળનુ, તલના ખોળનુ, અથવા મીઠાનુ પાણી છાટી ગુડલામા ભરી ઢોર આગળ મુકવાથી ઢોર રૂચીથી ખાશે અને થોડી ચારે પેટ ભરાઇ બગાડ પણ થશે નહિ વળી આવી રીતે ઝીણા કક્

કરી ચાર ખવરાવવાથી ઢોરને સારી રીતે પચે છે, શ્રમ થોડો પડે છે અને થોડી ચારે પેટ ભરાય છે

૭ જનાવર કામ પરથી છુટે કે તુરત પાણી પાવુ નહિ તુરત પાણી પાવાથી જનાવરની તદુરસ્તીને નુકશાન થાય છે, કામ ઉપરથી છુટયા પછી જનાવરના શરીર પર હાથ ફેરવવો, તેને સાફ રાખવુ અને પરસેવો વળેલો હોય તો જરા ટેહેલાવવુ. પરસેવો સુકાઇ જનાવર કોરૂ થયા પછી તેને ખાધવું અને પાણી પાવાનુ હોય તો કામ ઉપરથી છુટ્યા પછી કલાક દોઢ કલાક પછી પાવુ

૮ ઘોડા પાસેથી સાધારણ રીતે વધારેમા વધારે આઠ ઉગાની મજલ લેવી. અને બળદ પાસેથી બાર ગાઉની મજલ થાય એથી વધારે કામ લેવું નહીં

૯ જનાવરને પ્રથમ પાણી પાઇ ત્યાર બાદ કમીમા કમી અડધા કલાકે દાણો કે ચદી ખવરાવવુ હોય તે ખવરાવવુ દાણો ખવરાવ્યા પછી પાણી પાવાથી પેટમાનો દાણો ફુલી જઈ જનાવરને આફરો, પેટપીડ વીગેરે દરદો થાય છે

૧૦ જનાવરને ઠડીમા સખત ગરમીમા તેમજ વરસતા વરસાદમા ખુલ્લુ રાખવુ નહીં તેવી રીતે રાખ્યાથી તેને સરદી તાવ, વીગેરે દરદો થાય છે

ઉપર પ્રમાણેના ઢોરોની આરોગ્યતા જાળવવાના મુખ્ય અને સર્વ આધાર ભુત નીયમો ખાસ ધ્યાનમા રાખી તે પ્રમાણે વર્તવુ

## બળદની સંભાળ.

ખેડુતો જે જે ઢોર રાખે ... છે, તેમા બળદ તેને મોથી વધારે ઉપયોગી છે
ખેતીની તમામ ક્રિયાઓ કરવા મા[રે] ... ટે, કામ ખેચવા માટે, ભાર તાણવા માટે,
એમ તમામ કામમા તેની જરૂર પડે છે તેના વિના ખેતી થઇજ શકતી
નથી, તેથી બીજા ઢોર કરતા બળદ ... ની વધારે મહાવજત્ત રાખવાની ખેડુતને
જરૂર હોય છે, પણ કેટલા ખેડુતો ... જેવી જોઇએ તેવી સભાળ રાખે છે?
ઘણાજ થોડા બળદની સારી સભાળ ... રાખવાની ફરજ ખેડુતોને માથે અનીવાર્ય
થીજ નાખેલી છે, અને તેની સભાળ ... વિના નીપજાવેલુ અન્ન ખાવામા પણ
શાસ્ત્રકારોએ પાપ માન્યુ છે એક મા... પ્રાચીન સંસ્કૃત ગ્રંથમા લખેલુ છે કે
ખેતી એવી રીતે કરવી જોઇએ કે, જેથી બળદને પીડા થાય નહિ, કારણ કે
બળદને પીડા આપવાથી નીપજાવેલુ ... મનાજ સર્વથી નિદિત છે. બળદને

પીડા આપવાથી નીપજાવેલુ અનાજ ચોગણું નિંદિત જાણવુ, કારણ કે બળદના નિસાસાથી ખેડુત તો મહેનત બધી પાણીમા જાય છે, અને તે પૈસે ટકે દરિદ્રી થઈ જાય છે, માટે બળદને તો દાણા ખવરાવવા, ઘાસ આપવુ, બીજા (ખોળ-કપાસીયા જેવા) ખાવાના પદાર્થો આપવા, તેના ગોઠામાં ધુમાડો કરવો, આવી રીતે માઝ અને સવાર કરવાથી બળદ કોઇ દિવસ દુખી થતા નથી.

બળદોનુ અસલથીજ આવી રીતનું મહાત્મ્ય છે, કાઇ આજ કાલનુ નથી ખેડુતો કહે છે કે અમે તો બળદને જીવની પેઠે સાચવીએ છીએ ન સાચવીએ તો અમોને કેમ ચાલે? આ વાત ખરી છે કે જો બળદની સભાળ બરાબર ન લેવામા આવી હોય તો તે વહેલા ઉતરી જાય છે, અથવા મરી જાય છે, તેથી ખેડુતને પૈસા સબધી નુકસાન થતુ હોવાથી કેટલેક દરજ્જે તે તેની સભાળ રાખે છે પણ તે મતલબસરજ છે, પ્રિતિથી નથી પોતાના ઢોર ઉપર, પોતાના બચ્ચાની જેમ હેત રાખવુ જોઇએ. ખોરાક કરતા માયા વધારે કામ કરે છે, માટે પ્રથમ તો બળદ ઉપર માયા-પ્રેમ રાખવો જોઇએ સિવાય તેમની પાસેથી તેમના ગજા પ્રમાણે અને નિયમિત કામ લેવુ જોઇએ આ બાબતમા ખેડુતો ઘણા બેદરકાર છે. કોસ હાકવાના હોય, ત્યારે પ્રાગડવાસ્યેથી તે અરધી રાત સુધી તેમને જોડે છે પદર પદર કલાક સુધી મહેનતનું કામ તેઓ કેમ ઝાઝો વખત કરી શકે? આથી બળદ થોડા વરસમાંજ ઉતરી જાય છે, અને ખેડુતોને બીજા બળદ લેવા પડે છે, અને બળદોને કષ્ટ થાય છે તે તો જુદું ખેડુતો કહે છે કે અમારી ઘઉંની વાડીઓ સુકાતી હોય, વાઢ કર્યો હોય, ત્યારે બળદને લાગટ ન જોડીએ તે કેમ કામ આવે? આ કહેવુ તેમનુ ભુલ ભરેલુ છે બળદને વચ્ચે ત્રણ ચાર કલાકનો વિસામો આપી, આખા દિવસમા ફકત આઠ નવ કલાક જોડવામા આવે તો તેઓ જેટલા જોરથી કામ કરે છે, અને જેટલા કોસ કહાડે છે, તેટલુ કામ સવારથી અરધી રાત સુધી જોડાતા બળદ કરી શકતા નથી એની ખાત્રી કરવી હોય તો ખેડુતોએ કરી જોવી જેમ વધારે હાકણી થાય છે, તેમ કોસ કહાડના વાર લાગે છે, એટલે સરવાળે ફાયદો નથી. પણ ખેડુતનો જીવ જાય મારે છે, એટલે તે બળદને પોરો-વિસામો-આપતા નથી ભાર ખેચવામા પણ કોઈ કોઇ વખત હદ રહેતી નથી, અને નદી અથવા રેત ઉતરતા બળદો તુરી મરે છે, પણ થોડો ભાર ભરતા નથી ફેરો આટો વધારે થાય તો દરકાર નહિ, પણ ગજા કરતા વધારે ભાર ભરવાથી બળદ ગાંઠી જાય છે, અને તેનુ પાણી ઉતરી જાય છે બીજું બળદને થોડુ થોડુ કાયમ કામ મળે

એવા ગ્ર વીજ રહેતી નથી કામ કરાવે છે ત્યારે બહુ કરાવે છે, અને નથી કરાવતા ત્યારે દિવસના દિવસ સુધી છુટા ચરતા મુકે છે એ તો પાચ દહાડા ખુબ ખાવુ, અને પછી પાચ દહાડા અપવાસ કરવા જેવુ થયુ. અમાસ અગીયારસ અનલશી લોકો પાળતા આવ્યા છે, પણ હવે તે પણ પાળતા નથી જાણે એકદમ લાડવો છે તે ખાઈ જાઉં હાય! હાય! બે દહાડા બળદ બાન્ધ્યા હશે તો શું થશે? એમ કરી અણોજા પણ પાળતા નથી પણ ગુજરાતી બીજી ચોપડીમા એક છોકરો સાગરમાથી મુઠો ભરીને બાર કહાડતો હતો, તેની વાત કેમ ભુલી જાઓ છો? માટે ધીરજથી થોડે થોડે કામ કરવાથીજ અર્થ સરે છે બળદને દશ દહાડે એક દિવસ આરામ મળશે તો બીજે દિવસે તે પાછો જેરમા આવી અણોજાનો બદલો વાળી આપશે. માટે હજાર કામ હોય તોપણ અણોજા પાળવો વળી અમાસ અગીયારસ જેવા પવિત્ર દિવસે બળદોને જોડવનુ પાપ માનેલુ છે વરસો તો આવા ખરાબ આવે છે, તેમા વળી વધારે પાપનો પોટલો શા માટે બાધવો જોઇએ?

ત્રીજી વાત બળદની ચાકરીની છે બળદને સાતીએથી, કોસેથી કે ગાડેથી છોડયા પછી તેને હાથલા વતી કેટલા ખેડુતો માલેશ કરતા હશે? પાચ પદર દહાડે પણ કેટલા ધમારતા–નવરાવતા હશે? બહુજ થોડા. ઘોડાને ગાડીમાથી છોડયા પછી પછી તેને ખરેરો કરે છે, હાથલો ફેરવે છે, ધમારે છે અને તેની બીજી રીતે સભાળ રાખે છે, પણ ખેડુતને તેના કરતા વધારે ઉપયોગી બળદની તેઓ બીલકુલ ચાકરી કરતા નથી ચાકરી કરવાથી બળદનો થાક ઉતરે છે, તેના ઉપરના વાળ નીકળી જઇ ચામડી તેજી મારે છે, મેલ રહેતો નથી તેથી ઇતડી, વગેરે જીવાત તેને વળગતી નથી આ જીવાત જાનવરનુ લોહી ચુસી લઇ પોતાનો ગુજારો કરે છે, તેથી બળદનુ લોહી ઓછુ અને રોગી થાય છે આપણે માથુ ન ઓળીએ, હાથ પગ મો ન ધોઇએ, તો આપણને કેમ ચેન પડતુ નથી? થાકીને આવ્યા પછી તેલ ચોળી ઉન્હે પાણીએ નાહીએ તો કેવો થાક ઉતરી જાય છે? તેવીજ રીતે બળદની ચાકરી કરવાથી, અને તે થાકીને આવ્યા હોય તો, તેને ઉન્હે પાણીએ ઝારવાથી તેનો થાક ઉતરી જાય છે, અને બીજે દહાડે પાછા કામ કરવા માટે હોશથી તૈયાર રહે છે, માટે બળદને કામેથી છોડયા પછી તેની ચાકરી કરવામા ગફલત કરવી નહિ જોઇએ પાચ પદર દહાડે ધમારવાથી તેના અગને ચોટેલુ છાણ મુત્ર વગેરે તમામ નીકળી જઇ શરીરને સ્ફુરતી

આવશે

ચોથી વાત બળદને જ્યા બાધવામા આવતા હોય, તે જગ્યા સાફસુફ રાખ વાની છે બળદને ચોમાસામા ઢાળીયામા અથવા કોઢિયામા બાધવામા આવે છે, આ જગ્યામા ઘણે ભાગે અધારૂ હોય છે, તડકો ત્યા આવતોજ નથી બળદ છાણ મુતર ત્યાજ કરે છે તેમાથી છાણ કાઢી નાખવામા આવે છે, અને મુતરતો જમીનમા પચે—મરે—છે, અને ત્યાનું ત્યાજ સડે છે વખતે તેનો કાદવ પણ થાય છે બળદના પગ તેમા રહેવાથી તેનો મેલ તેની ખરી ઓમા ભરાય છે, તેથી ખરીઓ સડી જાય છે મુત્ર એ ઘણુ કિમતિ ખાતર છે, તે પણ ખોળે જાય છે મુત્રના સડવાથી દુર્ગંધ નીકળે છે અને તેથી પણ કોઢીયાની હવા બગડે છે તે હવા બળદના શ્વાસમા જાય છે, તેથી પણ રે ગ થાય છે, માટે જે જગ્યોએ બળદ બાધવામા આવતા હોય, તે જમીન ઉપર રાખ અથવા માટીનો થર નાખવો. અથવા કડબ કુવળ કે ઘાસની છત હોય તો, તેની પથારી કરવી, અને તે બે ચાર દહાડે ઉઠાવી લઇ ખાતરના ઢગલામા નાખવી, અને ઢાળીયામા તાજી રાખ, કુવળ વગેરે નાખવા. આ ચીજો મુત્ર ચુસી લે છે, તેથી તે જમીનમા મરતુ નથી, બળદના પગ સડતા નથી, ખરાબ વાસ આવતી નથી, અને સારૂ ખાતર પણ પુષ્કળ મળે છે ગ દવાડથી જુઆ, ઇતડી, લાણ્ય વગેરે અનેક જીવાતો થઇ બળદને હેરાન કરે છે, તેટલા માટે આવી જગ્યાએ વખતો વખત ધુમાડો પણ કરવો જોઇએ અને વરસમા બે ચાર વખત નીચેની જમીન બાળી દેવી જોઇએ, ધુમાડો કરવાથી બગા, માખીઓ, ડાસ વગેરેનું જોર પણ ઓછુ થઇ બળદને સુખ થશે કોઢીયાને હવા આવવા માટે પછવાડે જાળીયા મુકવા જોઇએ. -

ઉનાળાની અને બીજી ઋતુમા જ્યારે બળદને ફળીયામા બાધવામા આવ તા હોય અથવા કોસ છુટયા હોય, ત્યારે વાડીએ બાધવામાં આવતા હોય, ત્યારે પણ તે જગ્યાઓ, ઉપર કહયા પ્રમાણે ઘણી સ્વચ્છ રાખવી. બળદને ખોરાક પુરતો મળતો હોય, પણ ઉપર કહયા પ્રમાણેની ચાકરી ન હોય, તો તે નબળા પડી જાય છે, અને દુ:ખી થાય છે, એટલે ધણીને નિસાસો પડે છે આપણે આંગણે માત્ર પેટવડીએ વેઠ કરવા આવેલા જાનવરોના નિસાસા લેવા સારા નથી

ઉપર પ્રમાણેની સભાળ તો ગરીબમા ગરીબ ખેડુત પણ પ્રદ મહેનતથી લઈ શકે છે

પાચમી અને મુખ્ય વાત ખોરાકની છે આ બાબતમા જોઇએ તેવી પુરું ગોઠવણ કરવાનું બધા ખેડુતથી બનતુ નથી, કારણ કે કેટલાકને પોતાનેજ

પેટ પુરતું અનાજ મળતુ નથી તો બિચારા બળદને તે સારો ખોરાક શી રીતે આપી શકે? આવા લોકો પણ જો જરા વધારે લક્ષ આપે તો તે પોતાના બળદને સારી રીતે રાખી શકે એવુ છે નિરણની તાણનો સવાલ મુખ્ય છે, પણ ઘણે ભાગે તે પોતેજ નિપજાવે છે કડબ આખીને આખી નીરવાથી બળદ માત્ર પાદડા અને કુણો ખાઈ જાય છે, અને ગડા પડયા મુકે છે, અને તે ઓગઠ તરીકે કહાડી નાખવામા આવે છે આ ઓગઠના કેટલાકને ત્યા ગજ થાય છે, અને તે બળતર તરીકે વાપરે છે, અથવા ખાતરમા નાખવામા આવે છે એ વાત ખરી છે, પણ બળદને આખરે નીરણની તાણ પડે છે પણ જો કડબના નાના નાના કટકા કરીને નીરવામા આવે તો બળદ તે બધી ખાઇ જાય છે, અને ઓગઠ નીકળતી નથી કડબના ઓઘા કરી મુકવાથી તેને અગ્નિનો ભય રહે છે, પણ જો કડબના ઝીણા કટકા કરી વખારમા જમીનમા ખાડો કરી તેમા દબાવી ભરી રાખી હોય તો, થોડી જગ્યામા ઘણી નીરણ સમાય છે, અને તેને આગની બીક ઓછી રહે છે ખડ પાકયા પછી ન વાઢતા જ્યારે તેને છમરા નીકળે તે વખતે વાઢી રાખ્યુ હોય તો, તે વધારે કસદાર હોય છે ઉનાળામા જ્યારે નીરણની તાણ પડે છે, ત્યારે તેને માટે રજકો કે એવો મોલ વાવી તેને ટેકો આપવો જોઇએ વાડી કરી હોય તો થોડા કયાગ મેથીના અથવા રજકા ( ગદબ ) ના કે ગાજરના નાખવા કે બળદ તાજા રહે. વાવણીનો કે એવો હગામનો વખત હોય, ત્યારે બળદને ખોળ, કપાસીયા અને બની શકે તો ગોળ પણ આપવો આવે વખતે બે રૂપીયાનો ખર્ચ અવશ્ય કરવા ચુકવુ નહિ શિયાળામા તલના ખેડ કઢાવી બે ત્રણ આપવા. તેને કાયમ મીઠુ આપતા રહેવું આવી આવી બાબત તો ગરીબ ખેડુતો પણ રાખી શકે એવુ છે

ઉપર જે વાત હકીકત લખી છે, તે ખેડુતો જાણે છે, પરંતુ આળસુ અથવા બેદરકાર રહી તે પ્રમાણે કરતા નથી. તેમને જાગ્રત કરવા આ વિષય લબાણથી લખ્યો છે, કારણ કે તે ઘણો અગત્યનો છે, માટે આ બાબત ઉપર બરાબર લક્ષ આપવા ખેડુતોને વિનતિ છે



# જલાલપુર તાલુકા ડેવલપમેન્ટ એશોશીએશન (ખેડુત મંડળ)ના નીયમો.

## ૧. પ્રસ્તાવના

૧ આ મંડળનુ નામ જલાલપુર તાલુકા ડેવેલેપમેંટ એશોશીએશન (ખેડુત મંડળ) છે, અને તેનુ નોંધેલુ શીરનામુ જલાલપુર, તાલુકા જલાલપુર, જીલ્લા સુરત છે

૨ મંડળનો હેતુ– તાલુકાની ખેતીનો વિકાસ કરવાનો અને તે તાલુકામા સહકારી મંડલીઓ સ્થાપવાનો અને તેમની દેખરેખ રાખવાનો છે, અને સદરહુ હેતુ પાર પાડવા માટે, નીચે દર્શાવેલી દિશાઓમા કામ કરવાનો છે —

(૧) પ્રત્યક્ષ દેખાવો, ભાષણો અને ચોપાનીઆ દ્વારા ખેતી સબંધીનુ જ્ઞાન પ્રસરાવવુ

(૨) સહકારી મંડળીઓ મારફત અને સહકારી હીલચાલનાં સીધ્ધાંતો અનુસાર નીચેની વસ્તુઓ દાખલ કરવી અને પુરી પાડવી —

(અ) સારા અને ખાત્રીના બી

(બ) સારા અને સુધારેલા ઓજારો, અને

(ક) સારા અને ઉપયોગી ખાતરો

(૩) ઢોરની ઓલાદમા અને દુધના જથ્થામા સુધારો કરવો

(૪) છુટા છવાયા અને ખેતીની જમીનના નાના ટુકડાઓને એકત્ર અને મોટા કરવા

(૫) ગૌણ ધંધાઓ હુન્નરોને ખીલવવા.

(૬) ખેડુતોના સાધન વધારવા અને તેમની જમીનના વધારે સારા ખેડાણ માટે અને તેમની ઘરની જરૂરીયાતો પુરી પાડવા માટે સહકારી મંડળીઓ સ્થાપવી અને સુધારવી

(૭) યોગ્ય નતાધીકારીઓ પાસે ખેડુતોના દુખ રજુ કરવા

( ) બી, ખાતર અને ઓજારોની ખરીદ માટે જુદી મંડળીઓ સ્થપાય ત્યા સુધી, તે સાધનો સભાસદો અને સભાસદ મંડળીની યાદીઓ પ્રમાણે ખરીદવા અથવા સભાસદો અને સભાસદ મંડળીઓ માટે

જરૂર પડે ત્યારે જરૂરીયાતની યાદીઓ પ્રમાણે એવી વસ્તુઓ ખરીદ વી અથવા નાણાની જોખમદારી ખેડયા સીવાય સભાસદોની ખેતીની પેદાશના વેચાણ માટે ગોઠવણ કરવી.

(૯) સાધારણ સભાને મંડળના ઉદેશો અનુસાર બીજા જે કામો યોગ્ય દેખાય તે કરવા

## ૨. ભંડોળ

૩ નીચે બતાવેલા તમામ અથવા હરકોઈ પ્રકારે ભંડોળ ઉભું કરી શકાશે —

(અ) સભાસદો પાસેથી પ્રવેશ ફીથી

(બ) સભાસદો, વ્યકતીઓ અથવા સહકારી મંડળીઓ પાસેથી પ્રમાણ સર ફી અથવા લવાજમથી

(ક) કરજે નાણા કાઢીને

(ડ) સરકાર પાસેથી ગ્રાન્ટ લઇને.

(ઇ) બક્ષીસો વડે

ડીવીઝનલ બોર્ડ ઓફ એગ્રીકલચર ગુજરાતની પ્રથમથી પરવાનગી મેળ વીને વ્યવસ્થાપક કમીટી ઠરાવે તે મુજબ, મંડળનું ફંડ, સહકારી બેંકમા, પોષ્ટ ઓફીસ સેવીંગ્સ બેંક જલાલપુર, અગર રજીષ્ટર્ડ કોઓપરેટીવ સોસાય ટીમા રોકવામા આવશે, અથવા બોર્ડની પ્રથમ સમ્મતી લઇને વ્યવસ્થાપક કમીટી નકકી કરે તે પ્રમાણે ધીરવામાં આવશે.

જ્યારે ભંડોળ ખુટી પડે ત્યારે વ્યવસ્થાપક કમીટીને પોતાને યોગ્ય લાગે તેવી શરતે નાણા કરજે લેવાનો અધીકાર રહેશે, પરંતુ સાધારણ સભામા સ્વીકારવામા આવેલા છેલ્લા બજેટમા બતાવેલા લવાજમની વાર્ષીક ઉપજથી ચારગણા નાણા કરતા વધારે રકમ કરજે લઇ શકાશે નહીં, અને ઉપાડેલા નાણા ચાર વાર્ષીક સરખા હપ્તે ભરી દેવા પડશે.

## ૩ સભાસદ થવા વિશે.

૪ તાલુકાના સર્વે માણસો અને સહકારી મંડલીઓ કે જે આ તાલુકામાં ખેતીની ખીલવણીમા રસ લેતા હશે તે સભાસદ થવાને લાયક ગણાશે.

૫ સભાસદના ચાર વર્ગ રહેશે —

### (૧) મુરબ્બીઓ

(અ) એકજ વખતે રૂા૦ ૨૦૦) ની સામટી રકમ આપનારા મુરબ્બીઓ. (પેટ્રનો)

(ખ) એકજ વખતે રૂ૦ ૧૦૦ની સામટી રકમ આપનારા ઉપ-મુરબ્બીઓ
(વાઇસ-પેટ્રનો)

(૨) આજીવન સભ્યો.

(ક) એકજ વખતે રૂા. ૨૫ની સામટી રકમ આપનારા આજીવન સભ્યો
(લાઇફ મેમ્બરો)

(૩) સાધારણ સભ્યો

(ર) દર વરશે રૂપીયો એક આપનાર સભાસદો

(૪) સહકારી સભ્યો.

(ઇ) વારસીક રૂા ૨૫ અથવા દરેક સભાસદે રૂપીયો એક, એમાથી જે ઓછુ હોય તે, આપવાથી સહકારી મંડળીઓ આ મડળના સભાસદ થઇ શકશે

(ફ) જો કોઇ ગામ એકી વખતે સામટી રકમ આ મડળને આપશે તો તે ગામને દર વીશ રૂપીઆની પુરી રકમના પ્રમાણમાં એક સભ્ય ચુટીને મોકલવાનો અધીકાર કાયમને માટે રહેશે

નોધ ૧—પેટ્રનો અને વાઇસ પેટ્રનોને તેમની હયાતી બાદ ફકત એકજ વખત તેમના વારસને પોતાની જગ્યાએ નીમવાનો અધીકાર રહેશે

નોધ—(૨) સાધારણ સભામાં હાજર રહેલા સભાસદોમાથી બે તૃતીયાશ જેટલા સભાસદોના મત પડવાથી નીચેના કોઇપણ કારણસર સભાસદને, તેની હકીકત સાભળીને યોગ્ય લાગે તો મડળમાથી કાઢી મુકી શકાશે —

(અ) જો તે મુદામ જુઠી હકીકત જાહેર કરી મંડળને જાણી જોઇને છેતરતો હોય

(ક) જો તે દેવાળીયો અથવા કાયદેસર નાલાયક ઠર્યો હોય

(બ) જો તે મંડળની આબરૂને નુકશાન થાય એવુ કામ ઈરાદાપુર્વક કરે

આવા સભાસદને કાઢી મુકતા પહેલા કમીટીએ તેને કાઢી મુકવાની દરખાસ્તની પદર દીવસ અગાઉ લેખી નોટીશ આપવી પડશે

નોધ ૩-સભાસદ થવા માટેની અરજી સાથે દરેક સખસે પ્રવેશ ફી તરીકે રૂા ૧ આપવો પડશે

(૫) (૨) વાર્ષીક ફી જાન્યુઆરીની પહેલી તારીખે લેહેણી થશે અને તે તારીખથી ૧ મહીનાની અંદર આપવી પડશે જે મેમ્બરોએ ફી નહી ભરી હશે તેમને મત આપવાનો અધીકાર રહેશે નહી

જરૂર પડે ત્યારે જરૂરીયાતની યાદીઓ પ્રમાણે એવી વસ્તુઓ ખરીદવી અથવા નાણાની જોખમદારી ખેડયા સીવાય સભાસદોની ખેતીની પેદાશના વેચાણ માટે ગોઠવણ કરવી.

(૯) સાધારણ સભાને મંડળના ઉદ્દેશો અનુસાર બીજાં જે કામો યોગ્ય દેખાય તે કરવા.

## ૨. ભંડોળ

૩ નીચે બતાવેલા તમામ અથવા હરકોઈ પ્રકારે ભંડોળ ઉભુ કરી શકાશે —

(અ) સભાસદો પસેથી પ્રવેશ ફીથી.

(બ) સભાસદો, વ્યકતીઓ અથવા સહકારી મંડળીઓ પાસેથી પમાણુ સર ફી અથવા લવાજમથી.

(ક) કરજે નાણા કાઢીને

(ડ) સરકાર પાસેથી ગ્રાન્ટ લઇને.

(ઇ) બક્ષીસો વડે

ડીવીઝનલ બોર્ડ ઓફ એગ્રીકલચર ગુજરાતની પ્રથમથી પરવાનગી મેળવીને વ્યવસ્થાપક કમીટી ઠરાવે તે મુજબ, મંડળનું ફંડ, સહકારી બેંકમા, પોષ્ટ ઓફીસ સેવીંગ્સ બેંક જલાલપુર, અગર રજીસ્ટર્ડ કોઓપરેટીવ સોસાયટીમા રોકવામા આવશે, અથવા બોર્ડની પ્રથમ સમ્મતી લઇને વ્યવસ્થાપક કમીટી નકકી કરે તે પ્રમાણે ધીરવામાં આવશે.

જ્યારે ભંડોળ ખુટી પડે ત્યારે વ્યવસ્થાપક કમીટીને પોતાને યોગ્ય લાગે તેવી શરતે નાણા કરજે લેવાનો અધીકાર રહેશે, પરંતુ સાધારણ સભામાં સ્વીકારવામા આવેલા છેલ્લા બજેટમા બતાવેલા લવાજમની વાર્ષીક ઉપજથી ચારગણા નાણા કરતા વધારે રકમ કરજે લઈ શકાશે નહીં, અને ઉપાડેલા નાણા ચાર વાર્ષીક સરખા હપ્તે ભરી દેવા પડશે.

## ૩ સભાસદ થવા વિષે.

૪ તાલુકાના સર્વે માણસો અને સહકારી મંડળીઓ કે જે આ તાલુકામાં ખેતીની ખીલવણીમા રસ લેતા હશે તે સભાસદ થવાને લાયક ગણાશે

૫ સભાસદના ચાર વર્ગ રહેશે —

### (૧) મુરબ્બીઓ

(અ) એકજ વખતે રૂ૦ ૧૦૦) કે સામટી રકમ આપનાર મુરબ્બીઓ. (પેટ્રનો)

(બ) એ
. ..ોશ પ્રસીધ્ધ કરીને આપવામા આવશે નોટીશમા સભા બોલાવવ ાનેનો દીવસ, વખત અને સ્થળ બતાવી સભામા કરવાના કામનુ (ક્રમ કરવામા આવશે

૧૦ સાધારણ સભામા હાજર રહેલા પેકી બે તૃતીયાશ સભાસદોની ાનગીથી સભા બોલાવવાની નોટીશમા નહી દર્શાવેલી કોઇપણ બાબત ગધી દરખાસ્ત, હરકોઈ સભાસદ રજુ કરી શકશે, પરતુ કોઈથી એ પ્રમાણે ડળના નીયમોમા અગર બજેટમા ફેરફાર કરવાની દરખાસ્ત મુકી શકાશે હી

૧૧. સભામા જે કામ ચલાવી શકાય તેટલી હાજરી ('કોરમ') ન થાય અગર તમામ કામ પુરૂ ન થાય, તો બધુ અગર બાકી રહેલું કામ, તે દીવસે પરતુ મુકી શકાશે અને બીજા દીવસ પર મુલતવી નાખી શકાશે. જે દીવસપર સભા મુલતવી રાખી હોય તે દીવસે પણ જો "કોરમ" ન થાય તો "કોરમ" શીવાય કામનો નીકાળ કરવામા આવશે.

૧૨. તમામ વાર્ષીક સાધારણ સભામા, હાજર રહેલા સભાસદો પ્રમુખ અને બીજા અમલદારોને ચુટી કાઢશે. બીજી બધી બાબતમા સામ્ય હશે તો મુરબ્બીઓ અથવા આજીવન સભ્યોમાથી પ્રમુખ ચુટી કાઢવામા આવશે. મડળના અમલદારો નીચે પ્રમાણે રહેશે —

(૧) પ્રમુખ (૨–૩) ઉપપ્રમુખો, એક પાટીદારમાથી ને એક સુપા ભાગ માથી, (૪) હોધ્ધાની રૂએ ઉપ પ્રમુખ ( તાલુકાના મામલતદાર સાહેબ ) (૫) અને (૬) બે સેક્રેટરીઓ ( હોધ્ધાની રૂએ ) એક ડીસ્ટ્રીકટ એગ્રીકલચર ઓવરસીયર, સુરત, અને બીજા ચુટી કાઢેલા સેક્રેટરી (૭ થી ૧૨) વ્યવસ્થાપક કમીટીના સભાસદો, તે પઇકી એક હોધ્ધાની રૂએ એગ્રીકલચરલ ઓવરસીયર અમલસાડ ફાર્મ રહેશે. (૧૩ થી ૧૪) બે ઓડીટરો. તે પઇકી એક હોધ્ધાની રૂએ સહકારી મડળીઓના સુરતના ઓડીટર અને બીજા ચું ટી કાઢેલા ઓડીટર

૧૩ દરેક સભાસદને હાજર રહેવાનો તથા એક મત આપવાનો હક રહેશે પ્રમુખને પોતાના સાધારણ મત ઉપરાત એક વીશેષ ( કાસ્ટીગ ) મત આપવાનો હક રહેશે હાજર ન હોય તેવા કોઇ સભાસદોને બદલે બીજા કો ઇ હાજર હોય તેવા સભાસદો મત આપી શકશે નહી

૧૪ સભાસદોની એકદર સખ્યાના ત્રણ પચમાસ અગર ૨૫ સભાસદો . પઇકી જે સખ્યા ઓછી હોય તેટલાનુ "કોરમ" થયેલુ ગણાશે

## ૫ વ્યવસ્થાપક કમીટી

૧૫ મંડળના કામકાજની વ્યવસ્થા કરવા સારૂ રૂલ ૧૨ મુજબ ૭ થી ૧૨ સભાસદોની વ્યવસ્થાપક કમીટી નીમવામા આવશે આ કમીટીને પોતાના સભાસદોની કુલ સખ્યા ૧૫ સુધી વધારવાનો અધીકાર રહેશે આ નિયમોને અને મંડળની સાધારણ સભામા પસાર કરેલા ઠરાવોમા તેમના વર્તનને સારૂ જે સુચનાઓ આપી હોય તે અનુસાર વ્યવસ્થાપક કમીટી, મંડળની તમામ સત્તા ભોગવશે

૧૬. વ્યવસ્થાપક કમીટી કામનો નીકાલ કરવા સારૂ જરૂર પડે તેટલી વાર સભા ભરશે. પણ આ સભા ત્રણ મહીનામા નિદાન એક વાર તો થવીજ જોઇએ પાચ સભાસદોનુ "કોરમ" થયેલુ ગણાશે

૧૭ વ્યવસ્થાપક કમીટીને મંડળની સાધારણ સભા ચુટી કાઢશે અને તે એક વરસ સુધી અધીકાર ભોગવશે વરસ દરમ્યાન ખાલી પડેલી જગ્યા કમીટીના સભાસદ વધુ મતથી પુરી શકશે

૧૮. મંડળના ચુટી કાઢેલા પ્રમુખ, તે વ્યવસ્થાપક કમીટીના પણ પ્રમુખ થશે જ્યારે તે ગેરહાજર હોય ત્યારે ચુટી કાઢેલા ઉપ-પ્રમુખો પૈકી એકને સભા પ્રમુખ સ્થાને તે દીવસને માટે ચુટી કાઢશે. આ ત્રણે જ્યારે ગેરહાજર હોય ત્યારે હોદ્દાની રૂએ જે ઉપ-પ્રમુખ હશે તે પ્રમુખસ્થાન લેશે જો પ્રમુખ અને ઉપ-પ્રમુખો ગેરહાજર હોયતો તે દીવસની સભા સારૂ વ્યવસ્થાપક કમીટી પોતાનો પ્રમુખ ચુટી કાઢશે જો સરખા મત થાય તો પ્રમુખને. પોતાના સાધારણ મત ઉપરાત એક વીશેષ (કાસ્ટીગ) મત આપવાનો હક છે

૧૯ કમીટીએ અગર કમીટીના સભાસદ તરીકે કામ કરનાર કોઇ પણ સખસે કરેલા તમામ કામો, કમીટીની અથવા તે સખસની નીમણુક ઠરવામા કોઇ ખામી હતી એવુ પાછળથી માલમ પડે તોપણ, કમીટી અગર એવો દરેક શખસ યોગ્ય રીતે નીમાયો હોત તો જેટલા કાયદેસર ગણાત, તેટલાજ કાયદેસર ગણાશે

૨૦ આ કમીટીનુ કામ નીચે પ્રમાણે છે—

(અ) સાધારણ સભાએ નક્કી કરેલા કાર્યક્રમ પ્રમાણે વીગત વાર કામની રૂપરેખા દોરવી

(બ) સલાહ આપનારી (એડવાઇઝરી) કમીટીએ કરેલી સુચનાઓનો અમલ કરવો

(૬) મંડળના નાણા ડીવીઝનલ બોર્ડ ઓફ એગ્રીકલ્ચર ગુજરાતની મંજુર કરેલી કોઇ બેન્કમા અથવા સંસ્થાઓમા મુકવા. એપ્રીલ મહીનામા સાધારણ સભા મળે અને કમીટી નીમાય કે તુરતજ બોર્ડની મંજુરી દર વરસે મેળવવી પડશે

(૬) સેક્રેટરીએ ગણેલા હીસાબ તપાસવા

(૭) જરૂરી ખર્ચ મંજુર કરવુ, રોકડ સીલક ગણવી, અને બીજુ પરચુરણ કામ કરવુ

(૮) લોન રજીસ્ટર તપાસવુ અને જે રકમો વખતસર વસુલ ન થઇ હોય તેને વસુલ કરવા પગલા ભરવા

(૯) હીસાબ અને દફતરો સેક્રેટરીઓ બરાબર રાખે છે કે કેમ તેની કાળજી રાખવી

(૧૦) કમીટી આગળ બીજુ કોઇ કામ આવે તે કરવું

૨૧ વ્યવસ્થાપક કમીટીના બધા ઠરાવો કમીટીની મીનીટ બુકમા નોધી લેવામા આવશે અને તે મીનીટ બુકમા, હાજર રહેલા સભાસદોના નામ જણાવવામા આવશે અને સેક્રેટરી અને પ્રમુખ તેના પર સહી કરશે આ ઠરાવો બીજી મીટીગમા વાચી સભળાવ્યા બાદ મંજુર કરવામા આવશે

૨૨. વ્યવસ્થાપક કમીટીની સામાન્ય સભાની ખબર સાત દીવસ અગાઉ અને ખાસ સભાની ખબર ત્રણ દીવસ અગાઉ, સેકરેટરી આપશે. નોટીશમા સભા બોલાવવા માટે ઠરાવેલો દીવસ, વખત અને સ્થળ બતાવી, સભામા કરવાના કામનું નીરૂપણ કરવામા આવશે

## ૬ સેક્રેટરીઓ

૨૩ સેક્રેટરીની ફરજો નીચે પ્રમાણે છે —

(૧) મંડળની તમામ સભાઓ બોલાવવી અને તેમાં હાજર રહેવુ.

(૨) તેવી સભાઓના કામકાજની, નોધની ચોપડીમા, નોધ કરવી.

(૩) બીજી મીટીગ ભરાય ત્યારે તેની આગળની મીટીગમા પસાર થયેલા ઠરાવો પ્રમાણે કયા કયા કામો થયા છે તેનો રીપોર્ટ કરવો અને જો કોઇ કામો ન થયા હોય તો તે શા કારણોથી થયા નથી તે જણાવવુ વ્યવસ્થાપક કમીટીના હુકમને અનુસરી નાણા ખરચ પાડવાં અને વસુલ લેવા ખરચની કોઇપણ બાબત માટે રૂપીઆ દશ સુધીની રકમ સેક્રેટરીને ખરચવાની સત્તા છે દશ રૂપીયાની ઉપરની રકમ માટે, પ્રમુખની અને તેની ગેરહાજરીમાં ઉપ-પ્રમુખની પરવાનગી મેળવવી પડશે

આવશે, અને તે સભા મળવાના ઓછામાં ઓછા ૧૫ દીવસ અગાઉ પ્રસીદ્ધ [illegible] સુધા ડીવીઝનલ બોર્ડ ઓફ એગ્રીકલચર, ગુજરાત; સુરત, પસંદ કરી નોંધશે નહી ત્યાં સુધી અમલમા આવશે નહી

## ૧૨. અપીલ

૨૯. તમામ બાબતમા વ્યવસ્થાપક કમીટીના નીકાલ ઉપર, સાધારણ સભામા અપીલ ચાલી શકશે

## ૧૩ નોંધણી.

૩૦ મંડળ નોંધણી માટે ડીવીઝનલ બોર્ડને અરજી કરશે બોર્ડ મંડળના પેટા કાયદા મંજુર કરી અથવા તેમા ફેરફાર કરી મંડળને નોંધશે આવી રીતે મંજુર કરેલા નિયમો આ મંડળના નિયમો ગણાશે.

## ૧૪. કાયમ ભંડોળ

૩૧ મુરબ્બીઓ, ઉપ મુરબ્બીઓ અને આજીવન સભ્યો પાસેથી ફી તરીકે લેવામા આવેલા નાણાને જુદા રાખીને કાયમ ભંડોળ ખાતે લઇ જવાનો મંડળનો હાલમા હેતુ છે કાયમ ભંડોળનું વ્યાજ, મંડળના પરચુરણ ખર્ચમા, વાપરવામા આવશે જો ભવીષ્યમા કાયમ ભંડોળનો આખો અથવા થોડો ભાગ મંડળના હીત સારૂ વાપરવાની જરૂર જેવું લાગે તો સાધારણ સભા તે સંબંધનો ઠરાવ કરી શકશે, અને તે માટે ડીવીઝનલ બોર્ડની પરવાનગી મળ્યા પછી સાધારણ સભામાં ઠરાવ થયા પ્રમાણે કાયમના ભંડોળમાંથી મંડળના ચાલુ ભંડોળ ખાતે લઇ જવામા આવેલી રકમ, વ્યવસ્થાપક કમીટીથી વાપરી શકાશે.

## ૧૫ નોટીસ બજાવણી

૩૨ આ નીયમોમા કલમ ૪ નોંધ ૨ મા એમ જણાવવામા આવ્યું છે કે કોઇ પણ સભાસદને લેખી નોટીસ આપવામા આવશે તેની મતલબ એવી છે કે તે [illegible]નુ સાધારણ રીતે છેલ્લુ જે સરનામુ હોય તે સરનામે લેખી નોટીસ પહોચાડેથી, નોટીસની પુરતી બજાવણી થઇ છે, એમ ગણાશે

# ૧૯૨૫—૨૬ના સાલનો કાર્યક્રમ

૧ નીચે મુજબના હથીયારો ચલાવી બતાવવા

"અ" લોખંડી હળ

૧ બી ટી ૨

૨ બી ટી ૬

૩ મોનસુન

૪ હીંદુસ્તાન

૫ ચોકીંગ પ્લાઉ નં ૮

૬ રીજીંગ પ્લાઉ

"બ" લોખંડી કોસ અને ચાક "ગગડો"

"ક" ચાફ કટર "કડબ કાપવાનો સંચો"

"ડ" વીનોઅર્સ "ઉપણવાના સંચા"

"ઈ" પ્લેનેટ જુનીયર હેન્ડ હો, "હાથ કરબી"

"એફ" પ્લેનેટ જુનીયર બુલોક હો "બળદથી ચાલતી સુધારેલી કરબી"

"જી" જુવાર મસળવાનો પત્થરનો રોલર (મળી શકે તો)

"એચ" ડીસ્ક હેરો

૨ નીચેની ચીજો દાખલ કરવી અને પુરી પાડવી.

"અ" શાક તરકારીનું બી—સ્વીટ પીઝ, પીઝ, "ફ્રેન્ચ બીન" "ફણસી", અને બીજી બીન્સ અને બીજા ચોમાસુ વિલાયતી શાક તરકારીના બી

"બ" નવા પાકોને દાખલ કરવાને પ્રચાર કરવો

(૧) ૧૦૨૭ એ એલ એફ નુ કપાસ બી

(૨) સરકારી ફાર્મનું સારી જાતનું જુવારનું બી

(૩) મગફળી અને શાકની સારી જાતોના બી

"ક" સારી જાતના આંબા અને ચીકુની કલમ, અનેનાસ, પીપર, એલચી, મરી, પરવર, સારી જાતની કેળો વીગેરે.

"ડ" કપાસ અને જુવારની હારોમાં શણનો લીલા ખાતર તરીકે ઉગાડવાનો પ્રચાર કરવો

રસાયનીક ખાતરોની અજમાયશ કરી જોવી અને તેનાથી થતા ફાયદાની નોધ લેવી

"ઇ" ખેતીવાડીના સુધરેલી જાતના ઓજારો ભાડે અને વેચાતા આપવા અને તેને પ્રત્યક્ષ ચલાવી બતાવી દેશી ઓજારો કરતા વધુ ફાયદા થાય છે એમ સિધ્ધ કરી બતાવવુ.

"એફ" મોરથુથુના પડીકા પુરા પાડવા.

"જી" બોર, ગુલાબ, સતર્ત, વિ૦ ની આંખો ચઢાવી આપવી

"એચ" કપાસને જુવારનું પાળીઆ ઉપર વાવેતર કરવાની પધ્ધતિનો પ્રચાર કરવો અને તેના અંગે રીજીંગ પ્લાઉ પુરા પાડવાં.

૩ આ તાલુકામા જુવારની જુદી જુદી જાત કયા કયા ઉગે છે તેની તપાસ કરવી.

૪ તાલુકામા લોકો બીનો સંગ્રહ કેવી રીતે કરે છે તે બાબત તપાસ કરવી.

૫ જુવાર કાપી લીધા પછી તરતજ ખેતરોમા કરબ ફેરવી ખુંપરા કાઢી નાખવા લોકોને સમજુત આપવી જેથી જુવાર અંદર ગાભરી નામનો કીડો પડે નહિ

૬ જંતુનાશક અઉષધિઓનો પ્રચાર કરવો.

(અ) જુવારમા થતો આજીયાનો રોગ અટકાવવા સારૂ મોરથુથાના પાણીમા પલાળી વાવેતર કરવાનું.

(બ) કપાસ, અને દુધી, કોળાં વિ૦ જાતની શાક તરકારીમા મોલા પડે છે તેને માટે કેરોસીન ઇમલશન વાપરવું.

(સ) મરચીને કોકડવાનો રોગ આવે છે તેને માટે ચુનો અને ગંધક નુ મીશ્રણ વાપરવુ

(ડ) ડુક્કરો તથા શીયાળોનો નાશ કરવા ઝેરનો ઉપયોગ કરવો.

(ઇ) ઇનકોસોપોલ અને રોઝીન વોશ, ખાટા લીબુ ઉપર "મીલી-વીગ્સ" નામનો રોગ પડે છે તેના માટે વાપરવાં

(એફ) આંબાના થડને કોરી ખાનાર કીડા ઝેરી દવા નાખી મારી નાંખવાને બતાવવુ

(જી) જરાયત તુરમા તથા બાગાયતી પાકો, ફળ ઝાડ, વિ૦ માં રોગ માલમ પડે ત્યારે અઉષધીઓ છાંટી આપવી

૭ ઘર ગથુ ઉદ્યમ એટલે કે હાથે કાંતવાનો તથા વણવાનો ધધો શીખવવા પયત્ન કરવો કેરીના રસના ડબ્બા ભરવા તથા કાચી કેરી જે હાલમા ખડી જાય છે તેની સુકવણી કરવાનુ' શીખવવુ
૮ ઢોરની ઓલાદ સુધારવી
૯ પ્રદર્શનો તથા પ્રાત્યક્ષીકો ભરવા.
૧૦ તાલુકામા જુદી જુદી જગ્યાએ એગ્રીકલચરલ સરવે મુજબ, નોન ક્રેડીટ સહકારી સોસાઇટીઓ સ્થાપવી દાખલા તરીકે —
(અ) શાક ભાજી વેચવાની સોસાઇટી.
(બ) બી પુરૂ પાડવાની સોસાઇટી
(ક) રૂ તથા કપાસના વેચાણ માટે સોસાઇટી
(ડ) ખાતર તથા હથીયાર પુરા પાડવાની સોસાઇટી
(ઇ) પાણી પુરૂ પાડવા માટે પપીંગ સોસાયટી
૧૧ લોકોને નડતી અડચણો દુર કરવી
(૧) પાણી વિષે બદોબસ્ત કરવો,
(૨) ખેડુતોના છોકરાઓને ખેતીની વ્યવહારૂ રીતોથી વાકેફ કરવા તથા કેળવણી આપવી.
૧૨ પરચુરણ
(અ) જુદા જુદા ખેતીવાડી ખાતાના નિષ્ણાતો તરફથી ખેડુતોને મદદ અપાવવી જેથી તેઓને પુરતો લાભ મળે
(બ) ખેતીવાડીમા થયેલા સુધારા મેજીક લેનટર્ન દ્વારા બતાવવા જેથી તેઓને ખેતીના કામમા મંગતા પડે
(ક) જાનવરોની સભાળ તથા ઓલાદમા સુધારો કરવા વિષે તથા સાધારણ રોગમા દવાના ઉપચારો બતાવવા તથા વધુ રોગ ન ફેલાય તે સારૂ ઉપાયો બતાવવા.
(ડ) અમદાવાદ વિભાગમા કુવાઓના પાણી ખારાં થઇ ગયા છે ત્યા "ટ્રાયલ બોરીંગ" કરાવવા અને જો મીઠા પાણી ન મળે તો હીમાયતનો દર ઓછો કરાવવા તજવીજ કરવી

તા૦ ૪૦— ઉપરના કાર્યક્રમમા નીચેની કલમો ઉપર વિશેષ લક્ષ રાખવાના આવશે

ના૦ ૨-(બ) ૧, ૨, ૩, (ક), (એફ), (ડી), (એચ)–ના૦ ૬, ના૦ ૮ અને ના૦ ૧૦ (ક)

# ચોર્યાસી તાલુકા ડેવલપમેન્ટ એસોશીએશનની ત્રીજી વાર્ષિક સભા.

સરદાર દાવર ટી કે મોદીની ઓફીસમા ચોર્યાસી તાલુકા ડેવલપમેન્ટ એસોસીએશન (ખેડુત મડળ) ની સભા ગઈ તા૦ ૧૦ મીએ મળી હતી

સભામા હાજર રહેલા ગૃહસ્થો પૈકી મુખ્ય સરદાર દાવર ટી કે મોદી રા બા ભીમભાઈ આર નાયક, મી બી. જી જોશી, ચોર્યાસી તાલુકાના મામલતદાર, મી વી એ. જાદવ, મી ટી વી. નગરશેઠ, ડીસ્ટ્રીકટ એગ્રીકલચર ઓવરસીયર, મી વાઇ ટી દેસાઇ એગ્રીકલચરલ ઓરગેનાઇઝર કોઓપરેટીવ સોસાયટીઝ, સુરત વીગેરે હતા

શરૂઆતમા સરદાર દાવર મોદીએ ગ્રહસ્થો તથા પરોણાનો આભાર માની ટુકાણમા જણાવ્યુ કે મડળના ધારા ધોરણ મુજબ વાર્ષીક મીટીગ જુન માસમા બોલાવવી જોઇએ પણ ચોમાસામા દુરના ગામોમાંથી મેમ્બરોને આવવુ કઠણ પડે તેથી કરીને મુલતવી રાખેલું પાછળથી અનેક મુશીબતને લીધે હમણા મીટીગ ભરવાનુ બન્યુ છે હુ ધારૂ છું કે આ ઢીલ આપ દરગુજર કરશો જે રીપોર્ટ આપની સમક્ષ મુકવામા આવશે તેમા ગયા જુન માસ સુધીની કામગીરી જણાવી છે પણ તે તૈયાર કર્યા પછી ઘણા અગત્યના કામ નવા ફીલ્ડમેન મી ટલાટીએ કર્યા છે ને તેમના આવ્યા પછી મડળમા જાગૃતી થઇ છે તેમને ત્રણ વર્ષ નોકરી કરવાની શરત કરી છે આ ઉપરાત મડળની ફી વસુલ કરવામા આપણને ઘણી મુશીબત પડે છે ને તેમા દરેક કાર્યવાહક ઉત્સાહ ભર્યો ભાગ લે તો કઈક અશે આ મુશ્કેલી દુર કરી શકાય

મી ટી વી નગરશેઠે જણાવ્યુ કે આજ રોજ આપણે ચોર્યાસી તાલુકા ખેડુત મડળના ત્રીજા વાર્ષીક સમેલન માટે ભેગા મળ્યા છીએ આ મંડળ કેવા સજોગોમા તથા કેટલી મહેનતથી આ પાયા ઉપર મુકાયુ છે, તે પણ સૌ ભાઇને વીદીત છે મડળ સ્થાપન થયુ ત્યારથી આજ સુધી એટલે લગભગ સાડાત્રણ વર્ષ સુધી આ સસ્થાના ઓનરરી સેક્રેટરી તરીકે મે કામ કર્યુ છે તે દરમ્યાન આ સસ્થામા ત્રણ ખેતીવાડીના ગ્રેજ્યુએટોની નીમણુક થઇ છે જેઓને કેળવવાનુ કામ મારે કરવુ પડયુ છે શરૂઆતમા આ તાલુકા

ની ખેતીની પરીસ્થીતીનુ નીરીક્ષણ (સરવે) ૧૯૨૨મા આ મડળના ફીલ્ડમેન મી. અબલાલ પટેલની મદદથી મેં કર્યુ હતુ ને તેનો રીપોર્ટ મંડળ પાસે છે સાડાત્રણ વર્ષ દરમ્યાન આ મંડળના પ્રમુખ તરીકે સરદાર દાવર મોદીએ સેવા બજાવી છે. ને રા બા ભીમભાઈ આર. નાયકે ઉપપ્રમુખ તરીકે સેવા કીધી છે, મડળની કાર્યવાહક કમીટીના મેમ્બરો તરીકે મેસર્સ ગુલાબભાઈ રણછોડજી, હોરમશા શાપુરજી પટેલ, બમનજી માણેકજી પટેલ, રામભાઇ રણછોડજીના નામો મારે ખાસ આપના આગળ રજુ કરવાના છે તેઓ સર્વે એ મને કામ કરવામા ઘણીજ મદદ આપી છે અને તેથી હું તેમનો ઘણો ઉપકારી થયો છુ અને મડળના સેક્રેટરી તરીકે તેઓના હુ જાહેર મડળ તરફથી ઉપકાર માનુ છુ.

આ જીલ્લામા ખેડુત મંડળ વધારવા માડયા છે ને તેને દરેક ડીસ્ટ્રીકટ એગ્રીકલચરલ ઓવરસીયર તરીકે મદદ કરવી જોઇએ ને તેના હીતને ખાતર મારે આ સસ્થાનુ સેક્રેટરીનુ કામ જે સાડાત્રણ વર્ષથી કરી રહયો છું તે છોડવાની ફરજ પડે છે મારે બદલે મી૦ કાવશશા બહેરામશા નાણાવટી જેઓ મારા જોડયા સેક્રેટરી હતા તેમને વકીગ સેક્રેટરી તરીકે અને આ મડળના ગ્રેજ્યુએટ ફીલ્ડમેન મી૦ તલાટીને મી૦ નાણાવટીની જગ્યાએ જોડયા સેક્રેટરીની નીમણૂક બદલ, આપના સમક્ષ દરખાસ્ત કરવામા આવશે તે વખતે આપ તેને મજુર કરશો એવી આશા છે મી૦ નાણાવટી એક ઉત્સાહી ગૃહસ્થ છે ત્રણ વરસ થયા પોતે ખેતી કરવા માંડી છે, વિલાયતના એમપાયર એકઝીબીશન ની તેમણે મુલાકાત લીધી છે ને યુરોપના બીજા દેશોની ખેતી પણ જોઇ છે તથા તેઓએ મારી સાથે બે વરસ સુધી સેક્રેટરી તરીકે કામ કર્યુ છે એટલે મને આશા છે કે તેઓ આપને પુરતો સતોષ આપશે હુ ઇચ્છુ છું કે આ મડળનું કાયમનુ ભંડોળ દીન પ્રતીદીન વધતુ જાયને તાલુકાની ઉન્નતી કરવાનુ એક મુખ્ય કામ કરનારા મડળ તરીકે લેખાય.

ત્યારબાદ કાર્યવાહક મડળની નીમણુક કરવામા આવી હતી.—

પ્રમુખ —સરદાર દાવર ટી કે મોદી.
ઉપપ્રમુખ — રાવ બહાદુર ભીમભાઇ આર નાયક.
રા ભાઇશકર ગોપાળજી જોશી.
, મામલતદાર ચોર્યાસી ( એકસ ઓફીશીઓ )
સેક્રેટરી—મી૦ સી૦ બી૦ નાણાવટી અને મી૦ આર૦ પી૦ તલાટી.
( જોઇન્ટ સેક્રેટરી

મેમ્બરો–મેસર્સ ભગનજી માણેકજી પટેલ, રામભાઈ રણછોડજી, ગુલાબભાઈ રણછોડજી, દુર્ગાભાઈ ભગવાનજી, જગાભાઈ ગોરધનભાઈ, છીતુભાઈ રણછોડજી, નાથુભાઈ મકનજી, હોરમજશા શાપુરજી અને ડાહ્યાભાઈ રતનજી.

ઓડીટર–૧ કોઓપરેટીવ સોસાયટીના ઓડીટર (હોદ્દાની રૂએ) અને મી૦ નર્મદાશંકર દીનમણીશંકર વઇદ

એ પછી મંડળની કામગીરીનો ૧૯૨૪–૨૫ ની સાલનો રીપોર્ટ, ૧૯૨૪=૨૫ ની સાલનુ હીસાબનું સરવાયું, '૯૨૫–૨૬ ના સાલનો કાર્યક્રમ ૧૯૨૫–૨૬ની સાલનુ અંદાજપત્રક વીગેરે નીચે મુજબ મી. નગરશેઠે વાંચી સભળાવ્યુ હતુ જે સર્વાનુમતે મજુર થયુ હતુ

## મંડળનો ત્રીજો વાર્ષીક રીપોર્ટ

આ મંડળ તા ૧૮ જુન ૧૯૨૨ના રોજ ડોકટર હેરોલ્ડ એચ માન ખેતીવાડી ખાતાના વડા અધીકારીના પ્રમુખપણા નીચે સ્થપાયલું હતુ મંડળની સ્થાપના થયે આજ દીને ત્રણ વર્ષ પુરા થઇ તા ૧૮ જુન ૧૯૨૫થી ચોથા વર્ષની શરૂઆત થઈ છે

સભાસદો નીચે મુજબ છે,

પેટ્રન ૧૩, લાઇફ મેમ્બર ૫૫ અને વાર્ષીક મેમ્બર ૪૦૪

રા રમણલાલ પી તલાટી બી. એજી મંડળમા ગ્રેજ્યુએટ ફીલ્ડમેન તરીકે હાલ કામ કરે છે

મંડળની કામગીરી—આ સંસ્થા તરફથી ઓજારના ડીપો રાખવામા આવી છે ને લોખંડી હળ જેવા કે બીટી હળ, મીટી હળ, મોનસુના રીજીંગ હળ વી. ભાડે તથા મફત આપવામા આવે છે

(બ) ચાલુ વર્ષમા ૧૨૫ બોરડીઓને સારી માપની આંખો ચઢાવી હતી સદરહુ કામો ખભાલસા, અડાજણ, પરવત વી. ગામોમા કરવામા આવ્યુ છે.

(ક) કોબીજ, કમબી વીનુ ઉતમ જાતનું બી તથા ફળઝાડનો કલમો વીગેરે ખરીદી ખેડુતોને વહેચવામા આવી છે ને લગભગ રૂ૦ ૫૦૦ ની કીંમતના ખેતીવાડીના ઓજારો મંગાવી આપવામા આવ્યા છે

(ડ) જુવારના પાકમા અંજીયા રોગ અટકાવવા સારૂ કુલ ૬૦૦ પડીકાની વહેચણી કરી છે

(ઇ) ભુંડ તથા શિયાળોને મારવા માટે આરસેનીકના પડીકા નંગ ૨૭ તથા સ્ટ્રાકનીનના પડીકા નંગ ૪૦ વહેચવામા આવ્યા હતા આનુ પરિણામ ઘણુ સારૂ આવ્યુ છે,

(એફ) ફુલ ઉપર જીવાત રોગ પડે છે તે અટકાવવા ઇલાજો લીધા હતા જેવાં કે કોઠારમા પડતા જીવાતો ઉપર શોધન કરવાનુ કામ, આણામા પડતા કીડાઓ તથા મોટા લીબુ ઉપર પડતી જીવાત વીગેરે.

(જી) મંડળે ૨૨૦૦ પાઉન્ડ આખામાં પુરવા સારૂ મીઠુ ખેડુતોને મેળવી આપ્યું હતુ.

(એચ) તાલુકામા જુવારની જાતનો અભ્યાસ કરી તેનો રીપોર્ટ બહાર પાડયો છે

ઉપરના કાર્યો સીવાય મંડળના ફીલ્ડમેને દરેક ગામે જઇ ખેતી વીષે યોગ્ય સલાહ આપી હતી

એ પછી નીચે મુજબના ઠરાવો મુકવામા આવ્યા હતા જે સર્વાનુમતે મંજુર થયા હતા

ઠરાવ ૧ લો —આ મંડળે સુરત જીલ્લાની સહકારી મધ્યસ્થ શાખાના મેમ્બર થવુ

ઠરાવ ૨ જો —રા૦ ટી૦ વી૦ નગરશેઠ કે જેમણે સાડાત્રણ વર્ષ સુધી આ મંડળમાં ઓનરરી સેકરેટરી તરીકે કામ કર્યું છે એટલુજ નહિ પણ તેમણે અથાગ મહેનત કરી મંડળને સારા પાયા ઉપર લાવી મુકયુ છે તેમનો આ મંડળ ઘણોજ ઉપકાર માને છે.

રા૦ ટી૦ વી૦ નગરશેઠે ઉત્તરમા જણાવ્યુ કે તેઓએ મંડળ સારૂ જે કામો કર્યાં છે તે કાઇ વીશેષ નથી કારણ ખેતીના મંડળોની ખીલવણી કરવી ને તેમને વખતો વખત ઉચ્ચ પ્રતિના બનાવવા એ ડીસ્ટ્રીકટ એગ્રીકલચરલ ઓવરસીયર તરીકે મારી ફરજ છે ને તેની રૂએ હુ આપને મારાથી બનતી પુરેપુરી મદદ આપવાને બધાયેલોહુ ને ભવીષ્યમા કોઇપણ પ્રસંગે હુ આપને મદદ કરીશ

છેવટે રાવબહાદુર ભીમભાઇએ જણાવ્યુ કે ખેડુત મંડળથી થતા ફાયદા વિષે ઘણી વખત બોલાઈ ગયુ છે ને આ મંડળ તરફથી તે બાબતની પત્રીકા પ્રણ બહાર પાડવામાં આવી છે આવા અગત્યનાં મંડળોમા દરેક જમીનદાર જાગીરદાર તથા સાધારણ ખેડુતો મેમ્બર થઇ લાભ લેવો એ તેમની પવીત્ર ફરજ છે અને આશા છે કે દરેક મેમ્બરો પોતાના સગાવહાલા તથા મીત્રોને ફાયદા સમજાવી તેઓને મેમ્બર કરી લાવશે એ પછી રીફ્રેશમેન્ટને ઇનસાફ આપ્યા બાદ સભા વીસર્જન થઇ હતી.

# ભરૂચ જીલ્લામાં ભરાયેલાં પ્રદર્શનોનો ટુંક અહેવાલ.

પ્રદર્શનોનો આશય અને અર્થ

(૧) પ્રદર્શન શબ્દ આજકાલ એટલો પ્રચલિત થઇ ગયો છે કે હરકોઈ માણસ તેનો અર્થ સહેલાઇથી સમજી શકે છે પરતુ સાધારણ અર્થ "દર્શન" નો થાય તેવાજ અર્થમા તે સમજવામા આવે છે પરતુ તદ્દન "દર્શનજ" નથી પ્રદર્શનમાં 'પ્ર' અને 'દર્શન' એવા બે શબ્દનુ જોડાણ છે જેથી તેનો અર્થ કંઇક વિશેષ હોવો જોઇએ અને વાસ્તવિક છેજ. દર્શન એટલે જોવુ તે, અને પ્રદર્શન એટલે વધારે જોવુ, આગળ જોવુ, બારીકાઇથી જોવુ, માગ નુકસાના સશોધનના આશયથી જોવુ દરેક જાતના પ્રદર્શનનો આવોજ અર્થ ઠરી શકાય અને તોજ તેનો ફાયદો જોઈ શકાય. હવે આપણે ખેતી વાડીના પ્રદર્શન ઉપર આવીયે તેમા આપણે ધારીયે તેમ ખેતીવાડી વિષયજ હોય અત્યારની સ્થિતિએ ભરૂચ જીલ્લો ખેતીના વિષયમાં બીજા જીલ્લાઓ કરતા બહુ પછાત છે અને તેને આવા પ્રદર્શનોથી વિશેષ લાભ મળે તેવુ સાધારણ ખેડુતની દ્રષ્ટિએ ન જણાય પરતુ તે દ્રષ્ટિની મર્યાદા ટુકી છે એ પણ ખરૂજ છે માત્ર ભરૂચ જીલ્લાની હદમાજ રહીને અભિપ્રાય બાધી બેસવા જેવુ છે જોકે ભરૂચ જીલ્લો ખાસ કપાસના ઉંચા ભાવોને લઇને હાલ તાજો અને કસદાર હોય એમ બહારથી થોડા વખત માટે મર્યાદિત બુધ્ધિવાળાઓને જણાય પરતુ કપાસના ઉંચા ભાવને લીધે ખેતી વિષયમા અગ્રસ્થાન ધરાવે છે એમ તો લાબી દ્રષ્ટિએ જોતા લાગતુ નથી છતા પણ પણ થોડી વાર એ વાત માન્ય રાખીયે તોપણ હીંદુસ્થાન અને જાપાન અમેરીકા આદિ અન્ય પ્રાન્ત તથા દેશો તરફ દ્રષ્ટિ કરતા તો અલબત આપણો ભરૂચ જીલ્લો ખેતી વિષયમા શ્રેષ્ઠ નથી તે તો હરકોઇને કબુલ કરવુજ જોઇએ અને એ વાત કબુલ કરીએ તો તેઓએ જે જે માર્ગો ઉન્નતિ માટે અખત્યાર કર્યાં અને હજુ દીવસે દીવસે કરતા જાય છે તેનું અનુકરણ કરવું એ આપણા વધવાની નીશાની છે અને પ્રગતિ માન દેશની હર હમેશ આગળ ધપવાની વૃત્તિજ તેમની ઉચ્ચ સ્થિતિ દર્શાવે છે પ્રગતિનો એક રસ્તો આવી જાતના પ્રદર્શનોનો લાભ લઈ કઇક નવાં વસ્તુ શોધી આપણી ખેતીને અનુકુળ કરી થોડે ખર્ચે વધારે લાભ મળે તેમ કરવાનો છે

વીગેરેની સોસાયટીઓ કાઢી શકાય અને તેવી સોસાયટીઓના કામ ઉપર પણ આ મંડળ દેખરેખ રાખી શકે. આ મંડળ જો સહકારી કાયદા નીચે નોંધાયું તો પછી એક સાથે વહેવાર રાખવાને ઠીક થઇ પડે.

મી. નગરશેઠે જણાવ્યું કે મને ૧૯૧૪ ની સાલમાં જ્યારે તેઓ ધુલી આં ફાર્મમા સુપ્રીન્ટેન્ડન્ટ હતા, ત્યારે રા બ ગરૂડ, મી હીરમઠ, રા બ ઉપાસની, તથા મી. રણુમીગની મદદથી પશ્ચીમ ખાનદેશ, જીલ્લા ખેડુત એસોસીએશન સ્થાપવાને શકતીમાન થયા હતા શરૂઆતમા સેક્રેટરી તરી કે કામ કરી તેને રીતસર કામ કરવામા મદદ કરી હતી, ત્યારબાદ તે જીલ્લામા ખેતીવાડીના ઓવરસીયર તરીકે શીરપુર, સી ધખેડા, અને નદરબારની એસોસીએશનના સંબંધમા આવ્યા હતા, કોટન સુપરવાઇઝર તરીકે તેઓ પચોરા, જલગામ વગેરે પુર્વ ખાનદેશની ખેડુત સસ્થાઓના સબંધમા આવ્યા હતા તેથી કરીને તેમને એ બાબતમા વીશેષ રસ પડયો હતો તે બાબતની કદર ખાતા તરફથી કરવામા આવી હતી અને તે કારણને લીધે તેમને સુરત જીલ્લાનું ખેડુત મંડળ સ્થાપન કરવા માટે ગ૦ સા ભીમભાઇએ ખાસ ચુટી કાઢયા હતા અને ડો૦ માન સાહેબની પરવાનગીથી સુરતમા લાવવામા આવ્યા હતા તેઓએ ત્યા આવીને સાત અઠવાડીઆની અંદરજ તે સસ્થા ઉભી કરી હતી અને ડો૦ માનના હાથે આ તેની ખુલ્લી મુકવાની ક્રીયા કરવામાં આવી હતી સુરત જીલ્લામાં ખેડુતોની સ્થીતી નીચે પ્રમાણે છે –

ચોર્યાસી તાલુકામા મેનેજીંગ કમીટીની વ્યવસ્થાપક કમીટી ઘણી ઉત્સાહી છે પ્રેસીડન્ટ અને વાઇસ પ્રેસીડન્ટ ઘણો ઉત્સાહી ભાગ લે છે અને ઘણું સારૂ કામ તે મડળ કરી રહયું છે જલાલપુર તાલુકામાં આજે એક મડળ સ્થપાયુ છે ચીખલી તાલુકાનું જુનુ મંડળ સજીવન કરવામા આવ્યુ છે ઓરપાડ તાલુકાની અંદર ત્યાના મામલતદાર મી૦ જોગીની મદદથી તથા ગ૦ સા૦ ગાધીની સહાનુભુતીથી પાચ મીટીંગો ભરવામા આવી છે અને આશા છે કે ત્યાં આવુ મડળ થોડા વખતમા સ્થાપવામા આવશે વલસાડ અને પારડી તાલુકામા આવા મંડળ વાસ્તે ત્યાંના મામલતદાર અને ગ૦ ભગવાનદાસ બી. ગ્રોફ અને મેજીસ્ટ્રેટ મી૦ ઉત્તમચદ જમનાદાસ તથા તે ઉપરાન આસીસ્ટટ કલેકટર મી૦ પંજાબીને મળીને વાતચીત થયેલી છે અને તેઓ એ ઉદાર મદદ આપવાનું કબુલ્યું છે બારડોલી તાલુકામા ગઇ તા૦ ૬૧ ઓકટોબરે જમીનદાર પરીષદ જે સરભોણ ખાતે મળી હતી તેમા, ખેડુત

તપાસ કરવાની જરૂર છે રત્નાગીરી જીલ્લામા સારા આંબા થાય છે પરંતુ આ બાગના રાખા તેનાથી કંઈ કમ નથી અને તેથી તેની માવજત કેમ કરવી તે શીખવવાની જરૂર છે કેરીના રસ કાઢી ડબ્બાઓ ભરવામાં આવે છે તથા કાચી આટી કેરી જે પાણીને ભાવે વેચી નાખવી પડે છે અગર સડી જાય છે તેને સુકવવી કેમ કરવી તે બતાવવાની જરૂર છે. એ બાબતને માટે રત્નાગીરીમા એક કમીટી નીમવામા આવી છે પરંતુ તે કમીટીનો લાભ ગુજરાતને આપવામા આવ્યો નથી પરંતુ જો તેનો લાભ આપણને મળે તો મુંબઈના બજારમાં આપણે જરૂર આપણો માલ હરીફાઈમા આગળ વધારી શકીએ અને તે કામને માટે આ સસ્થાએ પ્રમુખને વીનંતી કરવી. પહેલાં ખેતીવાડી ખાતાને સરકાર તરફથી પચ્ચીસ લાખ રૂપીઆની ગ્રાંટ મળતી હતી. હાલમ સોળથી સત્તર લાખનીજ ગ્રાંટ મળે છે ખેતીવાડીમાં શું શું નવી શોધ ખોળ થઈ તેની બધાને ખબર પડતી નથી તે બાબત હજારો યુક્તિઓ રચી છતા પણ ખેડુતોને ખબર પડી નહીં ખેતીવાડીના મડળ કાઢીને તેની તરફના માણસ ગામડે ગામડે ફરી ખેડુતો સાથે મળી તેમને સલાહ આપે તોજ એ મુશ્કેલી દુર થાય એમ છે આવા મડળને સરકાર તરફથી એક હજાર રૂપીઆ સુધી ગ્રાંટ મળી શકે છે ગુજરાતના પાચ જીલ્લામાં આશરે ચાર હજાર ગામો છે, આ મા ી આખી પચ્ચીસ ત્રીસ વર્ષની નોકરીમાં પણ ફરી શકયો નહીં સુરત જીલ્લાના આઠસે ગામોમાં મી. નગરશેઠ ત્રણથી ચાર વર્ષમા ફક્ત એકજ વખત ફેરો મારી શકે અને તેથી કરીને આવા સ્થાનીક મડળો દરેક તાલુકાને જરૂરના છે સહકારી મંડળીઓથી આ તાલુકાને ઘણોજ ફાયદો થશે પપથી પાણી કાઢવા માટે ગોલ વેચવા માટે રૂ, તથા કપાસ વેચવા માટે તથા બીજો ખેતીનો માલ વેચવા માટે ઘણા ફાયદા થશે તથા ટ્રેકટર લાવી જમીન ખેડવાથી ઘણા ફાયદા થશે. રૂપીઆ દશ હજારનું ફંડ જે ઉભુ કરવામા આવ્યું છે તે ઘણ સરસ છે છતા પણ જો વીસ હજાર રૂપીઆનુ ફંડ થાય તો તે ઇચ્છવા જોગ છે કારણ કે તેથી કરીને આજના ઉત્સાહી અમલદારો બદલાઈ જાય તો પણ આ મડળને પાછળથી નાણાની ભીડ ન રહે

આદ મી. પીરોજશા તાલીયારખાને ભાષણ કરતાં જણાવ્યું કે ખેતી અને સહકારને નીકટ સંબંધ છે સહકારી હીલચાલ આર્થીક ઉન્નતી કરવાને ઘણું ઉપયોગી અને કીમતી સાધન છે અને તેને સારી રીતે વાપરી શકાય અને અડચણ ન આવે તેવુ સાધન આજે તૈયાર થાય છે. સહકારી એક તરફથી ખેડુતોને નાણા આપવામા આવે છે અને તે નાણાથી ટ્રેકટર, પંપ

ઘણી કીમતી મદદ આપી છે અને મને આભારી કર્યો છે ખેડુત મંડળ ફક્ત ખેતીની ઉન્નતી કરવા સીવાય ગ્રામ્ય પ્રશ્નો પણ હાથમાં લઈ શકે છે તાલુકાની ઉન્નતી કરવાનું કામ તાલુકામા રહેતા ગૃહસ્થોનુંજ છે અને તેઓએ એ બાબતમાં સહકાર કરવો જોઇએ અને તાલુકાની ઉન્નતી કરવી જોઇએ. આવી સંસ્થા સીવાય જોઇએ તેવી પ્રગતિ થઈ શકે નહી આરોગ્યતાની બાબત પણ લક્ષ આપવો જોઈએ અને મંડળનુ ધ્યેય એવું હોવું જોઇએ કે લોકો દરેક રીતે સુખી અને તંદુરસ્ત રહે. ખેતીની સુધરેલી ઢબથી ખેતી કરવાથી ઉત્પન્નમા ૫૦ ટકા જેટલો વધારો થયો છે દર વર્ષ ત્રીસ લાખનો નફો નર્મદાની દક્ષિણથી પાર નદી સુધીના પ્રદેશને થયેલો સર પરસોતમદાસ ઠાકોરદાસના તરફથી ફક્ત કપાસના સારા બીથી થયેલો જણાવવામા આવેછે. પાલીઆ પાડવાની પધ્ધતિથી ખેતીની ઉત્પન્નમાં ૨૦ ટકા જેટલો વધારો થયો છે અને ખેતીની બીજી બાબતોમા સુધારો લક્ષમાં લઇએ તો લક્ષાવધી રૂપીઆનો ફાયદો થયેલો માલમ પડશે. સુરતની ડી૦ કોઓપરેટીવ બેંકમા ૬ લાખ રૂપીઆ સીલીકે પડી રહે છે તેનો ઉપયોગ સહકારી મંડળીઓ કાઢી કરવો જોઇએ. મંડળીએ સુધારેલા હથીઆરો લાવવા તથા કામ કરવું એ ધ્યેય રાખવો જોઇએ. જે જમીનપર કપાસ થાય છે તેના ઉપર ફક્ત સુધરેલી જાતનાં બીજ વાવવા જોઇએ. જ્યા સુધી ભેળસેળવાળું બી હશે ત્યાં લગી માલનો પુરેપુરો ભાવ આવવાનો નથી માટે આ મંડળે આ તાલુકામા દરેક ખેડુત શુધ્ધ અને સુધારેલું બી વાપરે તે બાબતની કાળજી રાખવી. સુધારેલી જાતના હથીઆરો ચલાવી બતાવવામાં અને મને સંપુર્ણ ખાત્રી છે કે લોકો તે બાબત પોતાની પુર્ણ સહાનુભુતી બતાવશે. દરેક માણસ પોતાના ખેતરમાં સારામાં સારૂ બી વાપરી શકે છે અને સારામા સારો માલ પકવી શકે છે ફક્ત તેમને ધ્યેય શું તે સમજાવવાની જરૂર છે તે એજ છે કે પાંચ વર્ષની અંદર તમે તમારી જમીનમાથી સારામા સારો પાક લઈ શકશો જ્યારે મે હીંદુસ્તાન છોડયું હશે, મને લોકો ભુલી પણ ગયા હશે છેવટે આ સંસ્થાને સંપુર્ણ ફતેહ ઈચ્છુ છુ અને આશા રાખુ છુ કે આપ આપની સંસ્થાના લાઈફ મેમ્બર થવા દેવાની રજા આપશો. જેથી મારી યાદદાસ્ત તાજી રહે.

[illegible]ગ ના ભીમભાઇએ પુના ખાતે ગઈ તા ૨૪ મીએ ખેતીવાડીનુ [illegible]વા માટે વગવાળી ૭૦ માણસની કમીટી નીમાઇ છે તે જણાવ્યા

પછી પ્રદર્શનના લાભો સમજાવી કહેલું કે નવા વાઇસરોય આવે છે તે ઇન્ગ્લાંડમાં ખેતીવાડીના પ્રધાન હતા અને તેઓને ખેતીનો જાતિ અનુભવ છે. અને આ કામને માટે પ્રદર્શન ભરવા માટે રૂપીઆ એક લાખની જરૂર છે. હુ તમારા પ્રતિનીધી તરીકે આ વાત આપના આગળ મુકુ છુ અને જ્યારે એ બાબત આપના તાલુકાની બોર્ડ આગળ આવે ત્યારે આપ તેના ઉપર વીચાર કરજો અને યોગ્ય મદદ આપી આગળ પડશો એવી આશા છે. આ તાલુકાના મામલતદાર ઘણા ઉત્સાહી છે આ સસ્થાને સરકારી મદદની જરૂર છે. આપ પણ તેમા મદદ કરી શકો તેમ છે, તેથી આશા છે કે તમો સર્વે મદદ કરશો. ત્યારે બાદ હારતોરા ઇનાયત થયા બાદ રીફ્રેશમેન્ટ આપવામાં આવ્યુ હતુ રીફ્રેશમેન્ટને ઇન્સાફ આપ્યા બાદ સભા વીસર્જન થઈ હતી

---

# સાભાર સ્વીકાર.

વડોદરા રાજ્યના ખેતીવાડી ખાતા તરફથી નીકળતુ સંવત ૧૯૮૨ની સાલનુ પંચાગ બાહેર પડયુ છે, તેમા ચાલુ પચાગ લેખ, જ્યોતિષ શાસ્ત્ર તિથિ, વાર, તારીખ, તેમજ દરેક રૂતુ અને માસમાં ખેડુતોએ કરવાના કામની હકીકત હંમેશ માફક દર્શાવેલી છે,

જમીનની માપણી તથા તોલના કોષ્ટકો તેમ વીઘોટીના હપતા ભરવાના દીવસો પણ દર્શાવેલા છે.

આ પચાગ દરેક જણને તેમા ખાસ કરી ખેડુત વર્ગને વધારે ઉપયોગી હોવાથી ખરીદવાં લાયક છે અને વડોદરા ગવર્મેન્ટ આ પચાંગ દર સાલ બહાર પાડી ખેડુતોની અમુલ્ય સેવા કરે છે.

ઘણી કીમતી મદદ આપી છે અને મને આભારી કર્યો છે ખેડુત મંડળ ફક્ત ખેતીની ઉન્નતી કરવા સીવાય આરોગ્ય પ્રશ્નો પણ હાથમાં લઇ શકે છે તાલુકાની ઉન્નતી કરવાનું કામ તાલુકામાં રહેતા ગૃહસ્થોનુંજ છે અને તેઓએ એ બાબતમાં સહકાર કરવો જોઇએ અને તાલુકાની ઉન્નતી કરવી જોઇએ. આવી સંસ્થા સીવાય જોઇએ તેવી પ્રગતિ થઇ શકે નહી. આરોગ્યતાની બાબત પણ લક્ષ આપવો જોઇએ અને મંડળનુ ધ્યેય એવુ હોવું જોઇએ કે લોકો દરેક રીતે સુખી અને તંદુરસ્ત રહે. ખેતીની સુધરેલી ઢબથી ખેતી કરવાથી ઉત્પન્નમાં ૫૦ ટકા જેટલો વધારો થયો છે દર વર્ષે ત્રીસ લાખનો નફો નર્મદાની દક્ષિણથી પાર નદી સુધીના પ્રદેશને થયેલો સર પરસોતમદાસ ઠાકોરદાસના તરફથી ફક્ત કપાસના સારા બીથી થયેલો જણાવવામાં આવેછે. પાલીઆ પાડવાની પધ્ધતિથી ખેતીની ઉત્પન્નમાં ૨૦ ટકા જેટલો વધારો થયો છે અને ખેતીની બીજી બાબતોમા સુધારો લક્ષમાં લઇએ તો લક્ષાવધી રૂપીઆનો ફાયદો થયેલો માલમ પડશે. સુરતની ડી૦ કોઓપરેટીવ બેંકમા ૬ લાખ રૂપીઆ ખાલીકે પડી રહે છે તેનો ઉપયોગ સહકારી મંડળીઓ કાઢી કરવો જોઇએ. મંડળીએ સુધારેલા હથીઆરો લાવવા તથા કામ કરવું એ ધ્યેય રાખવો જોઇએ. જે જમીનપર કપાસ થાય છે તેના ઉપર ફક્ત સુધરેલી જાતના બીજ વાવવા જોઇએ. ત્યા સુધી ભેળસેળવાળું બી હશે ત્યા લગી માલનો પુરેપુરો ભાવ આવવાનો નથી માટે આ મંડળે આ તાલુકામા દરેક ખેડુત શુધ્ધ અને સુધારેલુ બી વાપરે તે બાબતની કાળજી રાખવી. સુધારેલી જાતના હથીઆરો ચલાવી બતાવવામા અને મને સંપુર્ણ ખાત્રી છે કે લોકો તે બાબત પોતાની પુર્ણ સહાનુભુતી બતાવશે દરેક માણસ પોતાના ખેતરમા સારામા સારૂં બી વાપરી શકે છે અને સારામાં સારો માલ પકવી શકે છે ફક્ત તેમને ધ્યેય શુ તે સમજાવવાની જરૂર છે તે એજ છે કે પાચ વર્ષની અંદર તમે તમારી જમીનમાથી સારામા સારો પાક લઇ શકશો જ્યારે મે હીંદુસ્તાન છોડયુ હશે, મને લોકો ભુલી પણ ગયા હશે છેવટે આ સંસ્થાને સંપુર્ણ ફતેહ ઇચ્છુ છુ અને આશા રાખુ છુ કે આપ આપની સંસ્થાના લાઇફ મેમ્બર થવા દેવાની રજા આપશો. જેથી મારી યાદદાસ્ત તાજી રહે.

[illegible] ના [illegible] ભીમભાઇએ પુના ખાતે ગઇ તા. ૨૮ મીએ ખેતીવાડીનું [illegible] દેવા માટે વગવાળી ૭૦ માણસની કમીટી નીમાઇ છે તે જણાવ્યા

શ્રી ગુજરાત

# ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ


ત્રિમાસિક.



વર્ષ ૧૩ મું ] જુલાઈ-૧૯૨૬ [ અંક ૨ જો

## કપાસ માટે દિવેલીના ખોળનું ખાતર.

કપાસના તુલનું વાવેતર મુંબઈ ઇલાકામાં હાલમાં ઘણા બહોળા પ્રમાણમાં થાય છે ખેડુતોને વિશેષ ભાગે દ્રવ્ય પ્રાપ્તિ માટે અત્યારે કપાસનો પાક છે તેથી જે રીતે એકર એકરે કપાસની ઉત્પન્ન વધે અને વિશેષ મુલ્ય મળે તેવા ઉપાયો ખેડુતોએ તાત્કાળીક યોજવા જોઈએ

યોગ્ય અને વખતસર કરેલી ખેડના ફાયદા ઉપરાંત કપાસની ઉત્પન્ન વધારવામાં ખાતર કેટલું ઉપયોગી છે તે બધા ખેડુતો સમજે છે, અત્યાર સુધી છાણીયું ખાતર તથા ઘેટાં બકરાંનું ખાતરજ વધારે પ્રમાણમાં વપરાયછે મોટા શહેરો પાસેના ગામડામાં ચરકીનું તથા મેલું ખાતર સસ્તું પડે તેમ છે પરંતુ કપાસનું વાવેતર એટલું બધું વધી ગયું છે કે કપાસની એકંદર જમીનમાંથી માત્ર ઘણા જુજ ભાગ સિવાય બીજાને માટે ઉપર જણાવેલું ખાતર પુરૂં પડી શકતું નથી, વળી ખાતરની વધતી જતી માગણીને લીધે તેની કિંમત પણ વધતીજ જાય છે અને દસ વર્ષ પહેલાં ખાતરની જે કિંમત હતી, તેના કરતાં અત્યારે ચાર પાંચ ગણી વધી ગઈ છે

ખાતર આપવાની રીત

સામાન્ય અને ઘણી કરકસર વાળી ખાતર આપવાની રીત એવી છે કે દિવેલીના ખોળનો ભુકો કપાસનુ બી વાવતી વખતે તેની સાથેજ ઓરણીમા નાખવો

ખોળનો ભુકો જ્યારથી બી વાવાય ત્યારથી તે પડે છે પહેલા સખત વરસાદથી ખોળ કોહી જાય છે, અને કપાસના નાના છોડને તેનો ફાયદો તરતજ મળે છે. વીસ ઇંચ કરતા વિશેષ વરસાદવાળા પ્રદેશમા એક વિઘે પોણા ચારમણ દિવેલીનો ખોળ આપવો જોઇએ, અને તેથી ઓછા વરસાદવાળા પ્રદેશમા અઢી ત્રણ મણ ખોળ આપવો જોઈએ ખોળની કિંમત, એક વિઘે પાચથી છ રૂપીઆ આવે છે ઉપરના આકડા ઉપરથી તથા વધારે ઉત્પન્ન અને નફાના આકડા ઉપરથી સહેલાઈથી જોઈ શકાય છે કે કપાસના તુલ માટે દિવેલીનો ખોળ ઘણો ફાયદાકારક અને વધારેમા વધારે કરકસરવાળુ ખાતર છે, અને તેનો ઉપયોગ દરેક ખેડુતે પોતાના લાભ માટે કરવો જરૂરી છે આ બાબતની વિશેષ માહિતી ખેતીવાડી ખાતાના ઓફીસરો મારફત મળી શકે છે

હરિરાય ઉમીઆશંકર વેગ
ડીસ્ટ્રીકટ એગ્રીકલચરલ ઓવરસીયર
ભરૂચ

---

# મરઘાં બતકાંની ઉછેર.

પુના ખાતે મરઘા બતકાની પેદાશ કેવી રીતે મોટા પ્રમાણમાં થઇ શકે તે બાબત વિચાર ચલાવવા માટે કેટલાક આગેવાન ગૃહસ્થોની સભા મળી હતી અને તેમા એવુ ઠરાવવામા આવ્યુ હતુ કે મુબાઈ ઇલાકા માટે એક "પોલ્ટ્રી એસોસીએશન" સ્થાપન કરવુ આ સસ્થાના ઉદ્દેશ નીચે પ્રમાણે છે:—

(૧) મરઘા બતકાના ઉછેર સબધમા લોકોને રસ લેતા કરવા અને તે સબધી તેમને માહિતી આપવી

(૨) જે કોઇ ગૃહસ્થ મરઘા બતકા રાખતો હોય ને જો તપાસ કરાવવા ખુશી હોય તો તેની તપાસ રાખવી અને તેમની શુદ્ધ જાત

માટે તથા સંતોષ કારક રીતે ઉછેરવામા આવ્યા છે તે બાબત સર્ટીફીકેટના રૂપમા પ્રમાણુ પત્ર આપવા.

( ૩ ) જે લોકો મરઘા બતકા રાખતા હોય, તેમના જાનવરોમા ઇડાં મુકવાની હરિફાઇ યોજી, સારા ઇડા મુકનારને ઇનામ આપવા તથા તેમની જાત ખદલ પ્રમાણ પત્ર આપવા

( ૪ ) હિંદુસ્તાનના પશ્ચિમે ભાગ માટે અને ખાસ કરીને દખ્ખણુ માટે સારામા સારી જાતો કઇ છે તે તપાસી શોધી કાઢવી.

( ૫ ) મરઘા બતકાના પ્રદર્શન દર વર્ષે ભરવા, અને ૧૯૨૬ મા પુના ખાતે જે ખેતીવાડીનુ પ્રદર્શન ભરાવાનુ છે તે વખતે પહેલુ પ્રદર્શન ભરવુ.

( ૬ ) મરઘા, બતકા, ઇંડા વગેરે ચીજોના વેચાણુ માટે વ્યવસ્થા કરી આપવી.

( ૭ ) ઉચી જાતના મરઘા બતકાની ઉછેર કરવા માટે જે પ્રયત્ન કરવા શકય હોય તે કરવા

( ૮ ) હિંદુસ્તાનના બીજા ભાગોમા જ્યા આવી સસ્થાઓ હોય તેમની સાથે પત્ર વ્યવહાર ચલાવવો અને બને તો તેમની સાથે મળીને કામ કરવુ.

મેમ્બરોની પ્રવેશ ફી રૂ૦ ૫ ) અને વાર્ષિક ફી રૂ૦ ૧ ) રાખવાનો વિચાર છે

જે ગૃહસ્થો આ બાબતમા રસ લેતા હોય તેઓને ખેતીવાડી ખાતાના ડાયરેક્ટર સાહેબ સાથે પત્ર વ્યવહાર કરવા માટે વિનતિ કરવામા આવે છે

જો આ બાબત લોકોની સમ્મતિ મળશે પડશે તો ચાલુ માસમા તે બાબત પર આગળ વિચાર કરવા માટે કમીટી બોલાવવામા આવશે

સુરત, તા૦ ૨૩-૮-૨૬ } ઠાકોરલાલ વીઠ્ઠલદાસ નગરશેઠ
ડીસ્ટ્રીકટ એગ્રીકલચરલ
ઓવરસીયર સુરત

## ઉત્સાહી ખેડુતો માટે એક અમુલ્ય તક.

પુનામા આવતા શિયાળા માટે ખેતીવાડીનુ એક જંગી પ્રદર્શન એક લાખ રૂપીઆના ખર્ચે ભરવાનુ છે તે ૧૯૨૬ ના ઓકટોબર માસમા નક્કી થયુ છે આ પ્રદર્શન માટે લગભગ ઓગસ્ટ, સપ્ટેમ્બરથી તૈયારીઓ ચાલે છે તેં જે

પ્રદર્શન માટે એક વરસની મહેનત ખેતીવાડી ખાતાના માણસો કરે છે તે પ્રદર્શન કેટલું આકર્ષક અને ઉપયોગી થશે તે પ્રથમજ આ ઉપરથી સમજાશે આવા પ્રદર્શનો ભરવાનો શો અર્થ છે તે ખાસ ખેડુતોએ અને બીજા આમ વર્ગે જાણવાની જરૂર છે સાધારણ રીતે પ્રદર્શનનો અર્થ એવો કે જુદી જુદી જાતના નમુના ભેગા કરી લોકોને બતાવવા કે દુનીઆમા આવી વસ્તુઓ કારીગરોથી કે ખેડુતોથી ઉત્પન્ન કરવામા આવે છે પણ તેમા ખાસ મોટી ખામી એ હોય છે કે તેમા તે વસ્તુઓ કેમ બનાવવી તે સબંધી કાઈપણ ખાસ બતાવવામા નથી આવતું તો મોટામા મોટો ફેર આ પ્રદર્શનમા એ છે કે જે કઇ દેખાડવાનુ છે તે તાદૃશ કરી બતાવવામાં આવે એવી ગોઠવણ છે ખેતીવાડી ખાતું કેટલાક વરસથી કામ કરી રહ્યું છે, અને તેની શોધખોળો અને સુધારા કેટલાક ખેડુતોમા પ્રચલીત થયા છે, પણ કેટલાક ઝીણા ઝીણા ફાયદા, અથવા શોધખોળ છે તે લોકોના ધ્યાનમા પુરેપુરી નથી આવી શકી, તો આ પ્રદર્શનથી ઝીણામા ઝીણી વસ્તુ પણ ખેડુત પ્રત્યક્ષ અનુભવી શકે એ એક બીજો ઉદેશ છે ખાતામા આવા સુધારા લોકોમા દરેક ખુણે પહોચાડવા પુરતા માણસો નથી તો જે તાલુકામા જુદા જુદા ગામના મળી ૩૦-૪૦ માણસ જો આનો અનુભવ કરી શકે તો પછી ખાતાનુ કામ સહેલું થઇ શકે બીજાં કારણો એ છે કે કોઇપણ વસ્તુ પ્રેકટીકલ કરી બતાવવી હોય તો તેમા વધારે પઇસાની જરૂર છે, અને તેથી આવાં પ્રદર્શન દરેક ખુણે ખુણે ન થઇ શકે. ટુકામા એટલુંજ જણાવવાની જરૂર છે કે પુના પ્રદર્શનમા શુ કામ કરી બતાવવામા આવશે તે જાતે જોઇ ખાત્રી કરવા સારી ખેડુતોને ખાસ ભલામણ છે. કારણ કે વાંચ્યા કરતા જોવાથી વધારે લાભ છે

પુને પ્રદર્શન ભરવાનુ કારણ એ છે કે ત્યાં ખેતીવાડીની મોટી કોલેજ છે તેથી ત્યા દરેક કામ માટે જોઇતા સાધન અને મોટા મોટા જુદા જુદા વીષયના નીષ્ણાતો પણ છે તે ઉપરાંત કોલેજ એ શોધખોળ બાબતનું મધ્યસ્થ સ્થાન છે એટલે આવડુ મોટુ જે ઇલાકાને ઉપયોગી થઈ શકે તેવુ પ્રદર્શન ઈલાકાના બીજા કોઇપણ સ્થળે થઇ શકે એ તદન અસભવીત વાત છે બીજુ એ કે આવું પ્રદર્શન દર વર્ષે ભરી ન શકાય પણ ઘણ ખરૂ પાચ દસ વર્ષે કોઇજ શકે તો બ બીના વર્ષોમાં જુદા જુદા વિભાગોમાં ત્યાંની સ્થિતિ અનુકુળતાના પ્રમાણમા પ્રદર્શન તો ભરાય છે અને તે ચાલુ રહેશે.

ખેડુત ભાઇઓને બીજી એ વિનતી છે કે તેમણે પોતાની પેદાશના જુદા જુદા, ધીના અથવા ખેતીની કોઈપણ જાતની ઉપજના નમુના દરેક જીલ્લાના

મે ખેતીવાડી ખાતાના એગ્રીકલ્ચરલ એન્જીનીયર સાહેબના શીરનામે મોકલી આપવા નમુના ૩ થી ૪ શેર જોઈએ, કારણ કે નમુનાની પરીક્ષા કરતા અડચણ ન આવે આવા નમુના ભેગા કરવાના બે કારણ છે એક તો કે જે ખેડુત પોતે સારી રીતે ખેતી કરી સારો પાક પકવી શકે તેને ઈનામ આપી ઉત્સાહી કરવો અને બીજુ એકે આવા ભેગા કરેલા નમુનામાથી કોઈ સારૂ ખી મળી આવે તો તેનો બહોળો ફેલાવો થાય એવી ગોઠવણ કરવી માટે આવા નમુના મોકલવામા ખેડુતોનોજ લાભ સમાએલો છે નમુના સાથે ખેડુતે પોતાનુ નામ, ગામ, અને તાલુકો લખવો

જે ખેડુતો પુને જવા તૈયાર હોય તેમણે પોતાનુ નામ વગેરે લખી મોકલવુ અથવા રૂબરૂમા મળી જવુ તો તેમને તે સંબધી ખાસ સુચના આપવામા આવશે સરકારે રેલ્વે કંપની સાથે ગોઠવણ કરી છે કે પુને જવા આવવાનુ અરધુ ખરચ લેશે, અને બાકીનુ માફ થશે તે સિવાય પુને પણ રહેવા ઉતરવાની ગોઠવણ પણ કરી છે દરેક જીલ્લાના ખેડુતોએ એક દિવસે જુદે જુદે અનુકુળ પડતા સ્ટેશને બેસવાનુ છે, અને તેમની સાથે જાણીતા માણસો રાખવાની ગોઠવણ થશે પણ આ ગોઠવણ એપ્રીલ મહીનાની આખરે તો થવી જોઈએ તો જે લોકો જવા તૈયાર હોય તેમણે નામ નધાવી દેવા, અને ત્યાર પછી તેમને એક પટી આપવામાં આવશે અને તેવી પટી વાળાનેજ ફકત દાખલ કરવામા આવશે એટલે પછીથી નામ નાધવાનુ બની શકશે નહિ, અને પાછળની પસ્તાવુ પડશે

ખાવા પીવાનુ, રેલ્વેનુ ભાડુ વગેરે થઈને આશરે કુલ રૂ. ૧૨ ખર્ચ આવશે તો તે કાંઈ વધારે નથી છેવટે મારી એટલી ભલામણ છે કે જે ખેડુતો એવી હોશ રાખતા હોય કે તે જોઇ આવીને કાંઇ કરી શકશે તો તેવાઓએજ નામ નોધાવવા નહિતો બીજા શોખીન માણસોને પૈસા ખરચવાની જરૂર નથી

તા. ૨૭ ૩-૨૧     એમ આર. પરેખ

ડીસ્ટ્રીક્ટ એગ્રીકલ્ચરલ ઓવરસીયર-ગોધરા



# કીટકનો ઉપદ્રવ અને તેના અભ્યાસની અગત્યતા.

પૃથ્વિ પર જે જે પ્રાણીઓ આપણી નજરે પડે છે તે બધાનુ વિજ્ઞાનીક રીતે વર્ગીકરણ કરેલુ છે આ પ્રાણીઓમાનો મુખ્ય એક ભાગ સાધાવાળા કરોડ વગરના પ્રાણી છે તેની અદરના બધા વિભાગોના પ્રણીઓને આપણે સામાન્ય ભાષામા જતુ તરીકે ઓળખીએ છીએ દાખલા તરીકે—કરચલા, કંગેળીઓ, કાનખજુરા, કાન શીયાળ, પતગીઆ, કુદા વગેરે પરતુ જે જતુઓ મનુષ્ય જાતિ પર ચેપી રોગો ફેલાવનારા છે, કૃષિજેવા ઉદ્યોગમા દર વર્ષે કરોડો રૂપીઆનું નુકશાન કર્તા છે, ગાય ભેસ અને બીજા પ્રાણીઓને ઘણા હાનિ રૂપ છે તેમને કોઇ રીતે જુદા પાડવામાં આવ્યા નથી. ઉદાહરણ–મચ્છર, દાતરા, ખપરડી, માખ વગેરે આ જતુઓનો સાધાવાળા કરોડ વગરના પ્રાણીઓમા જુદો વિભાગ છે અને તેમને ષટ્પદ પ્રાણીઓ કહેવામા આવે છે

આ પ્રાણીઓને અવશ્ય ૩ જોડ અથવા ૬ પગ, એક અથવા બે જોડ પાખ અને બે મુછ હોય છે આ વિશિષ્ટતા સાધાવાળા કરોડ વગરના પ્રાણીઓના બીજા વિભાગોમા હોતી નથી તેથી આ વિભાગના જતુઓને જતુ ન કહેતાં કીટક તરીકે ઓળખવામા આવ્યા છે. તમામ પ્રાણીઓને એકત્ર કરીએ તો કીટકનો વિભાગ ઘણો અલ્પ દેખાય છે પણ તેમની પૃથ્વિ પર એટલી બધી જાતિ છે કે તેમના સિવાયના પ્રાણીઓની તમામ જાતિઓને એકત્ર કરીએ તોપણ કીટકની જાતિની સંખ્યા વધી જાય, વળી દરેક જાતિમા અસંખ્યાત કીટકોનો સમાવેશ થયેલો છે, અને ઘણા કીટકો મનુષ્યને જુદી જુદી રીતે હાનિકર્તા થઇ પડે છે ફક્ત એનીનેજ એક મોટા દેશમા દર વર્ષે કીટક કેટલુ નુકશાન કરી શકે છે તે નીચે આપેલી વિગત પરથી જણાશે

ગણતરી મુજબ ફક્ત અમેરીકા દેશમાજ એક વર્ષમા ૨૦૦,૦૦૦,૦૦૦ પાઉંડ કરતા વધારે નુકશાન કીટકને લીધે થાય છે, જુદા જુદા તુરો, શાક ભાજી, બાગાયત, જગલ વગેરેને કીટકથી થતા તમામ નુકશાનનો સમાવેશ નીચે મુજબ કરેલો છે

| નં | નામ | નુકશાન (પોંડ) |
|---|---|---|
| ૧ | એક દલ તુરો | ૯૦,૦૦૦,૦૦૦ |
| ૨ | બીજા મુખ્ય તુરો | ૭૫,૦૦૦,૦૦૦ |

| | | |
|---|---|---|
| ૩ | શાક ભાજી | ૧૩,૦૦૦,૦૦૦ |
| ૪ | બાગાયત અને નર્સરી | ૯,૫૦૦,૦૦૦ |
| ૫ | સંગ્રહી રાખેલી વ સ્તુઓ | ૬૦,૦૦૦,૦૦૦ |
| ૬ | જગલ અને તેની નિકાશ | ૨૬,૦૦૦,૦૦૦ |
| ૭ | ગાય, ઘોડા વગેરે પ્રણીઓ | ૨૮,૦૦૦,૦૦૦ |
| ૮ | મનુષ્યપર કીટકને લીધે થતા ચેપી રોગો | ૧૫,૦૦૦,૦૦૦ |

જે દેશમા વિજ્ઞાને ઘણો વિકાસ કરેલો છે, અને ખેતી શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે થાય છે ત્યા પણ વિજ્ઞાનીકોનુ એવુ માનવુ છે કે જો ભવિષ્યમા કીટકને નાબુદ કરવાને સજડ ઉપાયો ન લેવાય તો તેમની સખ્યા એટલી બધી વધી જશે કે તેઓ આ સૃષ્ટિમા એમ ગાનવામા આવે છે કે જો કીટક શાસ્ત્રના અત્યાર સુધીના અનુભવનો ઉપયોગ કરવામા આવે તો અમેરીકામાં કીટકથી થતુ નુકશાન લગભગ અડધુ અટકાવી શકાય સમગ્ર પૃથ્વિપર કીટકની જાતો એટલી બધી છે કે ફકત ૧-૫ માઉશ ભાગ જેટલાજ નામ અત્યાર સુધીમા જાણીતા થયેલા છે અને તેમાએ જો તેમના જીવનક્રમ અને રહેવાની ટેવના અભ્યાસ અને નિરીક્ષણ થયા હોય તો ફક્ત નાના વિભાગનાજ કીટકના શરીરની રચના, તેમના જીવન ક્રમનો ફેલાવ વગેરે જાણવાને માટે તેમજ હાલના જાણીતા ઉપાયો જેવા કે સ્પર્શથી અને પેટમા જઈ નાશ કરનારી દવાઓ, વાયુરૂપી દવાઓ, ઉપદ્રવ અટકાવનારા સાવચેતીના ઉપાયો વગેરે સુધારવાને માટે તેમજ ઉપદ્રવી કીટકોનો નાશ કરવાને ભક્ષક કીટકોનુ જ્ઞાન વિકસાવવા કીટક શાસ્ત્ર માટે ઘણા વિજ્ઞાનીકોની જરૂર છે

હિદુસ્થાનમા જુદા જુદા તુલ, બાગાયત અને અન્ય ચીજો પર કીટકથી થતા નુકશાનનો ઉપર મુજબ અદાજ કરવામા આવેલો નથી પરતુ કપાસ જેવા તુલમા જીડવાને નુકશાન કરનાર ઇયળના ત્રાસથી કપાસની આવકના ૧૫-૨૦ ટકા જેટલુ નુકશાન અહીં થાય છે, તેવુ ગણતરી પરથી માલુમ પડ્યુ છે તેવીજ રીતે જુવારમા પણ થડને નુકશાન કરનાર ઇયળ (ગાભમળા) થી લગભગ દશ ટકા જેટલુ નુકશાન થાય છે સગ્રહી રાખેલા અનાજમા ખાસ કરીને જુવારને કેટલુ નુકશાન થાય છે તે જાણવાને માટે સુરત જીલ્લા ના ઓલપાડ તાલુકામા મોટા વગાડા અને અટાજનુ મર્વ કરવામા આવ્યો હતો, અને ગણતરી કરતા એમ માલુમ પડ્યુ છે કે ફકત એક વર્ષની અદર (ઇ૰ સ૰ ૩૫-૩૭) અને ઇ૰ સ૰ ૧૩૮૫)નુ ગાળકો દોઢ ગામમા નુકશાન

થયુ હતુ. ખેતરમા થતા તમામ તુલોને કીટકને લીધે ઓછામા ઓછુ દશ ટકા નુકશાન ગણવામા આવે તેપણ ફક્ત એક વર્ષમા હિંદુસ્થાનમા ૧,૭૩,૩૬,૧૯,૮૪૭ રૂપીઆનુ નુકશાન થાય છે

કૃષિની ખીલવણીમા કીટક શાસ્ત્રની કેટલી અગત્યતા છે તે ઉપરના આકડા પરથી મહજ માલુમ પડશે ખેતીના સુધારાઓમા અમેરિકા જેવા સઉથી આગળ પડતા દેશમા પણ વિજ્ઞાનીકો આ વિષયમા ઘણીજ શોધખોળ અને ઉડા અભ્યાસની જરૂર છે તેમ કબુલ કરે છે ત્યારે આપણા દેશમા તો આ વિષય તરફ કઈ અગત્યનો વિકાસ થયો નથી, અને ઘણા ખરા રોગોમા તો ઉપદ્રવી કીટકો અને ઉપદ્રવનો અદાજ પણ જાણવામા આવતો નથી ખેડુત વર્ગ પણ દૈવી કોપ માની બેસી રહે છે, અને આપતા ઈલાજ માટે સ્પ્રહા રાખતો નથી પરીણામે આપણા ગુજરાતમાજ ઉધેઈ, કાતરા અને તેવા કીટકો દર વર્ષે લાખો રૂપીઆનું નુકશાન કરે છે તેમનો ઉપદ્રવ જ્યાસુધી આ વિષયમાં ઘણી શોધખોળ અને અને ઉડા અભ્યાસ કરવામા આવે નહિ અને શોધી કાઢેલા ઉપાયો ખેડુત બધુઓ ઉત્સાહ પુર્વક અજમાવે નહિ ત્યા સુધી એ સુમાર વધીજ જવાનો.

ઓ જે ઠાકુર
એન્ટોમોલોજીકલ એસીસ્ટન્ટ-સુરત.

---

દાહોદ ફારમ ઉપર તા ૭-૩-૨૬ના રોજ ભરાએલા ડેમોન્સ્ટ્રેશનનો

## ટુંક અહેવાલ.

— ******** —

લેખક—પ્રભુરામ ઉમીયાશકર ભટ
એગ્રીકલ્ચર ફીલ્ડમેન દાહોદ ફારમ

આ ફારમ પચમહાલ જીલ્લાના ઘણાજ પછાત ભાગમા આવેલુ છે મુખ્ય વસ્તી ભીલ તથા પટેલીઆઓની છે ત્યા લોકો ખેતીમા બહુજ પછાત છે ખેતીના ઓજારોમા હળ સીવાય બીજુ કઈ રાખતા નથી અને વાવ્યા પછી લણવુજ એ સીવાય બીજુ કરતા નથી આ ભાગની ખેતીની પધ્ધતિ સુધારવા માટે નામદાર સરકારના ખેતીવાડી ખાતા તરફથી આ ફારમ

ખોલવામા આવ્યુ છે અને તેના તરફથી આવા ડેમોન્સ્ટ્રેશનો કરી લોકોને ખેતી સંબંધમાં સુધારો કરવા સમજુત કરવામા આવે છે.

ઓજાર —

અ. ફડકા–ઘઉં વાવવા માટે ૧૫ ઇંચના ફડકા ઉપયોગ કરવો ઠીક પડે છે, તથા મકાઈ માટે બે ફુટના ફડકાનો ઉપયોગ કરવો જોઇએ. ખેડુતો આ બન્ને પાક હળથીજ વાવે છે અને પરીણામે તે ઊગી નીકળ્યા પછી નીંદવાનો ખર્ચ ઘણું થાય છે અને કેટલાક તો બીલકુલ નીંદવાની તસ્દીજ લેતા નથી આ બધાનુ પરીણામ એ થાય છે કે તેમનો પાક બરાબર ઉતરતો નથી. જો ફડકાથી વાવેતર કરવામા આવે તો બે હારની વચ્ચે રાપડી ફેરવી શકાય છે અને તેથી કરીને નીંદવાનો ખર્ચ ઓછો લાગે છે, તથા ખેતર સાફ થાય છે અને છેવટમા પાક પણ સારો ઉતરે છે

બ. કોકણ હળ —

આ નાનુ લોખંડી હળ આ પ્રદેશને માટે સારી રીતે ચાલી શકે તેમ છે તથા કીંમત પણ રૂ૦ ૮ સુધીનજ છે એટલે તે પણ ભારે પડે તેમ નથી દેશી હળ ફક્ત જમીનમા લીસોટાજ પાડે છે જ્યારે આને બાજુમાં પખેર હોઈ જમીન ઉથલાઈ જાય છે અને તેથી કરીને કામ સારૂં થાય છે. આ ઉપરાંત આનાથી ખેડ પણ સારી થાય છે આ હળ ખેડુતોને ચલવી બતાવ્યુ હતુ કેટલાકોએ પોતાની ખાતરી માટે પોતાના હાથે પણ ચલાવી જોયુ હતુ.

ક મારૂતેલ હળ —

બીજુ ઉપરના જેવુજ આ પ્રદેશને માફક આવે તેવું આ પણ એક ફેરવુંજ હળ છે

આ બાબત ઉપર ઝાલોદ તાલુકાના મે મામલતદાર સાહેબે પણ સારી સમજુત કરી હતી અને આ વાત ધ્યાનમાં લઈ આ પ્રમાણે સુધારો કરવા ભલામણ કરી હતી તથા એ સબંધમાં તેઓ સાહેબ પણ ઘણોજ રસ લેતા હોવાથી પોતાના તાલુકામાં દાખલ કરવા ખાસ વચન જણાવ્યુ હતુ

ર ઢીંગ્રો

આ એક હળના જેવુ નાનુ બે પંખાવાળું ઓજાર છે જેનાથી પાળીઆ કરી શકાય છે ખેડુતો પાળીઆ હાથે પાવડા વતી કરે છે પરંતુ તેનાથી ખર્ચ ઘણો પડે છે ઢીંગ્રાથી દરરોજ એના અઢી એકર સુધી પાળીઆ કરી શકાય છે અને અહીના નાના બળદો પણ તે ખેંચી શકે છે આનાથી પળીઆ કરી બતાવ્યા હતા તથા તેથી થતા બીજા ફાયદા સંબધી સમજુત કરવામાં આવી હતી

ઈ સી ટી હળ તથા બી. ટી હળ —

આ હળો ભારે કીમતના છે તે ચલવી બતાવ્યાં હતા તથા તેનાથી થતા ફાયદા બતાવવામા આવ્યા હતા આનાથી સારી ઉંડી ખેડ થાય છે. અને તેથી કરીને દરોઇ, દાભ, વેલી વગેરેનાં જડીયા બહાર નીકળી આવી સુકાઇ જાય છે તથા જમીન સારી રીતે ઉથલાઈ જાય છે ખાસ કરીને બાગાયતવાળાઓને આ ઉપયોગી છે આનાથી ચાસેલા મોટા ખેતરો લોકોને બતાવવામાં આવ્યા હતા.

આ ઉપરાત જુદી જુદી જાતની રાંપડી જેવી કે ૯ ઇચ, ૧૨ ઇંચ, ૧૫ ઇંચ વગેરે તથા રાપ બનાવવામા આવ્યા હતા તથા તેનાથી થતા ફાયદાઓ સમજાવવામા આવ્યા હતા

પાક —

પછી ખેડુતોને ઘઉંના જુદા જુદા ખેતરો બતાવવામા આવ્યા હતાં એકદરે બોડીયા ઘઉની જાત ઘણી સારી છે તેને ગેરૂ આવતો નથી તથા પવનના સપાટાને લીધે નીચે પણ પડી જતા નથી આથી કરીને નુકશાન ઓછુ થાય છે વાજીઆ કરતા જાત પણ ઉંચી હોવાથી કીમત વધારે ઉપજે છે. વાજીઆ ઘઉં પવનના સપાટાને લઇ પડી જાય છે અને તે પછી ઉભા થવા પામતા નથી તે પણ બતાવવામા આવ્યુ હતુ જ્યા પાણીની સવડ હોય ત્યા બોડીઆ કરતાં ઉચી જાતના બક્ષી નામના ઘઉં કરવા લોકોનુ ધ્યાન ખેંચ્યુ હતુ.

દરેક પાક માટે બી ચોકખુ હોવુ જોઇએ એ વાત પહેલી જરૂરની છે ખેડુતો પાસે બી મીશ્રણ થઇ ગયેલુ હોય છે અથવા કેટલાક તો વાવવા વખતે વાણીયાને ત્યાથીજ ખરીદી લાવી ખેતરમા વાવી દે છે અને પરીણામે તેમનાજ પાકને નુકસાન થાય છે સારા બીની બાબત ખાસ ધ્યાન ઉપર લેવામા આવી હતી. બોડીયા ઘઉનુ ખેતર જે ખાસ બી માટે ઉગાડવામા આવ્યુ હતુ તે તથા બીજા ખેતરોનો એક સરખો પાક બતાવી સારા બીથી થતો ફાયદો બતાવવામા આવ્યો હતો આ ઉપરાંત અજુનાં લીલા ખાતરથી તથા મેલા ખાતરથી ઘઉં કેવા સારા થાય છે તે ઉપર લોકોનુ ધ્યાન ખેંચ્યું હતું બાગાયત મુલમાં મચ્છી આ પ્રદેશમાં સારો નફો આપેછે ખાતરને લઇ જમીન કુળદ્રુપ થતી હોવાથી એના પાછી મકાઇ તેમજ ઘઉં સારા થાય છે

પછી ક્યારીમા ડાગર પછી બર્સીન નામનો લીલો ચારો કરવામા આવ્યો હતો તે બતાવી તની અગત્યતા ઉપર વિવેચન કરવામા આવ્યુ હતુ જેવી

રીતે મનુષ્યને અવર નવર ખોરાકની જરૂર છે તેવીજ રીતે બળદોને પણ કામની પ્રમાણમાં સારો ખોરાક મળવો જોઇએ, તેથી કરીને જ્યાં પાણીની સવડ હોય ત્યાં થોડાક ભાગમા બળદો માટે આવો ચારો કરવાની ભલામણ કરવામા આવી હતી

ફળાઉ ઝાડનો બગીચો બતાવ્યા પછી કપાસને અનુકુળ આવે એવી કઠીગીઆ અગર કાળી જમીન બતાવવામા આવી હતી અને તેની માવજત વિષે વિવેચન કરવામાં આવ્યું હતુ.

બપોરના જમણ પછી ખેડુતોને જુદા જુદા પાકોના નમુનાઓ બતાવવા માં આવ્યા હતા. જેવાકે મગફળીની જાતો, સ્પેનીશપીનટ, સ્મોલ જાપાન, બીગ જાપાન, ડાંગરની જાતો, છીરાસાર તથા કોલમ્બો (જીણી), તથા સુતરસાલ (જાડી), મઠીયો, કપાસ, મકાઇ, ચણા, તથા ઘઉની જાતો વાણીયા, બક્ષી, પીસી, બોડીયા વગેરે

તે પછી ખેડુતોને એક જગાએ ભેગા બેસાડી ફાર્મ ઉપરના અખતરાઓ ઉપર ફારમના મે૦ સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબે વિવેચન કર્યુ હતુ મઠીયા કપાસનુ વાવેતર કહેવામા આવ્યું હતુ ડાંગર છાંટીને કરવામા આવે છે તેને બદલે તે પદ્ધતિમા સુધારો કરી ક્યારાથી વાવીને અથવા ધરૂ ઉછેરી તેને રોપીને કરવાથી ઉપજમા થતો વધારો સમજાવવામા આવ્યો હતો. બોડીયા ઘઉંનુ સારૂં બી ફારમ ઉપરથી લઈ જવા કહેવામા આવ્યુ હતુ ખાતર ખેતરમા કેવી રીતે પાથરવાથી તુરતને એક મણનો લાભ મળે તે ઉપર વિવેચન કરવામાં આવ્યુ હતું. ઘાસ બાગમા સાઇલેજ તેમજ કડબનો ભુકો કરી વાપરવાને ભલામણ કરવામાં આવી હતી. માલ મસળવાને માટે ખળી વગેરે સારી કરી તેમજ તુવરને લણતી વખતે ખાસ કાળજી રાખી જેમ બને તેમ માલ ચોકખો પેદા કરવા ખેડુતોનુ ધ્યાન ખેંચવામા આવ્યુ હતુ.

ત્યારબાદ મે. ડીસ્ટ્રીકટ એગ્રીકલ્ચર ઓવરસીયર સાહેબે સહકાર પદ્ધતિ તરફ લોકોનું ધ્યાન ખેંચ્યું હતું બી વગેરે ખરીદવા તથા પાકને વેચવા માટે ખેડૂતો એક મંડળી કરી તેની મારફત કામ ચલાવે તો દરેક ને જુદુ જુદુ પડતું નુકશાન તથા દરેકના અમુલ્ય વખતનો ભોગ વગેરેમા બચાવ થાય અને એકંદરે દરેકને પોતાના નફામાં કંઇક વધારો થાય.

ત્યાર બાદ મે. ડીવીઝનલ સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબે બોલતા જણાવ્યું કે જો આ પ્રમાણે પંચમહાલના ખેડુતો આળસમાં વખત ગુમાવી નાખશે તો ભવિષ્ય મા તેમનેજ ખમવું પડશે. આ બાબત તેમણે યુરોપ, અમેરીકા વગેરે આગળ

વધેલા દેશોના ખેડુતોના દાખલા આપી સમજાવી હતી જો કંઈ સુધારો કરવા મા આવે તથા આળસ છોડી કામ થાય તો આજ ખેડુતો પકવે છે તેનાથી બમણો પાક પકવી શકે અને તેને અંગે તેમની આર્થીક સ્થિતિ સુધરી જાય.

ત્યારબાદ આણંદ તાલુકાના મે મહાલકારી સાહેબે બોલતા ખાસ કરીને ખેડુતોને ખાતર સંઘરી રાખવાની પદ્ધતિ તથા ખેતરમાં ખાતર નાંખવાની પદ્ધતિ સુધારવા તથા કડકાથી વાવેતર કરવા અને નાનુ લોખંડી હળ વાપરવા ભલામણ કરી હતી ખાતરને જો સારી રીતે ખાડો ખોદી તેમાં સંઘરવામાં આવે તો તેમાનો તત્વો સુર્યના તાપથી હવામા ઉડી ન જતાં અંદરજ રહીને ખાતર થી જમીનને સારો ફાયદો થાય ખાતર ખેતરમાં સરખી રીતે પાથરી તેને ખેતરની માટી સાથે હળથી સેળભેળ કરવામાં આવે તો પાકને સારો ફાયદો થાય તે બતાવવ મા આવ્યું હતુ ત્યારબાદ તેઓ સાહેબે તેમના તાલુકામા ચોમાસાં લગભગ બે ત્રણ ડેમોન્સ્ટ્રેશનો કરી કુડકા તથા હળનો ઉપયોગ ખેડુતોના ખેતરમા કરી બતાવવા ભલામણ કરી હતી. તે ઉપરથી ડીસ્ટ્રીક્ટ એગ્રીકલચર ઓવરસીયર સાહેબે પોતાથી બનતુ કરવા વિચાર દર્શાવ્યો હતો

ટુંકમા સારી ખેતીથી, બળદોની સારી માવજતથી, સારા બીથી તથા ખાતર નાખવાની સારી પદ્ધિતીથી થતા ફાયદાઓના ખ્યાલ સાથે સર્વ લોક છુટા પડી સહુ સહુને ગામ ગયા હતા

---

# દુધ માટે ગાય અને ખેતીને માટે બળદની પસંદગી.

(લેખક–ડુંગરભાઇ મગનભાઈ અમીન)
વી સે સ્કુલ–સુરત.

ગાય અને બળદ ખરીદતા પહેલા ઘણા ખેડુતો ઘણો વિચાર કરે છે પરંતુ તેવા વિચારવાળા અને બુદ્ધિશાળી ખેડુતોનું પ્રમાણ આપણા દેશમા ઘણું ઓછુ છે એટલે આ લેખ લખવાનો ઉદેશ દરેક ખેડુતને ઢોરની ખરીદી સંબધી કંઈ માહીતી આપવાનો છે નીચે આપેલી માહીતીને અનુસરીને ઢોર ખરીદવામાં આવે તો તેથી ભવિષ્યમા ઘણો ફાયદો થાય છે અને જાનવર જે ઉદેશને માટે ખરીદેલુ હોય તે સારી રીતે પાર પડે છે

ગાય ખરીદ કરતી વખતે નીચેના ચિન્હ તપાસી પસંદ કરવી—

૧) ગાયનું કપાળ પહોળુ હોવું જોઇએ.

૨) ચામડી ઢીલી, સુવાળી અને ચકચકતી હોય તો સારૂં.

૩) ગાયની પાસળી દુરથી દેખાવી જોઇએ તેમજ તે મોટી અને બે પાસળી વચ્ચેનું અંતર વધારે હોય તો સારૂ.

૪) કરોડનાં હાડકા ઢીલાં અને બે હાડકાં વચ્ચેનુ અંતર વધારે હોય તો સારૂં સામાન્ય રીતે અંતર બે આંગળનું સારૂ ગણવામાં આવે છે.

૫) આખો દેખાવડી અને સ્વભાવ શાંત હોવો જોઇએ.

૬) પાછલા ભાગમા પુછડીની બે બાજુએ જે ટેકા હોય છે તે બે વચ્ચેનુ અંતર વધારે હોય તો સારૂ.

૭) પુંછડું કરોડની સીધી લાઈનમા આવે એટલે કે જ્યાથી પુંછડુ નીકળે છે ત્યા આગળનો ભાગ ઢળતો ન હોતા જેમ કરોડની સીધી લાઈનમા આવે તેમ સારૂં.

૮) પાછલા બે પગની અંદરની બાજુએ સામનો ભાગ ઓછો હોવો જોઇએ.

૯) અવાળુ આગળના તેમજ પાછળના ભાગમા વધેલુ હોવુ જોઇએ.

૧૦) ચાર આચળ સરખા અંતરે હોવા જોઇએ

૧૧) આચળની અણી એક બીજાને અડકી જોઇએ નહી

૧૨) ફુટપટ્ટી વડે દુંટીથી કરતે કરોડ ઉપર થઇ ફરતે માપી લેવુ અને જો તે માપ આગલા પગના ઉપરના હાડકાથી પાછલા પગના ઉપરના હાડકા સુધીના માપ કરતા વધારે આવે તો તે ગાય સારી સમજવી

૧૩) શરીરનો આકાર ફાચર જેવો એટલે કે આગળથી સાંકડો અને પાછળથી પહોળો હોય તો સારૂ

૧૪) ઢીચણ ઉપરનો જાંઘનો વાક વધારે હોય તેમ સારૂ

૧૫) કાન મોટા હોય તેમ સારૂ

૧૬) ગાય પડાવાળી હોય તો ઘણુંજ સરસ કેટલાક ઢોરને આગલા પગના પાછલા ભાગ ઉપર ત્રણ ચાર ઇંચ લાંબો લીટો હોય છે તેને પડા કહે છે.

૧૭) દુધની નસ મોટી, લાંબી, અને વાંકી ચુકી હોય તેમ તે ગાય સારી સમજવી.

૧૮) દુધનો આયનો પારણના આવરનો હોય તો પાન્ખનો આ ભાગ આપવાની ઉપર આવેલો હોય છે અને ત્યા વાળ ઉગેલા હોય છે તેને દુધનો આયનો કહે છે

ઉપર બનાવેલી નીશાની વાળી ગાયો દુધ આપવામાં સારી નીકળે છે એટલુજ નહિં પરંતુ તેમના જે વાછરડા થાય છે તે પણ સારા નીવડે છે.

ગાયોની ઘણી જાતો હોય છે જેવી કે.— કાંકરેજ, વઢીઆરૂં, તલબંદાર, ગીરી, મીથી, માલવી, અમ્રત મહાલ, ખીલારી, નેલોર વગેરે તે તમામ ઓલાદો પૈકી ગુજરાતને માટે કાંકરેજ જાતની ગાય સારી ગણાય છે, કારણ કે તે ગાયનાં જે વાછરડાં થાય તેના બળદ સારા થાય છે, તેમજ ગાયોમાં પણ દુધ આપવાની શક્તિ સારી હોય છે.

કાંકરેજ જાતની ગાયને ઓળખવાની નિશાનીઓ નીચે પ્રમાણે છે :—

(૧) રંગ રૂપેરી લીલો, (૨) પગ તથા ઘુંટણ ઉપરનો આગલો તથા પાછલો ભાગ સહેજ કાળા રંગનો, (૩) વાછરડાનો રંગ શરૂઆતમા માથાં ઉપર સહેજ લાલ હોઈ પાછળથી તે રંગ બદલાઈ જઇ કાળો થાય છે, (૪) ગાયો ચપળ, જોરાવર અને મજબુત બાંધાની હોય છે, (૫) કપાળ પહોળુ અને બીજી ગાયોના પ્રમાણમા ટુંકુ, (૬) શીગડા પાયામાંથી ઉંચા જઈ અંદર વળેલા, (૭) બે શીગડાં વચ્ચેનો કપાળ ઉપરનો ભાગ ચક્રાકાર, (૮) શીગડા ઉપરથી પાતળા થઈ બુઠી અણી વાળાં, (૯) આંખ્યો કાળી તેમજ ભરાવાદાર અને તેજવાળી હોય છે, (૧૦) આખનાં પોપચા ઉપર કરચલી પડેલી હોય છે (૧૧) કાન મોટા અને કેટલીક ગાયોમા કાળો રંગ અને કેટલીકમાં સફેદ, (૧૨) કાનની અંદરનો ભાગ નાગલી રંગ જેવો, (૧૩) ગરદન સુંદર અને નાજુક, (૧૪) ચામડી સુવાંળી અને નાજુક (૧૫) મોઢા ઉપર માંસ ઓછુ, (૧૬) પુછડુ ઢીચણથી સહેજ નીચુ અને તેના છેડાનો ભાગ કાળો, (૧૭) ગાયને દોહ્યા પછી અવાળુ સંકોચાઈ તેની ઉપર કરચલી પડી જાય છે

હવે નીચેની બાબતો ધ્યાનમા લઇ બળદની પસંદગી કરવામા આવે તો તે બળદ કામ સારૂ આપી શકે છે.

(૧) પગની ખરીઓ વચ્ચે પહોળાઈ વિશેષ હોવી જોઇએ નહિ.

(૨) ખરી બહારના ભાગમાં વળેલી હોવી જોઇએ નહિં.

(૩) ખરી રંગે પીળી ન હોય તો સારૂં.

(૪) ખરી લાંબી હોવી જોઇએ નહી

(૫) બળદના પગે ઢીચણથી ખરી સુધીનુ હાડકુ સીધુ ન હોતાં સહેજ છરકુ હોય તો સારૂ.

(૬) પાછલા પગડાનો ભાગ સહેજ ઢળતો હોય તો સારૂં

(૭) ડીચણ ઉપરનો વાક ઓછો હોય તેમ સારૂ.

ઉપરની હકીકત ધ્યાનમા લીધા બાદ બળદોમા કેટલીક ખોડો નીચે બતાવ્યા પ્રમાણે હોય છે આ ખોડો પણ ખેડુતોમા ઘણી જાણીતી છે પરંતુ તેની પણ સારા અને અનુભવી માણસનેજ ખબર હોય છે નીચે જણાવેલી ખોડો પૈકી (–) નીશાની વાળી ખોડ ઘણીજ ખરાબ ગણાય છે અને તેથી તે બરાબર તપાસી લેવી.

– (૧) બેઠાચઠ —

બળદના કપાળમા બે ભમરા હોય છે તે ભમરામા નીચેનો મોટો હોય અને ઉપરનો નાનો હોય તેને બેઠાચઠ કહે છે

– (૨) બેઠાકોડ —

કપાળના બે ભમરામાથી નીચેનો નાનો હોય છે અને ઉપરનો મોટો હોય તો બેઠાકોડ નામે ઓળખાય છે

– (૩) પાતર ભારો —

બળદની પાસળી ઉપર ઢેકો હોય છે તેને લીધે તે ભાગ ઉપસેલો દેખાય છે

– (૪) સાતડીઓ અથવા છકડીઓ —

બળદને સામાન્ય રીતે આઠ દાત હોય છે પરંતુ જો આઠને બદલે સાત દાત હોય તો સાતડીઓ અને છ દાત હોય તો છકડીઓ કહેવાય છે.

(૫) પેટ ફુટણીઓ —

બળદનુ પુછડુ ડીચણની ઉપરજ પુરૂ થઈ જાય છે કેટલાક લોકો આવા બળદને બાંડો પણ કહે છે

– (૬) વાકડ વાયો અથવા નેવર —

આવા બળદના ચાલતી વખતે આગલા બન્ને પગ અથડાય છે

(૭) ડાકણીઓ —

આવા બળદના પુછડના છેડાના વાળ ધોળા હોઈ તેની ઉપર કાળા વાળ આવેલા હોય છે જેથી ધોળા વાળ કાળા વાળથી ઢકાએલા રહે છે અથવા વાળ ધોળા હોય તો તેને ચમરીઓ કહે છે કેટલીક જગ્યાએ તેને વાદર પુછો નામે પણ ઓળખે છે

– (૮) ખજુરો —

બળદના શરીર ઉપર કે પીઠ ઉપરના કોઈપણ ભાગ ઉપર રાન ખજુરા ના આકારના વાળ પડેલા હોય તેને ખજુરો કહે છે

– (૯) ભીંસા કે ત્રીગો —

કેટલાક બળદને ખીલા ઉપર શીંગડાં પછાડવાની ટેવ હોય છે આ ખોડ ગણવાનું કારણ એ છે કે શીંગડાણું રોગ થયેલો હોય છે અને તેથી બળદ મરી જવા સંભવ રહે છે

– (૧૦) ધોળ જીભો —

આવા બળદની જીભ ધોળી હોય છે

(૧૧) બ્રાહ્મણીઓ —

શરીર ઉપર ધોળા અને કાળા ચાઠાં હોય છે તે બ્રાહ્મણીઆના નામે ઓળખાય છે.

– (૧૨) સર્પણીઓ:—

વારે ઘડીએ જે બળદ જીભ બહાર કઢાડતો હોય તેને સર્પણીઓ કહે છે

+ (૧૩) ટુંકી ચાલ —

આવા બળદ ધીમે ધીમે ચાલે છે તેમજ ચાલતા આગલા પગની ખરી ઉપર પાછલા પગની ખરી પડે છે અગરતો આગલા પગની ખરીથી પાછળ પાછલા પગની ખરી પડે તો ટુંકી ચાલનો સમજવો.

+ (૧૪) સાવરણીઓ —

સાવરણીઆ બળદની પુછડી ઘણી લાંબી હોઇ ચાલતા નીચે ઘસડાય છે

+ (૧૫) તલુઠીઓ —

પગે તલછ માર્યો કરે તેને તળુઠીઓ કહે છે. કેટલાક લોકો ભામટો પણ કહે છે. (આવા બળદ ચાલવાનું શરૂ કરતા થોડી વાર લંગડાય છે)

+ (૧૬) સુઢી —

બળદના કપાળ ઉપર ભમરો આવેલો હોય છે તે ભમરો બે આંખની વચ્ચે અગગો બળદની માથકીની ચાડી દોરીમાં દબાતો હોય તો તેને સુઢી કહે છે.

– (૧૭) બડ:—

બળદની ડાબી અગર તો જમણી છેલ્લી પાંસળી ટુંકી હોય તેને બડ કહે છે

+ (૧૮) સુસરીઓ —

બળદની પીઠ ઉપર ભમરો હોય છે અને તે તેની મુત્ર નળીની સપાટી પર આવેલો હોય છે જો તે ભમરામાં ધુળ ભરાણીએ તો મુત્ર નળીએ ટપકા પડે છે આવા બળદને સુસરીઓ સમજવો.

ઉપર જણાવેલી ખોડો પઇકી સુઢી, સાવરીઓ, બડ અને પાવગબડો ઘણીજ અશુભ ગણાય છે ને ઉપરથી કહેવત છે કે —

સુઢી પુછે સાવરીઆને, કેમ છે ભાઇ બંડ,
ઘરે ન આવે ગોદરા ને, પાડોશીને પડાવું દંડ

# ખેતીમાં રોગ કેવી રીતે અટકાવાય?

ગુજરાતમા મુખ્ય તુલો પર નજર કરીશું તો કપાસ, જુવાર, કઠોળ, શાક ભાજી અને બાગાયત મુખ્યત્વે માલુમ પડશે આમાનો પ્રત્યેક તુલપર જુદા જુદા ગામોમા ઓછો વધતો રોગ દરવર્ષે હોય છે કપાસ અને જુવાર ના મુખ્ય રોગો જેવા કે છોડવાને નુકશાન કરનાર ઇયળ, કપાસના આખા છોડને સુકવી નાંખનાર રોગ, જુવારના થડમા પડતો ગાભમરાનો ઉપદ્રવ અટ કાવવાને હાલમા સશોધનો ચાલુ છે પરંતુ કેટલાક એવા પણ રોગો હોય છે કે તેનો નાશ કરવાને ઘણાજ વ્યવહારૂ ઉપાયો શોધી કાઢેલા છે, અને તે સામાન્ય ખેડુત વર્ગની જાણમા આવેલા હોતા નથી.

આ ઉપાયોથી પરીચીત થવાનો સ્હેલો રસ્તો સ્થાનીક ખેડુત મડળમા જોડાઈ સભાસદ થવાના છે કારણ કે સભાસદને બીજી કોઇપણ પ્રકારની ઝીટઆલમા ન ઉતરતા ફકત મુખ્ય કાર્યવાહકનેજ રોગના નાશની સલાહ માટે પુછવાનું રહે છે વળી પોતાનુ કાર્ય વીના વીલબે અને તદન નજીવા ખર્ચે સાધ્ય થઈ શકે છે તેમજ જો કાઇ પણ ઉપાય સહજ પણ અખતરા રૂપમા હોય તો તેનું બીલકુલ ખરચ આપવુ પડતુ નથી રોગની બાબતમા મડળ તરફથી કેવી રીતે સહાય મળી શકે તેનો નીચે આપેલા થોડાક દ્રષ્ટાંત પરથી ખ્યાલ આવશે

અહીં આ જુવારનુ વાવેતર ઘણા મોટા પ્રમાણમા થાય છે. ખાધ અને બી તરીકે દરેકે દરેક ખેડુત પોતાની જરૂરીઆત મુજબ દર વર્ષે જુવારને સગ્રહી રાખે છે. હાલમા ઘણાખરા ગામડાઓમા તો પાલામા કીટલા, ઇયળ, ઉદર વીગેરેનો ત્રાસ વધુ માલમ પડવાથી પાલાને બદલે ખેડુતો જાડા પતરા ની કોઠીઓમા જુવારને સગ્રહે છે આ કોઠીઓમા પણ ચોમાસા વખતે ઘણે ઠેકાણે જુવારમા સડો માલમ પડે છે, આ સડાના નીવારણ માટે "કાર્બન બાઈ સલફાઇડ" નામની પ્રવાહી વાયુરૂપે ઉડી જતી દવા શોધી કાઢેલી છે આ દવાથી કોઠીમા સગ્રહેલી જુવારમા પડેલાં કીટલા, ઇયળ, વીગેરેનો દવા મુકયા પછી ૨૪ કલાકની અદરજ સપુર્ણ નાશ થાય છે ત્યારબાદ જુવારને બી તથા ખાધ્ય તરીકે વાપરી શકાય છે દવાથી કોઇપણ પ્રકારની ખરાબ અસર કે હાની થતી નથી, તેવુ દવાના વપરાસના લાંબા અનુભવ પરથી માલમ પડ્યુ છે જે ઠેકાણે જુવાર પથરાની કોઠીઓમા સગ્રહવામા આવે છે. ત્યાં તેનો ઉપયોગ સ્હેલાઇથી થઇ શકે તેમ છે તેમજ દવાનુ કાંઈ વધુ ખર્ચ આવતુ નથી પરંતુ દવાનો ઉપયોગ કરતી વખતે નીચેની સાવચેતીની જરૂર

પડવાથી, સામાન્ય ખેડુત તે વાપરી શકે તેમ નથી આવા કામમા જો ખેડુત મંડળનો ઉપયોગ કરવાના આવે તો મંડળ તરફથી દવાનો જાણકાર માણસ જાતે આવીને દવા મુકી જાય અને તે સંબંધી બધી સમજુત આપે અને મંડળના સભાસદો ઘણી સહેલાઈથી દવાનો લાભ લઇ શકે

ફળ ઝાડમાં ખામ કરીને આંબાના થડને નુકશાન કરનાર લાબો જીવડો (મેઢ) ઘણે ઠેકાણે ત્રાસ આપે છે આ મેઢથી આંબો સુકાઇ જાય છે. જો જીવડો છાલની નજીક ભરાઇ રહયો હોય તો ઘણુંખરા ખેડુતો થડની છાલ કાપીને તેને બહારે કાઢી નાખી નાશ કરે છે. આમ કરવાથી આંબાના થડને ઘણાં ઘા લાગે છે અને તે રૂઝાતા ઘણો વખત જાય છે વળી જીવડો થડમા ઉડે ભરાય તો કંઇ ઇલાજ રહેતો નથી, અને ઝાડ અંતે સુકાઇ જાય છે આ જીવડાનો નાશ કરવાને ઝેરી દવા આવે છે અને તે થડમાંથી નીકળતા વહેર વાળા બાકામાં મુકવાથી અંદરનો જીવડો ઝેરી હવાને લીધે આપોઆપ મરી જાય છે આ દવાના ઉપયોગમા આંબાની છાલ કાપવી પડતી નથી, તેમજ ઝાડને કોઇ રીતનું નુકશાન થતુ નથી દવાનો ઉપયોગ મંડળ તરફથી કાળજી પુર્વક થઇ શકે

બાગાયતમાં કેટલાક રોગ જેવા કે મરચી પર થતા ભુંડશાને નાશ કરવા માટે ગંધક અને કળી ચુનાનું મિશ્રણ ઘણુંજ અકશીર છે, તે છાંટવાને માટે હાથે ધમણ આવે છે જેની કીંમત આશરે રૂ૦ ૧૦) હોય છે. તેમજ કોબેજ, મોગરી, રીંગણા, ફુલી વીગેરે શાકભાજી પર મશીપાન આનાગી ઇયળો, ચુસીઆ વીગેરે જંતુઓનો ઘણો ત્રાસ હોય છે. આ જંતુઓની સામાન્ય ભાષામાં, જંતુ તરીકે ઓળખાતા તમામ સાંધાવાળા પ્રાણીઓમા, એક મોટી શાખા હોવાથી તેમને ખાસ કીટક તરીકે ઓળખવામાં આવે છે આ કીટકોને અવશ્ય ૬ પગ, ૪ કે ૨ પાંખ, અને ૨ મુછ હોય છે. આવા કીટકોને. નાશ કરવાને જુદી જુદી દવાઓ વપરાય છે અને તે પ્રવાહી દવાને છોડપર ફુવારાની માફક છાંટવાને માટે નાના યંત્રો આવે છે આવા યંત્રો સામાન્ય રોગોનો નાશ કરનારી દવા છાંટવાને ઘણાં વ્યવહારૂ થઇ પડયા છે અને તે ખરીદવા પ્રત્યેક ખેડુતની શુંજાશ ના હોય પણ ખેડુત મંડળને તે સ્હેલી વાત થઇ પડે જેથી તેમનો ઉપયોગ કરીને તુરતને રોગમાથી બચાવી શકાય છે

આ પ્રમાણે ખેતીમા રોગ કેવી રીતે અટકાવવો તે જાણવાનું અને સાધનો ઉપયોગનું અસરકારક રીતે ઉપયોગ કરવાનું મોટુ સાધન ખેડુત મંડળજ છે.

R. I. THAKAR.

એન્ટોમોલોજીકલ એસીસ્ટન્ટ, સુરત

# ગુજરાતમાં ઢોરની સુધારણા.

યુરોપ, અમેરીકા અને ઓસ્ટ્રેલીઆ, વગેરે દેશોમા ઘોડા, ઢોર, ઘેટાં વગેરે પ્રાણીઓની જાત સુધારવાને અને તેમને જેમ બને તેમ ઉચી સ્થીતિએ લાવવાને માટે ઘણોજ શ્રમ લેવામા આવે છે, ત્યારે આપણને તો એ બાબતની કંઈજ પડી નથી આપણા ઢોરની જાતો દિન પ્રતિદીન બગડતી ચાલે છે; તેમનું કદવિત ઓછું થવા માંડયું છે, તેમની દુધ દેવાની અને કામ કરવાની શકિત તથા તેમનો ભવ્ય દેખાવ કમી થવા માડયા છે, માટે સવેળાએ ચેતવાની ઘણીજ જરૂર છે

"વડ તેવા ટેટા અને બાપ તેવા બેટા" "માબાપ તેવા છોકરા" એ કહેવતો પ્રમાણે જેવી ગાયો અને સાઢ ઉછેરવાના કામમા લેવામા આવે તેવાં જ તેમના વાછરડા થાય છે માટે હમેશા સારા બાધાના, જુવાન, રોગ વગરના અને સારી ઓલાદના ગાય અને સાઢ ઉછેરવાને માટે પસદ કરવાં સાઢ સકથી ઉતમ પસદ કરવો કારણ કે ગાયોની ભવિષ્યની જાત સુધારવામા સાઢ સઉથી અગત્યનો ભાગ બજાવે છે એક ગાયને એક વર્ષે એક વાછરડુ થાય તો એકજ સાંઢના એક વરસમા લગભગ ૫૦ વાછરડાં થાય છે જે સાઢની વશાવળી સારી હોય એટલે જે સાઢની માતા અને વડીઅઈ ઘણું દુધ આપતી હોય તેનો સાઢ પસદ કરવો જે સાઢની આંખ મોટી અને ભવ્ય, કપાળ પહોળુ, શીગડા કુદરતીઆળા, મોઢુ ટુકુ કાન બહુ મોટા તેમ બહુ નાના નહિ એવા, ગરદન જાડી, બહુ લાબી તેમ બહુ ટુકી નહિ એવી, ખુધ અથવા ટોપી મોટી, પીઠ લાંબી અને પહોળી, છાતી પહોળી, પગ બહુ લાંબા તેમ ટુકા નહી વાકાચુકા નહી પણ સીધા એક એકની છુટા, અને મજબુત બાધાવાળા, પુછડુ લાબુ અને પાતળુ, ખરીઓ એક સરખી, બહુ મોટી અને બહુ પહોળી ના હોય તેવા સાંઢને પસદ કરવો વશપરપરાથી ઉતરતા આવતા રોગ વાળાં કે ક્ષયરોગવાળા જનાવરો ઉછેરવાના કામમાં લેવા નહિ ઢોરમાં નજીક નજીકનો સગા, બાપ, ભાઇ, બહેન વગેરે ઉછેરવાના કામમા લેવા નહિ આથી ઘણુ નુકશાન છે વશપરપરાના રોગો જલદીથી ઉતરે છે, ઢોર દીનમા થાય છે, અને તેમના શરીરનો બાંધો નબળો પડતો જાય છે જે સાંઢની વાછડીઓ ત્રણ વરસની થાય અને સાઢ આવવા માડે ત્યારે તે સાંઢને બદલી નાખવો અને એ સાઢની વાછડીઓ બીજા સાઢથી ફરવવી આવી. રીતનું નવુ લોહી દાખલ કરવાથી ગાયોની જાત સુધરે છે રબારીઓ સારામા

સારા વાછરડાંઓ સાંઢ તરીકે રાખે છે અને બાકીનાઓને ખાસી કરાવે છે

ઉત્તર ગુજરાતમા, પાટણ, પાલણપુર, રાધનપુર, કાંકરેજ અને વઢીઆર તરફનાં ઢોર બહુ વખણાય છે તેઓ કાંકરેજી અથવા વઢીઆળીને નામે ઓળખાય છે કાંકરેજી ઢોર ઘણા ખરા સફેદ, અગર મોજડા હોય છે, તેમના શીગડા કુંડળીઆળા હોય છે, કાન ખુલ્લા અને મોટા હોય છે, શીગડાંના મુળ ઉપર વાળ વધેલા હોય છે, પગ મજબુત અને છાતી પહોળી હોય છે. તળ ગુજરાતના ખેડુતો વેપારીઓ પાસેથી કાંકરેજી ખામી કરેલા વાછરડા વેચાતા લેઇ ઉછેરે છે પણ અહીંનાજ સારી જાતના અને સારી ઓલાદના ગાય અને સાંઢ સભાળથી મેળવવાના આવે અને વાછડાને સભાળથી ઉછેરવામા આવે તો અહીંના બળદ કાંકરેજી કરતા કઇ પણ ઉતરતા થાય એવુ મારૂ ધારવુ નથી માટે કાંકરેજી જેવા સારા બળદ ગુજરાતમાં બધે થાય તેવો પ્રયત્ન થવો જોઈએ

અયોગ્ય સાંઢને જ્યા સુધી ( તેઓ બે વરસની ઉમરના થાય તે અગાઉ ) ખાસી કરાવવામા આવે નહિ, અને ફક્ત સારામા સારાજ સાંઢ ઉછેરવાના કામમા લેવામા આવે નહિ, ત્યા સુધી ગુજરાતમા ઢોરની જાતો સુધારવાની આશા રાખવી ફોગટ છે

પાણી ભરાઇ ન રહે એવી ગોરાડુ જમીન ગાયોને માફક આવે છે ઢોરને ઉછેરવાની જમીન પોળી નહિ પણ મીઠી અને કસદાર હોય તો સારી નીચી, ચીકણી અને પાણી ભરાઇ રહે એવી કાળી જમીનમા ઢોર માગ ઉછરતાં નથી એવા જમીનમા દામ બહુ પડે છે અને ચોમાસામા ઢોરને ઘણાજ હેરાન કરે છે નીચી જમીનના ઘાસ જાડા થાય છે અને કસદાર હોતા નથી નીચી જમીનમા ઢોરાગ વા, જુદી જુદી જાતના તાવો વગેરે રોગોનો ઉપદ્રવ વધારે પ્રમાણમાં થાય છે પોળી જમીન ઉપર ચરનારા ઢોરને, મીઠી, કસદાર અને ખેડાણ જમીનમા ચરનારા ઢોર કરતા, દાણો વીગેરે વિશેષ ખવરાવવાની જરૂર પડે છે અને તેથી ખરચ ઘણો થાય છે સારી જમીનમા ચરાવવાથી અને ખવરાવવા પીવરાવવાની બરોબર માવજત રાખવાથી ઢોર વહેલા અને સખત બધ જામણા (ગાભણા) થાય છે

ઝીંઝવો, સામો, દરો, આરોતારો, ગાધી, વિગેરે ઘાસ સારા ગણાય છે; દાભડો, વરેલુ, અને લાપડુ વિગેરે ઘાસ સારા નથી ઢોર ઉછેરવાની જમીનમાં બારે માસ ચાલે એવુ ચોકખુ મીઠુ પાણી હોવુ જોઈએ, અને તાડ, તડકો અને વાવાઝોડામાથી રક્ષણ કરવાને વડ, પીપર, પીપળા, આબા, મહુડા, રાયણ,

લીમડા, વગેરે છાંયાનાં ઝાડ હોવા જોઇએ

ઉનાળો અને ચોમાસુ ઢોરને રાત દિવસ ચરાવવા ઉનાળામા દીવસે તાપ બહુ સખત પડે છે તેથી ઢોર બરાબર ચરી શકતા નથી, રાત્રે ઠંડે પહોરે બરોબર ચરે છે ચોમાસામાં રાત દીવસ છુટા ચરવાથી તેમને મચ્છરો બહુ હેરાન કરી શકતા નથી. ચોમાસામા ઢોરને બરોબર ચરાવવાથી શિયાળામા તેઓ ઓછા દુબળા પડે છે

એકલા મોળા ઘાસ ઉપર ચરનારાં ઢોર ઝટ મોળવાઈ જાય છે. તેઓ જમીન ચાટે છે અને ઇંટો, નળીઆ, હાડકા, ચામડાં શીંગડા અને લુગડાંના કડકા પણ ચાવે છે ખીઠી અને ખેડાણ જમીનમાં ચરનારા ઢોર બહુ મોળ વાતા નથી ઢોરને જુદી જુદી જાતની જમીન અને ચારા ઉપર ચરવાનું બહુ ગમે છે ખેતરોમાથી પાક લઈ લીધા પછી ભેળાણ કરવા દેવામાં આવે છે ત્યારે ઢોરને ચરવાની છુટ થાય છે અને તેમને જુદી જુદી જાતની વનસ્પતીઓ ઉપર ચરવાનુ મળે છે ઢોર મોળવાય નહી માટે તેમને ખાણમા હમેશા મીઠું આપવુ, અથવા તેઓ ચાટી શકે એવી રીતે સીંધાલુણના કટકા ઝાડે અથવા કોઈ બીજી ઉંચી જગ્યાએ વાળાથી બાંધી લટકાવવા, આથી સીંધાલુણનો બિગાડ ઓછો થાય છે

ઢોરને ખોરાક હમેશા સાફ કરી ખવરાવવો ચોકખુ પાણી ઉનાળામા દીવસમા ત્રણ વખત પાવુ, અને ચોમાસા શિયાળામા બે વખત પાવું પોષ અને જેઠ માસમાં ઢોર વધારે દુબળા પડતાં અનુભવ કહે છે એવે વખતે તેમને ખાણ કડબ વગેરે આપવા અને ટાઢ તડકામાથી સભાળવા દુકાળમાથી ઢોરને બચાવવાને આપણા લોક ઘાસ ભરી રાખતા નથી એ ઘણુંજ ખોટું છે ઓછામા ઓછા બીજા એક વરસને માટે ઘાસનો સંઘરો રાખવો જોઇએ દેશી લોકો એક બીજાના ઓથા ખાળી મુકે છે, તેથી દેશને ઘણુંજ નુકશાન છે

ઢોરનો વાડો બધા ઢોર સમાય એવો ખુલાસાવાળો ઉંચી જમીન ઉપર બાંધવો ઢોરને હમેશાં પોચી જમીનમા બેસારવાં કઠણ જમીનમા બેસારવાથી તેઓ અકડાઈ જાય છે ઢોરના મકાનની જમીન આસપાસની જમીનથી ઓછામા ઓછી બે ફુટ ઉંચી રાખવી શીઆળુ વાયરો ઉતર તરફ થી વાય છે માટે ઉતર તરફ ભીત કરવી ઢોરના ઉપર સંધો પવન લાગે નહી, અને હવા અજવાળુ આવે, એવી રીતે ઢોરના તબેલાઓને બારીઓ બારણા જાળીઆ વિગેરે રાખવા તબેલાની અંદર અને આસપાસની જમીન ઘણી ચોખ્ખી રાખવી મુત્ર વહી જવા માટે ઢાળવાળી ખુલ્લી નીક રાખવી અને

મુત્ર ઉકરડામા લેઇ જવાય એવો બંદોબસ્ત કરવો. ઢોરને હમેશાં ચરવા છોડવાં, હરવા ફરવાથીજ ઢોર સારાં રહે છે ગાયો એકવીસ એકવીસ દીવસે સાંઢે આવે છે, ગાભણી થયા પછી સાંઢે આવતી નથી.

વાછરડાઓને રહેવાની જગા સાફ રાખવી. બરાબર વખતસર વાછરડાઓને પેટભર ધવરાવવા, વાછરડાને આ દેશમાં સાંજ સવાર ધવરાવવાનો રીવાજ છે. જે ગાય તરણાઇ (ત્રોઇ) જાય તેને બાકીની ગાયોથી જુદી રાખવી, અને તેનો મુત્રાશ અને ગર્ભાશય ગરમ પાણીથી રોજ બે વખત ધોવાં, અને અધુરે પડી ગયેલો ગભ અને ઓર બાળી દેવા. વાછરડાં ચાર છ મહિનાના થાય એટલે તેમને ખોળ, તુવેરના છોડા, ગાહ, જુવારનો ભરડો, ઘઉનો ભુસો વગેરે ખવડાવવાથી તેઓ જલદીથી વધે છે અને તાજા થાય છે

---

# ઇરિગેશન માટેના કુવાઓ કયાં ખોદવા તે શોધી કાઢવા સારૂ કરવાનાં બોરીંગ.

મુંબઇ સરકારની એવી ઇચ્છા છે કે જાથુ પુષ્કળ પાણી મળે એવા કુવાઓ આ ઇલાકામા ખોદવા માટે ખેડુતોને મદદ કરી આપવી યોગ્ય સ્થળોમા પાણી શોધી કાઢવા માટે વાપરવાના હાથે ચલાવવાના બોરિંગ મશીનો (યંત્રો) દેવરાવવાનું યોગ્ય છે એ યંત્ર, સાત મજુરો કામે લગાડીને, ૧૪ દિવસમાં ૩૦ ફીટ ઉંડુ ૧૮ દિવસમા ૪૦ ફીટ ઉંડુ, અને ૨૧ દિવસમાં ૫૦ ફીટ ઉંડુ બોરિંગ કરશે

પાણી પુરતા જથ્થામા માલમ પડે એટલે બોરિંગ બંધ કરવુ જો પાણી પુરતા જથ્થમા માલમ પડે નહી તો સાધારણ રીતે ૫૦ ફીટ ઉંડુ ખોદયા પછી બોરિંગ બંધ કરવું. પણ જો એમ માનવાને કારણ હોય કે વધારે ઉંડુ બોરિંગ કરવાથી પાણીનો સારો જથ્થો મળશે તો ૬૫ ફીટ સુધી બોરિંગ કરવુ

રાખવી જોઇશે તથા તેને માટે તે જોખમદાર રહેશે, તથા તેણે કોલસો પુરો પાડવો જોઇશે અથવા જો કોલસો પુરો પાડે નહી તો તેણે બોરિંગ દીઠ રૂ ૫ આપવા જોઇશે

(૫) જો બોરિંગ નિષ્ફળ નીવડે તો યંત્ર વાપરવા માટે કાંઇપણ પઇસા લેવામા આવશે નહી અને જો સદરહુ બોરિંગ, જમીન નીચેના પાણીનો જથ્થો શોધી કાઢવા માટેના સ્પેશિયલ ઓફીસરે અથવા બીજા કોઇપણ કાબેલ અધીકારીએ પસંદ કરેલી જગાએ કરવામાં આવ્યું હોય તો, સરકાર મામલતદારના અડસટ્ટા પ્રમાણે અરજદારે મજુરી પાછળ જેટલો ખર્ચ કર્યો હોય તેનો અડધો ભાગ અથવા રૂ ૫૦ (એમાં થી જે રકમ ઓછી હોય તે) અરજદારને આપશે

(૬) બોરિંગ કર્યાથી કલાકના ૨૦૦ ગેલન પ્રમાણે પાણીનો જથ્થો આવેતો તે બોરિંગ સફળ નિવડેલુ ગણવામા આવશે આ પાણીનો જથ્થો એક કલાક ચાલુ રાખવા માટે કુવામાં પુરતું પાણી આપશે માપ ખેતીવાડી ખાતુ લેશે અને સફળતાનું અથવા નિષ્ફળતાનું સર્ટિફિકેટ મામલતદાર અથવા ડેપ્યુટી ડાયરેક્ટર ઓફ એગ્રિકલ્ચર આપશે.

(૭) જો બોરિંગ સફળ ન નીવડે તો અરજદારે, પોતે મજુરી વિગેરે પાછળ જે ખરચ કર્યો હોય, તે ઉપરાંત, પહેલા ૫૦ ફીટના દરેક ફુટ દીઠ રૂ ૧ તથા ૫૦ ફીટથી વધારેના દરેક ફુટ દીઠ રૂ ૧।। ફી આપવી ફી મામલતદાર વસુલ કરશે.

(૮) બોરિંગ સફળ નીવડ્યુ હોય ત્યારે અરજદારોને હમેશાની શરતો પ્રમાણે મામલતદાર તગાવી આપી શકશે ટ્રાયલ (અજમાયેશના) બોરિંગના તેમજ કુવો ખોદવાના ખરચ માટે તગાવી મળી શકશે

## બ—પાવર એંજીનો (બળથી ચાલતાં યંત્રો) બાબત

વધારે ઉડા બોરિંગ કરવાને અથવા વિદ્યમાન કુવાઓને ઉડા ખોદવાને વાસ્તે બળથી ચાલતા યંત્રો પુરાં પાડવામા આવશે આવા યંત્રોના ઉપયોગ વાસ્તેની શરતો નીચે પ્રમાણે છે —

(૧) અરજદારે પાસેમા પાસેના રેલ્વે સ્ટેશનથી પોતાના કુવાની જગાએ યંત્ર લઇ જવા માટે ૮ થી ૧૦ ગાડાનો બંદોબસ્ત કરવો જોઇશે. જો કેમણે એક કરતા વધાર અરજદારો હોય તે કેમણે રેલ્વે સ્ટેશનથી તથા એક જગાએથી બીજી જગાએ લઇ જવાનો ગાડાનો ખર્ચ અરજદારોએ માંહોમાંહે વ્હેચી લેવો મામલતદારોએ અરજીઓ એવા અનુક્રમમાં ગોઠવવી કે જેથી યંત્ર ગાડાથી ખેંચી લઇ જવામા ઓછો વખત જાય તથા ખર્ચ ઓછો આવે

(૨) અરજદારે યંત્ર ચલાવવા માટે પોતાને ખરચે પંચ મજુરો રોકવા જોઇશે તથા કેરોસીન તેલ તથા બાળણ ચિવાય કામ કરવામા આવે તો અડસટ્ટે [illegible] ૨ ન નુ લુબ્રિકેટિંગ તેલ તથા બેરિંગના દર દશ ફીટ લગભગ રૂ ૧ નો કોલસો પણ પુરો પાડવો જોઇશે

(૩) [illegible] માટે [illegible] પ્રમાણે પહેલા [illegible]

પહેલા ૫૦ ફીટના ફુટ દીઠ રૂ. ૧,
૫૦ ફીટ પછીના ફુટ દીઠ રૂ ૧॥

(૪) જમીન નીચેનો પાણીનો જથ્થો શોધી કાઢવા માટે ॥ સ્પેશિયલ ઓફિસરે અથવા બીજા કોઇપણ કામેન અધિકારીએ જે જગાઓ મંજુર કરી હોય ને જગાઓએ બોરિંગ નિષ્ફળ નીવડે તો કાંઇપણ પૈસા લેવામા આવશે નહી, અને આવે પ્રસંગે અડધો ખરચ, વધારેમાં વધારે રુ ૫૦ સુધી, દરેક અરજદારને આપવામાં આવે.

(૫) બોરિંગ જો સફળ નીવડે તો, અરજદાર માગે તો કમેશની શરતો પ્રમાણે ટ્યુબલ બોરિંગ માટે તેમજ કુવા ઉંડા કરવા માટે તગાવી આપવામા આવશે

આનરેબલ કાઉન્સિલના હુકમથી,
એચ. કે. કિરપાલાની,
ડેપ્યુટી સેક્રેટરી મુંબઈ સરકાર

---

## ઢોરના રોગ.

—************—

### ( ૧ ) પગ ઉતરી જવો.

પગ ઉતરી જાય ત્યારે જનાવર લગડું થઇ જાય છે અને જે જગ્યાએ હાડકું ખસ્યુ હોય તે જગ્યાએ ખોડ માલમ પડે છે,

ઉપાય—ઉતરી ગયેલું હાડકું બરાબર બેસાડવું. હાડકુ બેસતી વખતે કટ કરી અવાજ થાય છે દરદ તાજુ હોય તો હાડકું બેસે છે જુનુ થયા પછી બેસતુ નથી હાડકું બેસાડયા પછી ટરપીટાઈન તેલ રોજ ઘસવુ

### (૨) ખાંધ આવવી

ખાંધે સોજો આવે છે અને ખાંધ ગરમ હોય છે દબાવીએ તો દુખે છે અને વધારે દરદ હોય તો ઢોરથી નીચા પડી ઘાસ ખવાતુ નથી અને પાણી પીવાતું નથી

ઉપાય—બાવળનાં પાદડા અને મીઠું નાખી પાણી ઉકાળવુ અને તેમાં એક ચુગરાની ગડી કરી તે બોળી શેક કરવો સવારમા અને સાંજે એક એક કલાક શેક કરવો અને પછીથી તેલ અને આણુ મેળવી ઘસવુ સોજો ઉતરી જાય ત્યા સુધી બળદને જોડવો નહી

### ( ૩ ) નાખોરી ફુટવી

નાકમાથી લોહી નીકળે છે.

ઉપાય—માથે ઘડા પાણીના પોતા મુકવા નાક ઉચુ કરી નાકમાં

ફટકડીનુ પાણી નાંખવું. શીંગડાય તો તરતજ નાક નીચુ કરવું.

( ૪ ) દાઝવું

દાઝવાથી ચામડી બળી ગઇ હોય તો તેના નીચે પ્રમાણે ઉપાય કરવો

**ઉપાય**—ચુનાનું પાણી ( ચુનો પલાળેલો હોય તેનુ પાણી નીતારી લેવું. ) અને તળીયું તેલ બન્ને સરખે ભાગે મેળવવુ એટલે સફેત ઘી જેવું થઈ જાય છે આ તૈયાર કરેલું તેલ રોજ દીવસમા બે વખત ચોપડવું. અને દાઝેલી જગ્યા લુછી સાફ રાખવી

( ૫ ) ખરી કચરાઇ જવી

ગાડાનું પઈડું ફરી વળે ત્યારે ખરી કચરાઈ જાય છે.

**લક્ષણ**—ખોળી નીકળી જાય છે, લોહી નીકળે છે અને જનાવર લંગડાય છે

**ઉપાય**—ખરી પાણીમા સાફ કરી ડામર ચોપડી તે ઉપર પાટો બાંધી દેવો અને ત્રસી થાય તો પાટો છોડી ફરીથી ધોઇ ડામરનો પાટો બાંધવો આમ મટી જાય ત્યાં સુધી કરવું.

( ૬ ) ઉદરી

ઉદરી ઢોરને પુછડે થાય છે પુછડુ સુકાઇ જાય છે

**ઉપાય**—સુકાયલો બધો ભાગ કાપી નાખવો, જે જગ્યાએ કાપવું હોય તેના ઉપરના ભાગમા એક ચીંદડી સખત બાંધવી એટલે લોહી નીકળતું અટકશે કાપ્યા પછી પુછડુ તેલમા તળી ફીનાઇલનો પાટો બાંધવો. વખતો વખત પાટો છોડી તેને ફીનાઇલ ચોપડવુ, એટલે રૂઝાઇ જશે

( ૭ ) પગમા માસ પડવો.

પગમા ખરી વચ્ચે આ દરદ થાય છે, પગ લંગડાય છે

**ઉપાય**—માસ કાપી નાખી ડામી દેવો અને રૂઝવા માટે કેયડાની કુંપળો અને મીઠુ ઝીણું વાટી રૂઝાઇ જાય ત્યા સુધી પાટો બાંધવો

( ૮ ) ચરમ ( WORMS )

નાના વાછરડાને ચરમ પડે છે

**લક્ષણ**—વાછરડું સુકાય છે, અને ઝાડુ પડે છે, અને પગ ખેચાય છે.

**ઉપાય**—વીલાયતી મીઠું ૧ નવટાક, સુઠ પાવલીભાર, સેન્ટોનાન પાચ ચનોઠી ભાર, પાણી શેર ૦।, મેળવી પાઇ દેવુ

( ૯ ) પીશાબ બંધ થવો

ગરમીની અથવા પથરીથી પીશાબ બંધ થાય છે

ઉપાય—પીગાળતી મીઠું શેર ૧, સુરોખાર ૧ રૂપીઆ ભાર, ગોળ શેર ૦ll, સુંઠ ૧ અધોળ, ગરમ પાણી શેર ૨, મેળવી પાવુ. પથરી હોય તો દાકતરની સલાહ લેવી

અટક ત. બળદને કામ કરાવતી વખતે વખતો વખત ઉભો રાખી, પીશાબ કરવા દેવો.

(૧૦) ઓર ના પડવી.

ઉપાય—પીગાળતી મીઠુ શેર ૧, ગોળ શેર ૦ll, સુંઠ ૧ અધોળ, ગરમ પાણી શેર ૩ મેળવી પાઇ દેવુ,

બાજરીની ઘુગરી શેર ૨, અને ગોળ શેર એક ખોરાક તરીકે આપવાં

ઓર પડી ગયા પછી ગાયનુ પુંછડુ પાછલા પગ અને બગરેલા બધા ભાગો ગરમ પાણી અને કાર્બોલીક સાબુથી ધોઇ નાખવા

(૧૧) ગર્ભાશયનુ બહાર આવવુ

કેટલીક વખતે ગાયો અને ભેસોમાં ગર્ભની કોથળી બહાર નીકળી જાય છે

ઉપાય—ગર્ભની કોથળી બહાર નીકળે ત્યારે તેને ઠંડા પાણીમા ફટકડી નાખી (૧ શેર પાણીમાં ૧ તોલો ફટકડી નાખવી) બરાબર ધોઇ તુર્તજ અંદર મુકી દેવી બહુવાર બહાર રહે તો ફુલી જાય છે માટે હાથવતી તુરતજ નખ ના વાગે તેવી રીતે અંદર મુકી દેવી. અને કોથળી અંદર રહે તો ઢોરને ગલે, છાતી ઉપર, કમર ઉપર, અને મુત્રાશયની આજુબાજુ દોરી આવે તેવી રીતે દોરી બાંધવી

(૧૨) વલો

ઘાસ ઉપર એક જાતનુ જીવડુ થાય છે તે ખાધામાં આવવાથી આ દરદ થાય છે થુક જેવો પરપોટો ઘાસ ઉપર વળગેલો હોય છે અને તેની વચ્ચે જીવડું થાય છે.

લક્ષણ—ઢોરને તાવ આવે છે સાંધા અકડાઇ જાય છે. ખાતું નથી, વાગોળતુ નથી અને સુસ્ત જણાય છે મોંઢામાંથી લાલ પડે છે.

ઉપાય—પીગાળતી મીઠુ શેર ૧, સુરોખાર ૧ અધોળ, ગોળ ૧ શેર, ગરમ પાણી ૩ શેર, મેળવી સહેજ સાજ ગરમ હોય ત્યારે પાઇ દેવુ પછીથી બે દીવસ સુધી, દરરોજ ૧ અધોળ સુરોખાર, પીવાના પાણીમા નાખી તે પાણી પી ા દેવુ.

(૧૩) ઝેર ચઢવુ.

સાધારણ રીતે ઢોરના ખાધામાં ઝેર આવે છે અથવા તો તેને મારી ના

અવાના ઇરાદેથી ઝેર આપવામા આવે છે ચમારો અને બીજાઓ પોતાને ચામડુ મળે તે વાસ્તે કોઇક વખતે ઝેર દે છે, અને કોઇ વખતે બાળીઓ વીગેરે ચોપી રોગો ફેલાવે છે. કેટલીક વખત સુંઠીઉ પરીપકવ ના થયુ હોય અને ખાવામા આવે તો ઝેર ચડે છે. જે જાતનુ ઝેર ચડ્યું હોય તે પ્રમાણે લક્ષણોમા ફેર પડે છે.

પેટમા સખત દુખવુ, ઘણી તરસ લાગવી, મોમા ફીણ આવવુ, સ્નાયુ માં તાણ થવી, ઝાડો થવો, તથા તુરત મરણ થવુ એ લક્ષણો શક ભરેલા ગણવાં.

ઉપાય—ઝેર ચડવાનો વ્હેમ પડે કે તુરતજ ઘી શેર ૧ પાઇ દેવું. ચોખાના લોટની પુષ્કળ કાંજી આપવી જો આફરો ચડેલો માલમ પડે તો આફરાના બતાવ્યા પ્રમાણે ઈલાજ કરવો જો નીશો ચડે એવું ઝેર ચડ્યુ હોય તો ગામઠી દારૂ શેર ૦।, સુંઠની ભુકી તોલો સવા, કાલા મરીની ભુકી તોલો અર્ધ, આ ચીજો સારી રીતે મેળવીને શેર ૧ છીમા પાણી અને જરૂર હોય ત્યા સુધી દર ચાર ચાર કલાકે આપ્યા કરવી

## (૧૪) જુવારથી ચડતો મોંણે

જ્યારે જુવારના છોડવાને પાણી ઓછુ મળે છે ત્યારે તે ગઠાઇ જાય છે અને તેના પાદડામા ઝેર પેદા થાય છે

ચિન્હ—ઢોર સુસ્ત જણાય છે, પેટ ફુલે છે, શ્વાસ લેતા અડચણ પડે છે મોઢે ફીણ આવે છે સુકાય છે, ખેંચાઇ જાય છે, બેશુધ્ધ થઇ જાય છે અને મરણ પામે છે

ઉપાય—જે જુવારને પુરતુ પાણી ના મળ્યુ હોય અને ગઠાઇ ગઈ હોય તેવી જુંવાર ઢોરને ખાવા દેવા નહીં કદાપીત ખાઇ જાય તો જનાવરના માથા ઉપર ઠંડુ પાણી રેડવું અને દેશી દારૂ પાઇ દેવો આફરો ચડ્યો હોય તો આફરાના રોગમાં બતાવ્યા પ્રમાણે ઉપાયો કરવા.

## (૧૫) ઢોરને ઝેરી જનાવરનો ડખ

ચિન્હ—ઢોર માંદુ થઇ ગયેલ જણાય છે પેટમા બળતરા થવાથી પાછલા પગો પેટમાં મછાડે છે પોતાની પીઠ પાછળ વારંવાર જોયા કરે છે મોઢામાંથી લાળ કે ફીણ કહાડે છે તરશ બહુ લાગે છે, વારંવાર પાતળો ઝાડો કરે છે ઘણી વખતે ઝાડામા લોહી પડે છે આંખો ઉંડી જાય છે આખા શરીરમા ઝેર પ્રસરી જાય તો રૂવાટી ઉભી થઈ જાય છે સહેજ ઘસવાથી રૂવાટી જલદી ખરી પડે છે. શરીર ધ્રુજે છે આંખો ઉંડી ઉતરી જઇ લીલાશ પર જણાય છે

ડખ ઓળખવાનાં લક્ષણો—જે જગ્યાએ ડખ લાગ્યો હોય ત્યાં ઘણુ કરી જરા લોહી નીકળેલુ હોય છે, અને તે જગ્યાએ ગાંમીઓ વધારે બેસે છે. કદાચ લોહી ન નીકળ્યું હોય તો તે જગ્યાના વાળ ખરી પડેલા કે ઉભા થઈ ગયેલા જણાય છે ઢોરને જે જે ઠેકાણે ડખ થયો હોય તે તરફ તે વારવાર જોયા કરે છે, અને તે ઉપર પોતાના પુછડાની ઝાપટ નાખ્યા કરે છે ઢોરના આખા શરીર ઉપર હાથ ફેરવતા જ્યારે ડંખ ઉપર હાથ આવે ત્યારે ઢોર ધ્રુજે છે, ડખ ઉપર ચાટવાનું મન કરે છે. વળી ઉપલા ભાગ કરતા ઢોરની નીચેના ભાગમાં ઝેરી જાનવરનો કરડ થવાનો સંભવ વધારે હોય છે, માટે પગ, પુછડુ, ડોક, પેટ નીચેનો ભાગ, ખુબ નીહાળીને જોવાથી હોશીયાર ખેડુત ડંખ પારખી શકે છે.

ડખનો ઉપાય—આંખો ઉપર ટાઢુ પાણી છાંટ છાંટ કરવુ. મીંઠાને તેલ જેટલું પી શકે તેટલા પાવાં, ઘી પાવુ, જુલાબ આપવો, બળશીનું તેલ પાવું, છાશ પાવી, વગેરે કેટલાક ઉપાયો છે તેમા જે વસ્તુ હાજર હોય તેનો ઉપયોગ તાત્કાળીક કરવાથી ઘણી વખતે ફાયદો થાય છે. ડખ ઉપર પરમેન્ગેનેટ ઓફ પોટાશ ઘસવો

---

## છારોડી કેટલ ફારમ.

ફાર્મની સ્થાપના—જે સમયે હિંદુસ્તાનમાં છપનીઆ નામથી ઓળખાતો ભયંકર દુકાળ પડયો અને ઢોર તેમજ માણસો પણ અન્ન ભુખમરાને લીધે નાશ પામતા હતા તેવે વખતે મુબાઇના તેમજ અમદાવાદ વગેરેના શ્રીમત લોકોએ ફંડ એકઠું કરી નાશ પામતા ઢોર બચાવ્યા. આ સમયે અમદાવાદથી ઉત્તર તરફનો ભાગ કે જે ગાયની સારીમા સારી ઓલાદને માટે પ્રસિદ્ધ છે, તે ભાગના ઢોર તદન ખલાસ થવાની તૈયારીમાં હતાં, એ અરસામા ઉપરોકત ફંડ એકઠુ થઇ તેમને બચાવવામાં આવ્યા. આ કાર્યમાં મુબાઇના તે વખતના નામદાર ગવર્નર સાહેબ લૉર્ડ નોર્થકોટ હતા તેમણે આ બાબતમા આગળ પડતો ભાગ લઇ આ કાર્ય શરૂ કરાવ્યુ હતું. પરંતુ ઈ સ. ૧૯૦૭ સુધી આનો વહીવટ ખાનગી રીતેજ ચાલતો હતો. એ વરસમા આ ફાર્મ સરકારને સોંપવામા આવ્યુ તે વખતે નીચેની શરતો કરવામા આવી હતી

૧ ગુજરાતમાં થતી સારામા સારી જાતની ગાયો રાખી ઓલાદ સુધારવી.
૨ આ ફાર્મમાંથી સારામા સારી રીતે તૈયાર થએલા સાંઢ લોકોને પુરા પાડવા અને આ રીતે આખા ગુજરાતના ઢોરને સુધારવા ઉપર પ્રમાણેનો હેતુ રાખી ઈ સ ૧૯૦૭થી મજકુર ફાર્મ નામદાર સરકારના ખેતીવાડી ખાતાની દેખરેખ નીચે ચાલે છે.

ક્ષેત્રફળ—મજકુર ફાર્મનુ ક્ષેત્રફળ ૨૨૫૦ એકર છે, અને તે સ્થળ અમદાવાદથી વીરમગામ જતી રેલ્વેના છારોડી સ્ટેશનથી ૧।। માઇલ દૂર છે. ગુજરાતમા ગાયોની જે જાત થાય છે તે પૈકી કાંકરેજી સારામા સારી છે અને તે થવાનાં મુખ્ય સ્થળ પાલનપુર અને રાધનપુર તથા તે તરફનો ભાગ છે.

ખાસ કરીને આ ફાર્મમા જાત મિશ્રિત ન થઇ જાય તેની ખાસ કાળજી રાખવામાં આવે છે ફાર્મની અંદર નોકર તરીકે રબારીઓ રાખવામાં આવે છે તે ઘણું સારૂં છે, કારણ કે તેમને વંશપરંપરા ઢોરનુ શિક્ષણ મળેલુ હોવાથી બીજી કોઇપણ કોમ કરતા તેઓ આને માટે વધારે લાયક છે.

ઓલાદ સુધારવા માટે કરવામાં આવતા ઉપાય—

સાંઢ સારામાં સારો જેની માનુ દુધ સહુથી વધારે હોય, જે ઘાટમા સારો હોય શરીરે મજબુત હોય તેને પસંદ કરવામાં આવે છે.

આનાથી જે ઉછેર થાય તેને ખાસ દેખરેખ નીચે ઉછેરવામા આવે છે દરેક પશુને કુદરતી સ્થિતિમા રહેવુ પસંદ હોય છે તેજ પ્રમાણે અહીં ઢોરને બાંધવામા આવતા નથી પણ છુટા રહેવા દે છે પરંતુ તેમને માટે ખાસ વિભાગ પાડેલા હોય છે.

૧ વિઆયલી ગાયોનો વિભાગ.
૨ વિઆવાની ગાયોનો વિભાગ
૩ ઉંચી ગએલી ગાયોનો વિભાગ
૪ વાછરડાંને રાખવાનો વિભાગ
 અ. નાના વાછરડા માટે
 બ. ૧ વરસથી ઉપરનાને માટે

ઉપર મુજબ વિભાગ પાડવાનુ કારણ જાણવુ જરૂરનુ છે.

૧. વિઆયલી ગાયોનો વિભાગ—

આ વિભાગમા ગાયને વિઆયા પછી તરતજ રાખવા કરવામા આવે છે જેથી તેની ખાસ સંભાળ લઇ શકાય. જો એને બધાના ભેગી રાખવામાં આવે તો જે ઉછેર થયો તે પુરતો ખાય નહિ તેની સંભાળ બરાબર ન લેવાવાથી

ઓલાદ ઉપર તેની અસર થાય. આ ભાગમાં જે ગાય ઉંચી જાય એટલે તરતજ તેને ઉંચી ગએલી ગાયો વાળા વિભાગમા દાખલ કરવામા આવે છે. આ વિભાગમાં ગાયો સાથે સાંઢ રાખવામા આવે છે.

૨ વિઆવાની ગાયોનો વિભાગ—

જે ગાયો ગાભણી હોય તેને આ વિભાગમાં રાખવામાં આવે છે જેથી કઈ ગાય ક્યારે વિઆશે તેની ખબર પડે છે આની અંદર સાંઢ રાખવામાં આવતો નથી

૩ ઉંચી ગએલી ગાયોનો વિભાગ—

ઉંચી ગએલી બધી ગાયોને આ વિભાગમા રાખવામા આવે છે આ ભાગમા સાંઢ રાખવામા આવે છે અને જે ગાયો ગાભણી થાય કે તરતજ તેમને આ વિભાગમાથી છુટી કરીને બીજા વિભાગમા દાખલ કરે છે. આ સિવાય ગાયોમાની જે દર વરસે તરવાઈ જતી હોય, ગર્ભપાત થતો હોય, તેને જુદી રાખવામાં આવે છે અને તેની ઓલાદમા પણ એ ગુણ ઉતરવાનો સંભવ હોવાથી તેની ઓલાદ લેવાનું બંધ કરવામા આવે છે.

આ સિવાય વિઆયલી ગાયોમાની જે ગાભણી થાય તેને જુદી રાખવામાં આવે છે જેથી તેનો સમય યાદ રહે તેમજ ખાલી ગાયો જુદી પડી જાય.

૪ વાછરડાનો વિભાગ—

આમા બે વિભાગ અથવા ત્રણ વિભાગ પાડવામાં આવે છે.

૧ ચાર માસની અંદરના

૨ ચાર માસથી ઉપરના અને એક વરસની અંદરનાં

૩ એક વરસથી ઉપરના

આમા વર્ગ પાડવાનો મુખ્ય હેતુ દરેક વર્ગની તેને લાયકની સંભાળ લઈ શકાય વાછરડાને માટે ઘટતી કાળજી રાખવામાં આવે છે અને ફાર્મનો પ્રધાન હેતુ ઓલાદ સુધારવાનો હોવાથી જે ગાયોને દુધ ઓછું હોય તેને વાછરડાને તદ્દન ધવરાવી દેવામા આવે છે

વાછરડાં વગેરેની સ્થીતી જોયા બાદ ઓલાદ સુધારવા સંબંધમા સરકાર લોકોને કેવી મદદ કરે છે તે જોઈએ

ખાસ સંભાળ નીચે ઉછેરવામા આવેલા સાંઢને ભરવાડ, રબારી અને ઓલાદ સુધારવા ઇચ્છનારને સરકારે ઠરાવેલી કીમત ૨૦૦) રૂ ન લેતા માત્ર ચોથા ભાગની કિંમત રૂ. ૫૦) લઈ આપવામા આવે છે આને માટે ત્રણ વરસની મુદત હોય છે આવી રીત આપેલો સાંઢ એક ગામમા ત્રણ

વરસ સુધી રાખવામા આવે છે, અને મુદત પુરી થયે બદલી આપવામાં આવે છે

સાંઢ બદલીના કારણ—

૧ પ્રથમ આપેલા સાંઢની ઓલાદ આ મુદતમા ત્રણ વરસની થાય એટલે તેને ગાભણી થવાનો પ્રસગ આવે છે આ વખતે જો તેના પિતાથી તેને પ્રજા થાય તો તેમા ઘણા દોષો ઉત્પન થાય છે.

૨ મનુષ્યમા જેમ ગોત્ર ત્યાગનો, પોતાના કુટુબની કન્યા સાથે લગ્ન ન કરવાનો જે ઉતમ નિયમ છે તેજ નિયમ પશુ યોનિને પણ લાગુ પડે છે એમ અનુભવીઓને જણાયુ છે ઉપલા કારણને લીધે ત્રણ વર્સે સાંઢ બદલીને બીજો આપવામા આવે છે આ નિયમ કેટલો ઉત્તમ છે. તે સમજવા માટે વનસ્પતિનો દાખલો લઈએ તો જે વનસ્પતિઓમાં આનીર પતન થાય છે તેના કરતાં વિનિમય પતન થનારી વનસ્પતિઓનાં ફળમાં ફરક પડે છે. એકજ જાતના છોડને પણ આ નિયમ લાગુ પાડી જોવાથી આની ખાતરી થશે.

ફાર્મમાં આવી રીતે પસદ કરવાના આવેલા સાંઢ સિવાય બાકીના જેના માં કઈ ખોડ ખાંપણ હોય, જેનાથી ભવિષ્યની ઓલાદને ખરાબ અસર થવાનો સભવ હોય તેમને ખાસી કરવામા આવે છે સદરહુ ફાર્મમા ખાસી કરવાને માટે સારામાં સારૂ યત્ર મગાવવામા આવ્યુ છે આ યત્રથી માત્ર દબાણજ (pressure,) થાય છે. તેથી એક ઇચના વિસ્તારમા ૩૦૦ પઉંડ બળ આવે છે આમા ફકત નસ દબાઇજ જાય છે લોહી નીકળતુ નથી. ગુજરાત તેમજ મહારાષ્ટ્ર વગેરે જ્યાં ખાસી કરવાનુ કામ અમુકજ લોકો કરે છે. કારણ કે તેમાં જાનવરને લોહી નીકળે છે, અને હિદુ ધર્મમાતો તેને મહાપાપ ગણવામા આવે છે, પણ આ યત્રથી ખાસી કરેલા અવયવ ઉપર કોઈ જાતની ખરાબ અસર થતી નથી થોડી મુદતે નીચેનો ભાગ સુકાઈ જાય છે.

ખાસી કરવાનુ કારણ—

૧ શરીર મજબુત રહે.
૨ ખુનીપણુ કમી થાય
૩ ખુધ વધે નહિ
૪ જરૂર કરતા વધુ આખલા ન થાય, અને ઓલાદ ન બગડે.
૫ ખેતીમાં જોઇતા બળદ મળી રહે

૭ માસના વાછરડાને સારો દાણો આપી તૈયાર કરવામાં આવે છે, તેને છુટો ફરવા દે છે આથી શરીરે સારો મજબુત રહે છે આ તરફ઼ી જાતોમા

પાલનપુરની કાકરેજી અને રાધનપુર વાળા ભાગની વઢીઆળ એ બે જાત છે આ ફાર્મમા આખલાને જલદી ખાસી કરવામા આવતા નથી, કારણ કે લોકોને આપવા પડે છે.

ખળદની જાત અને તેના ખાસ લક્ષણ —

ઉપર જણાવેલી બે જાતના ઢોરની લગભગ ૫૦૦ જેટલી સખ્યા આ ફાર્મમા રાખવામા આવે છે.

૧ કાકરેજીના લક્ષણ —

૧ બે પગ, પીઠ, માથુ અને ખુંધ વગેરેનો રગ કાળો-માંજળો હોય તે સાગમા મારો સાઢ ગણાય

૨ કુડળ આકારના શીગડા, કાન લાબા અને કપાળની વચ્ચે નીક જેવો ખાડો હોય.

(જેમ બે કાન લાબા વધારે, તેમ કિંમત વધારે હોય છે.)

૩ ચામડી સુવાળી હોય છે

૪ ખાસી કર્યા પછી શરીર ઉપરથી કાળો રગ ખમી જઇ ધોળો રંગ થઈ જાય છે. કેટલીકવાર સાફ ધોળો પણ થઈ જાય છે આ કુદરતી કારણ છે

૫ સ્વભાવ તેજ હોય છે

૨ વઢીઆળનાં લક્ષણ —

૧ સાઢનો રગ કાકરેજી જેવો હોય છે

૨ શીગડાંના આકારમા સહેજ તફાવત હોય છે

૩ ચામડી ખરબચડી હોય છે

૪ આ જાતમા નીસુળી હોય છે જે કાકરેજીમા હોતી નથી

સારામા સારો બળદ અથવા સાઢ તેજ, કે જેના તાળવાથી નાક સુધી બે આખો વચ્ચેનુ અતર સરખુ હોય.

દોહવામા રખાતી કાળજી —

૧ વાછરડાને પહેલેથી ધવરાવવામા આવે છે, પાછળથી ધાવવા દેતા નથી આને લીધે ઢોરને પાનો ચોરવાની અગર દુધ-મરી જવાની ઓછુ થવાની ધાસ્તી રહેતી નથી

૨ વાછરડાને માટે આંચળ વારાફરતી છોડવામા આવે છે જેથી અમુકજ આચળ છોડવાથી આચળને જે અસર થાય છે તે થતી નથી

૩ દોહતા પહેલા અવ ડા-ભાવડા- ઓડણ-પેડુને સાફ કરવામા

આવે છે આથી કચરો તેમજ જીવજંતુ ઢોરના દુધમા દાખલ થઇ શકતા નથી

૪. ફક્ત અગુઠાનુ દબાણ ન કરતા બધી આગળીનુ સરખુ દબાણ કરી દોહવામા આવે છે કે જેથી આચળને નુકસાન ન થાય. દોહવા ની ઉપલી રીત લોકોએ ખાસ અનુકરણ કરવા જેવી છે ગાયો દોહવાની વખતે ત્યા જઇને ઉભા હોઇએ તો એટલો આનદ આવે છે કે જેથી શ્રી કૃષ્ણ પરમાત્માએ ગોપાલન કેમ ઉતમ માન્યુ હશે તેનો ખ્યાલ આવે છે તેજ વખતે જે ગૃહસ્થોએ આ ફાર્મ સ્થાપ્યુ છે તેની ઉપયોગિતા આપણને સમજાય છે

બેસને લગતુ કાર્ય આ ફાર્મમા કરવામા આવતુ નથી પરંતુ આ હીલચાલ જો ઉપાડાય તો દેશને વધારે અનુકુળ આવે, અને ઓલાદ સ બંધી જે ફરિયાદ છે તે દુર થવા પામે

( ઓલાદના સબધમા વધુ વડોદરા કેટલ ફાર્મના સબધ વખતે લખીશ )

જમીનનો ઉપયોગ —ફાર્મની ૨૨૫૦ એકર જમીનની વ્યવસ્થા કેવી રીતે કરવામા આવે છે તે જોઇએ

આ જમીનને ત્રણ વિભાગમાં વહેચી નાખવામા આવી છે

૧ વાવેતર વિભાગ
૨ ઢોરને ચરવાનો વિભાગ
૩ મકાનો વગેરે

( ૧ ) વાવેતર વિભાગ —

આ વિભાગમા ઢોરને ચારાને માટે જોઇએ તેવી જાતનું ઘાસ ઉગાડવામા આવે છે. મુખ્યત્વે સુદી કે જુવાર અને બાજરીનુ વાવેતર કરવામા આવે છે.

( ૨ ) ઢોરને ચરવાનો વિભાગ —

આ ભાગના જુદા જુદા વિભાગ કરવામા આવે છે જેમાથી ઘાસ ઉગીને તૈયાર થાય તેમ તેમ કપાઇને ગાંસડીઓ બાધી રાખી મુકવામા આવે છે તે કપાયલા વિભાગોમા ઢોરને ચરવા માટે છોડવામા આવે છે આ પ્રમાણે આગળ જેમ ઘાસ કપાતુ જાય તેમ પાછળથી ઢોર ચરતા જાય છે. વચ્ચે વચ્ચે તળા વો છે જેમા પાણી પીને સ્વતંત્ર રીતે છાયામા બેસે છે

આ વિભાગમા પાણીના કુવાની નજીક નાનાં વાછેરડાને ચરવા માટે લીલુ ઘાસ ઉગાડવામા આવે છે તેમાની કેટલીક જાતો નીચે જણાવી છે

ઘાસનો ઉપયોગ થાય છે, પાણી મુકવામા આવે છે જેથી ગાંઠે ગાંઠથી ફરી ફુટે છે આ ઘાસ બારે માસ લીલુ રહે છે. અને વાછરડાં હોસથી ખાય છે

એલીફન્ટ ગ્રાસ ( Elephant Grass ) ગીની ઘાસની માફક ત્રણ ચાર વર્ષ ટકે છે મહીનાથી દોઢ મહીનામાં ફુટીને તઇયાર થાય છે. પાણી વધારે હોય તો આ ઘાસ સારૂ થાય છે.

ફાર્મમાં કપાયેલા ઘાસનો જથો વધારે હોય તો તે સર ડેવીડ સાસુન ટ્રસ્ટ ફંડને વેચવામા આવે છે તે ફંડ તરફથી ઘાસ ખરીદ કરી દુકાળ અગર ખરડીઆના પ્રસંગે ખેડુતોને વેચવામાં આવે છે. આમા પડતર કિંમત કરતા દર ૨૫ મણે બેથી ત્રણ રૂપીઆ નામના વધારાથી ખેડુતોને મળી શકે છે. ફાર્મના ઢોર માટે ખાવાનું ઘાસ બહારથી લાવવું પડતુ નથી

## ઓજાર વિભાગ.

આ ફાર્મનો આટલો બહોળો વિસ્તાર હોવાથી તેમજ ઘાસ ઉગવાની જમીનનો વિસ્તાર વધુ હોવાથી તેમા પાશ્ચાત્ય દેશોમાં વપરાતા સાધનો રાખવામાં આવે છે. આથી થોડા સમયમાં સારૂં કામ થાય છે તેમાંના કેટલાક ઓજારો નીચે મુજબ—

મેકોરમિક ગ્રાસ મુવર નં૦ ૯—આ સંચાનો ઉપયોગ ઘાસ કાપવામા થાય છે. જેને જથાબંધ ઘાસ કાપવાનુ હોય તેને માટે સારૂં સાધન આ સંચો છે એક જોડ બળદ તે ખેચી શકે છે તેની કિંમત ૩૫૦) રૂપીઆ છે.

આમા છરી ચારથી સાત ફુટ સુધીની હોય છે જેમ છરી લાંબી તેમ કામ વધારે થાય બળદની જોડ બદલવી પડે છે એક દિવસમાં આઠથી છ એકર જમીનનું ઘાસ કપાય છે

મેકોરમિક રીપર—આ સાધન પણ એકજ જોડથી ચાલે છે એક દિવસમાં ૩ એકર જમીન કાપે અને જોઇએ તેવા કલશા પુળા બાંધવા માટે પડે છે તેની કિંમત રૂા. ૩૭૫ પડે છે

મેકોરમિક રેઈક— એક જોડ બળદથી ચાલે છે ૮થી ૧૦ ફુટના વિસ્તારમાં હોય છે એક દિવસે ૧૦ થી ૧૨ એકર જમીનનુ ઘાસ એકઠુ કરે છે

વિલાર્ડ વર્ટીકલ ઓઇલ એન્જીન—૭ હોર્સ પાવરનુ ( 6'H hp ) કિંમત રૂા ૧૫૦૦

ગાઇનીસ સેન્ટ્રીફ્યુગલ પંપ ૨½" ૩" પાઇપવાળો કિંમત રૂા ૩૫૦

એડમીરલ ટ્રેકટર પાવર હે ( Admirol treotor power hay press )

ઘાસ બાંધવાનો સંચો —આ સંચામા જેવા માણસો કામ કરનાર હોય

તે પ્રમાણે વધારે ઓછુ કામ થઈ શકે છે સારા હોશિઆર અને ઝડપથી કામ કરતા માણસો હોય તો એક દિવસે ભા લાખ રતલ સુધી ઘાસ બધાય અને સામાન્ય માણસો ધીમે કરનાર હોય તો ૩૦ હજાર રતલ ઘાસ બાંધી શકે છે તેની કિંમત ૨૭૦૦ રૂા છે

સાયલા —આ ફાર્મના પ્રમાણમા તેમાં ૩ પાકા અને આઠ કાચા સાયલા (ખાડા) બાંધેલા છે આ સાયલાનો ખાસ ઉપયોગ ઉનાળા જેવા વખતમા જ્યારે લીલુ ઘાસ મળતું નથી તેવે વખતે કરવામા આવે છે

સાયલાનો ઉપયોગ — ચોમાસાના વખતમા જ્યારે લીલુ ઘાસ પુષ્કળ હોય છે તેવે વખતે સુંઢીઆ જુવાર અથવા મકાઈ કે એવા બીજા લીલા ચારને કાપી નાના ટકડા કરી સાયલોની અંદર ખુબ દાબીને ભરવામાં આવે છે પછીથી તેમા હવા દાખલ ન થાય તે માટે તે ઉપર બીજુ થોડુ ઘાસ નાંખી માટીથી ઢાંકી દેવુ. ચોમાસામા આ પ્રમાણે ભરેલો સાયલો ઓછામાં ઓછા આઠ માસ પછી અને વધુમા વધુ બે વરસે ખાલી કરી શકાય છે આથી અંદરનુ ઘાસ બફાઈને તેમાથી ખગબ વાસ આવે છે. તેથી શરૂઆતમા ઢોર તે ખાતાં નથી પરંતુ જ્યારે મહાવરો થઇ જાય છે એટલે ઝપાટાબંધ ખાઈ જાય છે મજકુર ફાર્મમા પાકા બાંધેલા ૩ સાયલા છે અને કાચા ખાડા ખોદેલા ૮ છે પાકા અને કાચા સાયલામાં તફાવત એ છે કે પાકા બાંધેલા સાયલામાંથી ૮૦ ટકા ઘાસ સારૂ નીકળે જ્યારે કાચામાથી માત્ર ૪૦ થી ૫૦ ટકા સારૂં નીકળે છે. તે સિવાય હાથથી ઘાસ વગેરે બાંધવાના સંચા છે જેનાથી ૫૦૦૦ રતલ ઘાસ એક દિવસે બાંધી શકાય છે

ચાકળો —( Kirloskar's mint wheel ) આની કિંમત ૯-૦-૦ છે, અને ઘણી સારી રીતે ફરી શકે છે જેથી બળદને જોર ઓછુ આવે છે. આપણા ખેડુતોએ આ ચાકળો વાપરવા જેવો છે

પેપેક મશીન ફોર ચાફ કટર —એન્જીનની મદદ વડે ચાલતુ હોવાથી ઘણાજ જોરમા ફરે છે તે સાઠ ફુટ દુર ઘાસ નાખે છે સાયલો વગેરે ભરવામાં આ સારૂ છે

• આલ્ફા લવાલ વાયોલા નં ૪ દુધમાંથી મલાઈ બનાવવાનો આ સચો એક કલાકમા ૨૨ ગેલન દુધ પીલે છે, એટલે ૨૨૦ રતલ દુધ પીલે છે, આ સંચાની કિંમત ૨૫૦ રૂા છે આમા ઓજારનો જે ભાગ વપરાય તેના પર લુબ્રીકેટીંગ ઓઈલમા ૧ મિનિટમાં ૭ થી ૧૦ ટીપા પડવા જોઇએ આ સચો ઘણી જગાએ વપરાતો હોવાથી તે વિષે વધારે વિવેચન અહી કર્યું

યોગ્ય નથી, આમાં હેન્ડલ એક મિનિટમા ૬૦ આંટા લેવો જોઇએ જેમ વધુ આંટા લે તેમ વધારે સારૂ આથી મલાઇ હલ્કી હોવાથી જલદીથી ઉપર આવી જાય છે. મલાઇ જાડી પાતળી જરૂર પ્રમાણે રાખી શકાય ગાય અને ભેસના દુધમા મલાઇનુ પ્રમાણ નીચે પ્રમાણે છે

| | | |
|---|---|---|
| ગાયનુ દુધ | ૧૬ શેર | ૧ શેર મલાઈ |
| ભેસનુ દુધ | ૧૨ શેર. | ૧ શેર મલાઈ |

જરૂરીઆતના પ્રમાણમાં ૫ થી ૧૨ શેર સુધી મલાઇ ૧૦૦ શેર દુધ માથી કાઢી શકાય છે સેપરેટમા ૧ ટકા મલાઇ જાય આ સેપરેટ નાના વાછરડાને પાવામા ઉપયોગમા આવે છે.

ઢોર માદા થાય તો તેને લગતી તાત્કાળીક દવાઓ પણ ત્યા રાખવામા આવે છે વધુ બિમારી હોય તો વીરમગામના વેટરનરી સરજનની સલાહ લેવામા આવે છે.

એકંદરે જોતા આ ફાર્મ ઓલાદના સુધારવા સબંધમાં આવુ ઉપયોગી કાર્ય બજાવે છે તે જોતાં જનસમાજે તેનો લાભ લેવો જોઇએ વળી વિશેષ તો એ છે કે તે ફાર્મના સુપ્રીન્ટેન્ડેન્ટ ઘણા પ્રેમાળ છે એટલે જે માણસને કોઇપણ વખતે કઈ પુછવું હોય તો તેનો તરતજ ખુલાસો મળી શકશે ઢોરની ઓલાદ સુધારવા ઇચ્છનારે એકવાર તેની મુલાકાત લેવા ખાસ ભલામણ છે. ઈત્યલમ્

B M Purohit,
Assistant Master
Vernacular Agricultural School—Godhra.

 

# કપાસને લાગુ પડતો સુકારાનો રોગ અને તેના ઉપાય.

—*********—

ગુજરાતમા કપાસના વાવેતરનુ પ્રમાણ થોડા વર્ષોથી ધીરે ધીરે વધતું ગયું છે અને હજુ પણ દરસાલ વધ્યાજ કરે છે ખાસ કરીને સુરત અને ભરૂચ જીલ્લામા કપાસ બહુ વધી ગયો છે થોડી મહેનતે અને થોડા ખર્ચે વધારે નફો મળે તેથી કપાસનુ પ્રમાણ વધારવા હરકોઈને લોભ રહે એ સ્વાભાવિક છે પરંતુ તેને અંગે બીજી ઉપયોગી વાતો તરફ બેદરકાર ન રહેવું જોઇએ માત્ર કપાસનુ વાવેતર વધારીનેજ બેસી રહેવામા ડહાપણ નથી

(૧) કપાસના ખેતરો સુધારવા (૨) સારી ખેડ ધ્યાન રાખી કરવી, (૩) તેને અનુકુળ ખાતર આપવુ (૪) રોગ ન થાય તેની સંભાળ રાખવી, અને તેને લીધે બને તેટલો વધારેમા વધારે પાક ઉત્પન્ન કરવા તે ખાસ અગત્યનું છે ઉપર જણાવેલી બાબતો ધ્યાનમા રાખી ખેતી કરવાથી દર વર્ષે સસ્તામા સારો પાક અને ઉંચામા ઉંચો ભાવ લઇ શકાય.

જ્યારથી કપાસના ભાવ વધવા માંડ્યા ત્યારથી આપણી વૃત્તિ એક તરફજ દોરાઈ ગઇ છે અને તે સારો અને ઉત્તમ પાક પેદા કરવા તરફ નહિ પરંતુ જેટલી જમીન મળી શકે તેટલી જમીનમા કપાસનું વાવેતર કરવા તરફજ પરીણામ એ આવે છે કે ખેડ અને કરણમા બધા ખેતરોમા પહોંચી વળાતુ નથી અને લાગી ખેતીને લીધે ખેતરો બગડી જાય છે તેથી માલ પણ સારો ન પાકે તે પણ કુદરતીજ છે અને રોગ પણ વધે એ નવાઇ નથી. બે ત્રણ વર્ષ તો તેની ખબર આપણને જણાય નહિ પણ લાંબી મુદતે નુકશાનં સહન કરવા વખત આવે છે.

હાલમા આપણે ઉપરની હાનીકારક પધ્ધતિ લઇ બેઠા છીએ અને તેનુ પરીણામ એ આવ્યુ કે (૧) કપાસના વાવેતરનુ પ્રમાણ વધ્યુ (૨) અનાજ વગેરે અન્ય તુરો ઘટ્યા (૩) તુરના ફેરફાર બંધ થયા (૪) વાસેલ નાખવાનું છોડી દીધુ (૫) ખાતરમા પહોંચી ન શક્યા (૬) ખેડ તરફ બેદરકાર થયા (૭) જમીનનો કસ ચુસી લીધો (૮) ઉત્પન્ન કમી થઈ ગયું (૯) અને રોગ દાખલ કર્યો અને તેને લીધે કુદરતે વાજબી બદલો આપ્યો જે દરજો ન હોવા છતાં ભોગવ્યા વગર છુટકોજ નથી

ઉપરની બાબતોમાથી હાલ આપણે માત્ર કપાસમા લાગુ પડતો સુકારાનો રોગ જેને લઈને ખેતરના ખેતર નકામા થઈ પડે છે તે રોગ માટે વિચાર કરશું

સુકારાનો રોગ તે માત્ર કપાસનોજ રોગ છે તેવું નથી તે રોગ જમીનનો છે અને માણસને જેમ કોલેરા, પ્લેગ વગેરે રોગો ચેપ લાગવાથી થાય છે તેવીજ રીતે સુકારાનો રોગ જમીનમા ઉત્પન્ન થાય છે અને તે રોગવાળી જમીનમા કપાસ જુવાર અથવા લાગ જેવા તુલનુ વાવેતર કરવાથી તે રોગના જંતુ તુલને લાગુ પડે છે અને ધીરે ધીરે આપણી બેદરકારીને લીધે રોગનું બળ વધતું જાય છે અને છેવટે આખા ખેતરો નકામા થઇ પડે છે તેટલા માટે આ રોગ લાગુ પડે કે તુર્તજ તેના ચાપતા ઈલાજ કરી તેને નાબુદ કરવો જોઇએ. નહિતર થોડા વર્ષ પછી મોટી હાની થવા સભવ છે આ રોગ માટે અત્યારે આપણા મગજમા એમજ છે કે અમુક જગ્યાનું અથવા અમુક જાતનુ બી આવ્યુ તેથી આ રોગ અહિં આવ્યો પણ ખરેખરૂં તેમ નથી તેમ અમૂક દિશાનો પવન વાયો અથવા ઇશ્વરનો કોપ ઉતર્યો તેવુ પણ નથી પરંતુ તેનુ મુળ કારણ એવું છે કે અમુક જાતની જીવાત જેને આપણે જોઇ શકતા નથી તેટલી ઝીણી જીવાત જમીનની અદર અમુક સજોગોને લીધે પેદા થાય છે. કપાસના મુળીઆ તેની પાસે આવે છે ત્યારે તેનાં ઝીણા અને કોમળ મુળીઆને તે જીવાત ચોટે છે અને મુળની અદરનો નરમ ગર્ભ હોય છે તેમા દાખલ થઇ જાય છે અને કપાસને મળતુ પોષણ બંધ કરી દે છે. જેથી પોષણને અભાવે ધીરે ધીરે છોડ મરી જાય છે કેટલીકવાર એવુ પણ જોવામા આવે છે કે કપાસના છોડની એક તરફની ડાળીઓજ મરી ગયેલી હોય છે જ્યારે બીજી તરફની તમામ ડાળો જીવતી રહે છે અને જીડવા પાકે છે આનું કારણ એવુ છે કે ઉપર કહેલા સુક્ષ્મ જતુઓ એકજ તરફની ડાળીઓમાં ગયેલા હોય છે સુકારાને લીધેજ બધા છોડ મરી જાય છે એમજ નથી બીજી રીતે પણ છોડ મરી જવા સભવ છે જેમકે થડમા કીડો લાગ્યો હોય તો તેનુ કાણું માલમ પડે છે અથવા કરબની પાશ વાગવાથી મુળીઆ કપાઈ ગયાં હોય તો પણ છોડ મરી જાય છે પરતુ સુકારાથી મરી ગયેલા છોડની ખાત્રી એ છે કે તે છોડ ઉખેડી થડને વચમાંથી બરોબર કાપીને જોઇએ તો વચમાંનો ગરભ બુરા રંગનો અને મરી ગયેલી નસો જણાઇ આવે છે. આવી રીતે મરી ગયેલાના છોડને સુકારો લાગુ પડ્યો છે એમ ખાત્રીથી જાણવું છોડ લગભગ પાકવાના થાય છે તે વખતે તેનું જોર વધારે પ્રમાણમા દેખાય છે એક વર્ષે બેદરકાર રહ્યા તો બીજી સાલ લગભગ ચારગણો સુકારો વધી જાય છે માટે તેના તાત્કાલીક ઉપાય કરવા ભલામણ છે.

આ રોગ એક રીતે આપણે હાથે કરીનેજ પેદા કરીએ છીએ એમ પણ કહી શકાય કારણ કે તે લાગુ પડવાનાં કારણો આપણેજ ઉપસ્થિત કરીએ છીએ જેવાં કે— (૧) સારી ખેડનો અભાવ, (૨) ખાતરનો અભાવ, (૩) એકજ ખેતરમા દર વર્ષે કપાસનુંજ વાવેતર, (૪) રોગ લાગ્યા પછી પણ તાત્કાલીક ઉપાય જાણવા તરફ બેદરકારી, (૫) ઇલાજ જાણવા છતા અજમાવવાની ગરજ નહિ તે

ઉપરના કારણોને લીધે હાલમા એ રોગ એટલી ઝડપથી વધવા માડયો છે કે હુકી અથવા બગીતે રાખેલી ખેતીવાળાને કેટલીકવાર નહોત જેટલુ પણ પકવવુ મુશ્કેલ પડે છે અને ન છુટકે તે ખેતર છોડી દેવુ પડે છે

આવો વખત ન આવે માટે નીચેના ઉપાયો અજમાવવા ઉપયોગી છે જેમકે.—(૧) ઉડી ખેડ જેથી જમીન ઉથલ પાથલ થાય (૨) ખાતરનો ઉપયોગ (૩) સુકારાવાળા ટાલા (કુડી) ની જમીન ઉડી ખોદી ખેતર બહાર કેંકી દેવી (૪) સુકારાનો ભાગ કચરો નાખી બાળી દેવો (૫) કપાસની કનાડી તેજ જગ્યાએ બાળી દેવી (જેથી જમીનમા ગરમી લાગી જીવાતનો નાશ થાય) (૬) જે જમીનમા સુકારાથી છોડ મરી જતા હોય તેમાથી જે છોડ જીવતા રહે તેટલાનો કપાસ જુદો વીણી હાથચરખે જુદોજ પીલવો અને બીજે વર્ષે જુદુ પીલેલુ બી સુકારાવાળી જમીનમાંજ એમવુ બે ત્રણ સાલ આવી રીતે કરવાથી સુકારો તદન ન લાગે એવુ બી થશે

આવી જાતના અખતરા ખતીલા ખેડુત પોતાને ત્યા સહેલાઇથી કરી શકે તેમ છે અને તેનો લાભ બીજાઓને પણ આપી શકે તેમ છે. આવા કાર્યમા સહકાર વૃતિ રાખવાથી અને પોતાને થયેલા લાભની પોતાના અન્ય ખેતી બધુઓને સમજ પાડવાથી દર વર્ષે હજારો રૂપીઆનુ થતુ નુકશાન અટકાવી પરોપકાર પણ સાધી શકાય.

સુકારો ન લાગે તેવુ સુધારેલુ બી ગુજરાત ખાતે ભરૂચમા આવેલા સરકારી ખેતીવાડીના ફાર્મ ઉપર અખતરાઓ કરી ઉત્પન્ન કરવામા આવેલુ છે અને ત્રણ ચાર વર્ષથી તે સુધારેલુ બી ભરૂચ જીલ્લાના ખેડુતોના ખેતરમા પણ અજમાવ્યા તેની પુરા સતોષ સાથે ખાત્રી પણ કરવામા આવેલી છે ખાસ કરીને નીચેના ગામો—તવરા, દેરોલ, હીંગલોટ, ચમારગામ, સમની, ટીમ્બનાડ અને હલદર એટલી જગ્યાએ ખતીલા અને ઉત્સાહી ખેડુતોએ ખાત્રી કરી છે અને તેઓના ખેતરમા સુકારાનો રોગ તદન નાબુદ થઇ પુરેપુરો પાક તેઓએ લીધો છે એટલુ જ નહિ પરંતુ ત્યારપછીથી તે બી ને

માટે, વારંવાર માગણી વધનીજ જાય છે. આવી જાતનું બી દર વર્ષે ભરૂચ ખેતીવાડી ખાતાના ઓવરસીયર સાહેબ મારફત આપવામા આવે છે અને તેથી દર સાલ ભરૂચ જીલ્લામાથી ઘણા ખેતરો સુકાઇ જતા તે બચવા પામ્યા છે. આ જાતનુ બી ખેડુતોને એટલું બધુ ફાયદાકારક લાગ્યું છે કે તે બીનો કપાસ જુદો પીલાવી તેનું બી પોતાના સગાવહાલાઓને પણ આપે છે અને સુકારો લાગી નાશ જતા ખેતરો કપાસ પકવી લાભ મેળવે છે

ઉપર જણાવેલો ફાયદો તો માત્ર એકજ ઉપાયથી થયો છે. પરતુ આગળ સુચવેલા તમામ ઉપાયો અજમાવવાથી કેટલો મોટો ફાયદો થાય તે સમજવુ મુશ્કેલ પડે તેમ નથી.

આ રોગ માટે બીજા સહેલા ઉપાયોનુ સશોધન ખેતીવાડી ખાતાના ઓવરશીયરે કર્યા કરે છે અને તેની ખાત્રી થયે તેનો લાભ પણ આપી શકાશે એમ જણાય છે. પરંતુ લાભ લેવો તે ખેડુતની પોતાની ફરજ છે તો બને તેટલો ફાયદો લેવા ચુકવુ નહિ.

હરિરાય ફ્ર્મીઆશંકર વોરા બી. એ જી
ડીસ્ટ્રીક્ટ એગ્રીકલચરલ ઓવરશીયર-ભરૂચ.

# આપણા ગૃહ ઉદ્યોગો.

## કારખાનાઓની હરીફાઇથી તેઓ નાશ પામ્યા છે કે જીવે છે?

—**********—

### મુંબઇ ઈલાકાના કોટેજ ઇન્ડસ્ટ્રીઝ.

### મીલ ઉદ્યોગ અને હાથ વણાટ—નાનાં કારખાનાઓ માટે જોઇતો સસ્તો પાવર.

લખનાર—ફકીરજી એદલજી-ભરૂચા,
એલ. એમ. ઇ, એમ. આઇ. એમ. ઈ, એમ આઈ. ઇ
ડાયરેક્ટર ઓફ ઇન્ડસ્ટ્રીઝ, મુંબાઇ.

કોટેજ ઈન્ડસ્ટ્રીઝ અથવા ઘરબેઠા હાથે કરવાના ઉદ્યોગો હજી આપણા દેશમા કારખાનાઓની હરીફાઇ છતા ચાલુ રહેવા પામ્યા છે તે લગાર અજાયબી ભરેલુ છે તેના કારણોમાં એક કારણ એ છે કે આપણા દેશની વસ્તીનો લગભગ મોટો ભાગ ખેતીવાડીમા રોકાયલો હોવાથી, જ્યારે ખેતીનું કામ

બંધ હોય ત્યારે અથવા દુકાળના સમયમાં લોકોને કોઇ હાથ ઉદ્યોગમાં રોકાયલા રહેવાની ફરજ પડે છે. બીજુ કારણ એ છે કે આપણા દેશની રૂઢ અને રિવાજ, અને રહેણી કરણી એવાં છે કે કારીગરોને મોટા કારખાનાઓમા મોટા ઘોઘાટ અને સખ્ત કાયદા કવાયત વચ્ચે કામ કરવાને કુદરતી અભાવ હોય છે, જેથી તેઓ ઓછી આવક સાથે પણ પોતાના ઘરમા બેસી પોતાના બાયડી છોકરાઓની મદદ સાથે કામ કરવાનું પસંદ કરે છે.

કોટેજ ઇન્ડસ્ટ્રીઝ ચાલુ રહેવાના બીજા કારણોમા મુખ્ય એક કારણ એ છે કે હાથ કારીગરીથી ઉત્પન્ન કરવામા આવતી વસ્તુઓ એકજ જાત અને તર્ગાહની નહી પણ દરેક કાઇને કાઇ નવીન પ્રકારના ઘાટ, રચના કે યુકિત કે નકશી ધરાવી શકે છે, કે જેમ કારખાનાઓમા યંત્ર કળાથી બનાવામા આવતી તેવીજ જાતની વસ્તુઓમા કરી શકાતુ નથી. દાખલા તરીકે હાથ વણાટથી બનાવવામા આવતાં કાપડનાં દરેક તાકા કે ટુકડામાં વણકર કાંઇને કાંઇ નવીન જાતની તરાહ કે રચના દાખલ કરી શકે છે, કારણ કે તેનો તાણો ૨૦-૨૫ વારથી વધુ લાંબો હોતો નથી, અને દરેક તાકા કે કાપડના ટુકડા માટે તેને નવો તાણો સાળ ઉપર ચડાવવો પડે છે, જે વેળાએ તે કાપડની તરાહમા સહેલાઇથી અને સગવડથી જોઇતો ફેરફાર કરી શકે છે. તેજ પ્રમાણે ગાલીચા વણનારાઓ અને નકશી કામના દાગીના બનાવનારાઓ પણ દરેક દાગીનામાં નવીન પ્રકારની ડીઝાઇન આમેજ કરી શકે છે, કે જેમ યંત્રકળાથી મશીનરી ઉપર થઈ શકતુ નથી. આથી ખરીદનારને ઘણીક નવી નવી જાત અને ભાતમાથી પસંદગી કરવાનું મળે છે, અને તેથી માલનો ઉઠાવ ઝડપથી થઇ શકે છે

યંત્રકળાથી ચાલતા કારખાનાઓએ કેટલાક ઉદ્યોગને મારી નાંખ્યા છે તેમાં શક નથી જેમકે હાથે સુતર કાંતવાનો ઉદ્યોગ પડી ભાગ્યો છે, પણ તેને બદલે એકજ સરખા વજનનુ, એકજસરખી જાડાઇનુ અને એકસરખા નંબરનુ સુતર આપણને મીલોમાથી મળી શકે છે, અને હાથ વણાટના કારીગરોને આથી નુકશાનને બદલે ફાયદો થાય છે, કારણ કે સારી જાતનું સુતર મળવાથી તેઓ સારી જાતનું કાપડ વધારે જથામાં નિપજાવી શકે છે અનાજ છળવા અને દળવાના અને તેલ પીલવાના કામો પણ હવે કેટલેક ઠેકાણે મશીનરીથી થવા લાગ્યાં છે, જેથી માલની જાત અને નિપજમા વધારો થવાથી લોકોને ફાયદોજ થયો છે દશ બાર પાવર હુમોથી ચાલતા વણાટનાં પગ્રાક કારખાનાઓ હસ્તીમા આવ્યા છે, તેમજ પાવરથી ચાલની નાની લોખંડી તેલ

[illegible] આટો દળવાની ઘંટીઓની સંખ્યામાં વધારો થતો જાય છે [illegible]ઓગો સસ્તા પાવરથી ચાલે તો આપણા દેશને મોટો ફાયદો [illegible] છે, અને તેટલા માટે એવા નાના ઉદ્યોગો માટે જોઇતો પાવર [illegible] પાવર સપ્લાઇ કંપનીઓએ ખાસ સસ્તે દરે પુરો પાડવો [illegible] ગોઠવણ થવાની ઘણી જરૂર છે મુંબઇના છાપખાનાંઓ, આંટાની ઘંટીઓ, તેલની ઘાણીઓ, વાસણ બનાવવાનાં કારખાના, આઇસ ફેક્ટરીઓ, સોડા વોટરના કારખાનાઓ, લોહડાના નાના વર્કશોપો, લાકડકામના કારખાનાંઓ વીગેરે તેમજ મુંબાઇની નજીકના કલ્યાણ, ભીવંડી, પનવેલના ચોખા છડવાના કારખાનાંઓ, હાડકાં દળવાના અને ચામડાં કેળવવાના કારખાનાઓ વગેરેને ઓછામા ઓછો એક આને યુનીટને ભાવે પાવર મળવો જોઇએ

યંત્રકળાથી ચાલતા મોટા કારખાનાઓ આ દેશની રૂતુ રીવાજને માફક આવતા નથી ભપીઆર અને ખરાબ હવાવાળા અંધારા ઓરડાઓમા સેંકડો કારીગરોને કલાકો સુધી નજર કેદ રાખી સખત કાયદા કવાયદ અને પુશકળ ઘોંઘાટ અને અવાજ વચ્ચે તેઓ પાસે ૧૦ કલાક કામ કરાવી તેઓને ગલીચ, અંધારી કામદારો માટે બાંધેલી ચાલીઓના નાના ઓરડાઓમા રહેવાની ફરજ પાડવી એ આપણા ગરમ દેશને બીલકુલ માફક આવતુ નથી. કોટન મીલોમા હવામા ભીનાશ રાખવાને બાહને જે રીતે બારી બારણાઓ બંધ રાખી તળાવના ગલીચ ગંધીલા પાણીનો ભીનાશ પમ્પથી દાખલ કરવાની રીત ચાલે છે તે વાંધા ભરેલી છે, અને એ ભીનાશ બાહેર નીકળી નહી જાય તે માટે કેટલેક ઠેકાણે તો બારી બારણાના ભાંગેલા કાચોમા પણ ડુચા બેસવામા આવે છે! આવી હાલતમા કામ કરતા આપણા કારીગરોની તનદુરસ્તી ઉપર ઘણી નુકશાનકારક અસર થવા પામે છે અને તેઓની કમાણી કરવાની શક્તિ તેથી ઘણી ઘટી જાય છે, એવો મારો જાતી અનુભવ છે પરંતુ પશ્ચિમનુ ઇન્ડસ્ટ્રીઅલીઝમ આપણા દેશમાં દાખલ થઇ ચુક્યું છે, અને પ્રદેશોની હરીફાઇ સામે થવા માટે આપણને મોટા કારખાનાઓ બાંધ્યા વિના છુટકો નથી તો પણ આપણા મોટા કારખાનાઓ આપણા દેશની રૂતુ રીવાજને માફક આવે એવી ડીઝાઇનના બાંધવા જોઇએ, અને તેઓમા મશીનરીની ગોઠવણમાં વધુ મોકળાશ રાખવો જોઇએ

હાથ કામદાર અને મીલ કામદાર વચ્ચેની હરીફાઈ ઘણાંકો ધારે છે તેટલી આ દેશમા તિક્ષ્ણ નથી અહીં મીલ કામદારનો અર્થ હું માત્ર કોટન મીલોના કામદારોનોજ નહીં પણ બધાં મોટાં કારખાનાઓ, રેલ્વે વર્કશોપો

વગેરેમા કામ કરતા કામદારોનો કરૂ છુ એક હાથ કામદાર પોતાના ઝુપડા મા બેસીને જે કમાણી કરે છે તેથી બેશક વધુ કમાણી એક મીલ કામદાર કરે છે, પરંતુ હાથ કામદાર જેટલો તે સુખી, સંતોષી અને તંદુરસ્ત રહેતો નથી હાથ કામદારની કામ કરવાની રીતીઓમા સુધારો થવા પામ્યો નથી અને પોતાના બાપદાદાના વખતથી કરતા આવેલા તેજ પ્રમાણે તેઓ કામ કર્યા જાય છે, તે છતા તેઓ માહેલા ઘણાંકો વિલાયતી સુધરેલાં હથિઆરો વાપર વા લાગ્યા છે હાથ વણકરો મીલનુ સુતર અને સુધરેલી કલાઇ શટલ ગાળો તથા વિલાયતી કાટળા, ફણી અને કાચ વાપરવા લાગ્યા છે લુહારો વિલાયતી સ્ટીલના હથિઆરો સાથે અને જુદી જુદી આકૃતી સાઈઝના તઇયાર ઘડેલા લોખંડના બારો સાથે કામ કરવા લાગ્યા છે રંગારીઓ જરમન અને વિલાય તી રંગો વાપરવા લાગ્યા છે, જે વાપરવાથી તેઓની મજુરીમા બચત થાય છે. કંસારાઓને ત્રાબા પિત્તળની પ્લેટો માગે તેવી જાડાઇની અને સાઇઝની વૈયા ર મળે છે, તેથી તેઓને પોતાના કામમા સહેલાઇ થઇ પડી છે દરજીઓ અને મોચીઓ સિવવાના સાચા અને વિલાયતી ઓજારો વાપરવા લાગ્યા છે સોનારો વિલાયતી ઓજારો અને સામાન વાપરે છે ધોબીઓ વિલાયતી ઈસ્ત્રી ઓ, અને વોશીંગ મશીનો વાપરવા લાગ્યા છે, અને સુથારોને તેઓના કામમા સહેલાઈ અને સવળતા કરી આપનારા તરેહવાર વિલાયતી હથીઆરો મળ્યા છે એવી રીતે હાથ કારીગરોને પશ્ચીમના સુધારાનો ઘણોક ફાયદો મળ્યો છે, તે છતા તેઓની આર્થીક હાલત આ દેશમા હજી સુધરી નથી તેઓની બનાવટ લગભગ બધી આ દેશમાજ ખપે છે, અને તેઓને પોતાની બનાવટની ચીજો પ્રદેશ મોકલવાની જરૂર પડતી નથી આ બધા કારીગરો પશ્ચીમના સુધરેલાં ઓજારો વાપરવા લાગ્યા છતા તેઓની કામ કરવાની રૂઢીઓ હજી સુધારવા પામી નથી, કારણ કે એવી સુધરેલી રૂઢીઓ તેઓને ઘેરે જઇને શિખવવાના સાધનો હજી હિન્દીમા આવ્યા નથી આ કારીગરો પોતાને અથવા પોતાના દીકરાઓને કાંઇ ટેકનીકલ સ્કુલોમા મોકલી શકે નહી એક સુથારનો દીકરો નાનપણથીજ પોતાના બાપની સાથે નેનો રંદો કે કરવટી ખેચવામા મદદ કર વા બેસી જાય છે. એવા કારીગરોને ઘેરે જઇને તેઓને નવી નવી જાતની કામ કરવાની રિતીઓ શિખવવા માટે ભણેલા અનુભવી શિક્ષકોની પાર્ટીઓ ફરતી રાખવાની જરૂર છે માઇસોરમા અનુભવી લુહારોને ગામડાઓમા મોકલી ત્યાના અભણ લુહારોને નવીન પધ્ધતીથી કામ કરવાનુ શિખવવાના અખતરાઓ કરવા મા આવતા તે ઘણા ફતેહમંદ નીવડયા હતા

મુંબઈ ઈલાકાના કોટેજ ઇન્ડસ્ટ્રીઝમાં રોકાયલા માણસોની સંખ્યા આશરે ૧૦ થી ૧૨ લાખની છે, એમ છેલ્લી વસ્તીની ગણત્રીના સેન્સસ રીપોર્ટ ઉપરથી જાણી શકાય છે મુંબઇ ઈલાકાની વસ્તી આશરે બે કરોડની કહેવાય છે કોટેજ ઇન્ડસ્ટ્રીઝમા રોકાયલા એ લોકોમા હાથ વડે કપાસ લોઢનારાઓ, સુતર કાતનારા, કાપડ ઉપર કાજી ચહડાવનારા, કાપડ વણનારા, દોરડા વણનારા, ઉન કાતનારા અને વણનારા, રેશમ કાતનારા અને વણનારા, રંગારીઓ અને છીપાઓ, લેસ અને કોર ભરનારાઓ, ચામડાં કેળવનારા અને મોચીઓ, નેતર અને આમ્બુનુ કામ કરનારાઓ, ધાતુના વાસણ ઘરનારાઓ, કાચની બાગડી બનાવનારાઓ, સોનારો લુહારો, સુથારો, કુંભારો, ઘાંચીઓ વગેરે છે

આ લોકોનો મોટો ભાગ બીન કેળવાએલો હોવાથી સુધરેલી દુનિઆમાં તેઓનાં ધંધામા શા શા સુધારા વધારા થયા છે અને થતા જાય છે, તે જાણવાથી તેઓ બેનસીબ રહે છે વળી એ માંહેલા જે કેટલાકો બીજાઓ કરતા આગળ વધેલ છે તેઓ પોતાનો હુન્નર બીજાઓને શિખવતા નથી, અને પોતાની જાતી ચાલાકી કે અનુભવથી જો કોઈએ પોતાના ધંધામા કાંઇ નવીન પ્રકારનું તત્વ આમેજ કર્યું હોય તો તેનો ભેદ તે બીજાને બતાવતો નથી અને જ્યારે તે મરે છે ત્યારે તે ભેદ પોતાની સાથે લઇ જાય છે!

આપણો સર્વેથી મોટો અને અગત્યનો ગૃહ ઉદ્યોગ હાથ વણાટનો છે. મીલોની હરીફાઇમા એ ઉધ્યોગ જેમ કેટલાકો ધારે છે તેમ કચડાઈ ગયો નથી કે મરી ગયો નથી, પણ હજી જીવે છે, એટલુજ નહી પરંતુ આગળ વધતો જાય છે! આશરે ૨૫ વર્ષની વાત ઉપર હીન્દુસ્તાનમાં ખપતા બધા કાપડનો આશરે ૬૩ ટકા ભાગ વીલાયતથી આવતો હતો, ૨૭ ટકા હાથ શાળો ઉપર બનતો હતો અને માત્ર ૧૦ ટકા મીલોમા બનતો હતો પણ આજે એ મામલો ફેરવાઇ ગયો છે. છેલ્લાં ચાર, પાંચ વર્ષમા વિલાયતથી આવતા કાપડનો જથ્થો ઘટીને એકંદરે ૩૨ ટકા રહયો છે, મીલોમા ૩૭ ટકા કાપડ બનેછે અને હાથવણાટથી ૩૧ ટકા કાપડ બને છે! છેલ્લા ૨૫ વર્ષમા હીન્દુસ્તાનની મીલોમા બનતા કાપડનો જથ્થો લગભગ ત્રણગણો વધવા છતા અને વિલાયતથી આવતા કાપડનો જથ્થો અરધો થઈ જવા છતા હાથવણાટથી બનતાં કાપડના જથ્થામા આશરે ૩-૪ ટકાનો વધારોજ થવા પામ્યો છે, એ સંતોષ લેવા જેવું છે હાથ વણાટનું કાપડ મીલના કાપડ સાથે હરીફાઇ કરતું નથી. મીલમા બનતા કાપડ કરતાં એ કાપડ તદન જુદીજ તરાહનુ હોય છે! હીન્દુસ્તાનમા મોટા રાજા મહારાજાઓ અને શ્રીમંતોમાં વપરાતુ કીમતી રેશમી

કાપડ તો માત્ર હાથવણાટથીજ બની શકે છે વળી ઉપર કહ્યુ તેમ હાથવણાટ ના વણકરનો તાણો માત્ર ૩૦-૪૦ વારજ લાંબો હોવાથી તે દરેક તાકામા નવી નવી ડીઝાઇનો ઉમેરી શકે છે, જેથી હાથવણાટના કાપડમા જેટલી નવી નવી જાતો વેપારીને અને ગ્રાહકોને મળી શકે છે તેટલી મીલ વણાટના કાપડમા મળતી નથી મીલ વણાટમા તો પાવરનો લુમનો તાણો સેંકડો વાર લાંબો તઇયાર કરવો પડે છે અને તેમાથી સેંકડો વાર લાબુ કાપડ માત્ર એકજ તરાહનુ નીકળે છે વળી એવા સેંકડો વાર તાણાના ભીમો મોટી સંખ્યામા બનાવવા પડે છે, અને એક અમુક જાતના કાપડનો ૧૦૦-૨૦૦ વાર જેટલો જથ્થો બનાવી આપવાનો ઓરડર કોઇ પણ મીલ સ્વીકારી શકેજ નહી, પણ હાથ વણાટનો કારીગર તો દરેક તાકો જુદી જુદી જાત અને ભાતનો બનાવી આપવા કબુલ થાય છે આ કારણોને લીધે હીંદુસ્તાનમા ખપતા તમામ કાપડનો લગભગ ત્રીજો ભાગ હજી હાથ વણાટની શાળો ઉપર બને છે, એ વાત ઘણાકોને અજાયબી ભરેલી લાગશે, પણ તે ખરી છે હીંદુસ્તાનની મીલોમા બનતા સુતરમાથી મીલોમા કાપડ બનાવવામા વપરાતુ સુતર તથા નીકાશ કરવામા આવતુ સુતર બાદ કરી બાકીનુ સુતર હાથ વણાટવાળાઓ વાપરે છે તે ઉપરથી એ વાત પુરવાર થાય છે

હાથ વણાટનો ઉદ્યોગ એટલા માટે આપણા દેશનો મુખ્ય અને ઘણીજ અગત્યતા ધરાવતો ઉદ્યોગ છે, અને તેને બચાવી નીભાવી રાખવા માટે નામદાર સરકાર પ્રયત્ન કરી રહી છે જુની ઢબની શાળોમા હાથે કાટલો ફેંકવાનો હોવાથી વણકર પોતાના બે હાથો પોહળા કરી કાટલો ફેંકી શકે તે પ્રમાણે કાપડનો પનો થઇ શકે છે, પણ નવી સુધરેલી ઢબની ફલાઇશટલ લુમ-અથવા ઝટકા કે અટકાની શાળમા એકજ હાથે બન્ને તરફથી કાટલો ફેંકી શકાતો હોવાથી પનો સગવડ પડતો પોહળો રાખી શકાય છે, અને ૫૦ થી ૬૦ ઇંચનો પનો તો સાધારણ છે વળી નવી ઢબની એવી શાળોમા તાણાનો ભીમ ભરી વાપરવાથી તાણો લગભગ ૧૦૦ વાર અથવા વધુ લાંબો રાખી શકાય છે, જેથી દર વખત ટુંકો તાણો ભરતા જે વખતની બરબાદી થાય છે, અને કેટલુંક સુતર વ્યર્થ જાય છે, તે તેમા થતુ નથી આવી રીતે નવીન પધ્ધતીએ થતું હાથવણાટનુ કામ વણકરોને દેખાડવા માટે નામદાર સરકારે ઇંન્ડસ્ટ્રીઝ ખાતા મારફતે આ ઇલાકામા જુદા જુદા ગામોમાં ૧૮ વણાટની શાળાઓ ઉભી કરી છે, જે એકજ ઠેકાણે નહી રાખતા દર વર્ષે બે વર્ષે એક ઠેકાણેથી બીજે ઠેકાણે ખાસ કરી વણકરોવાળા ગામડાઓમા અને શહેરોમા બદલાતી રહે છે આ શાળાઓમા માત્ર વણકર લોકોનેજ નવી પધ્ધતીનુ કામ થતુ દેખાડી શિખવવામા આવે છે, જેથી જુની પધ્ધતી સાથે સરખાવતા વણકરની નિપજમા લગભગ ૩૦ થી ૪૦ ટકા વધારો થાય છે.

ખેડુતો માટે હાથવણાટનો ઉદ્યોગ ઘણો અનુકુળ ગઈ પડે તેમ છે દુકાળની અને ઓછા વરસાદની મોસમમા જ્યારે ખેતીનું કામ બધ હોય ત્યારે ખેડુતો માટે કાંઈ ઉદ્યોગિક કામમા રોકાવાનુ ઘણુજ ઈચ્છવા જોગ છે, અને તે માટે આપણા ઈલાકાની પ્રોવીન્સીઅલ એગ્રીકલચરલ બોર્ડે ખાસ આગ્રહ કીધો છે કે ખેડુતોને ખીન મહોસમ વખતે કઈ જાતના ગ્રહ ઉદ્યોગમાં રોકેલા રાખવા તેની તપાસ કરવી આ કારણ થકી ઇન્ડસ્ટ્રીઝ ખાતાએ હાથવણાટનુ કામ ખેડુતોને શિખવવાની એક શાળા માત્ર ખેડુતોથીજ વસાયલાં બે ત્રણ નાનાં ગામડામા ખોલીને તપાસ કરવા માડી છે, જેનું પરિણામ હમણા સુધી ઘણું સતોષકારક આવ્યું છે, અને ખેડુતો હાથવણાટનો હુન્નર શિખવા માટે ઘણો ઉત્સાહ બતાવવા લાગ્યા છે, તેમજ ઘણાંક ગામડાનાં ખેડુતોએ પોતાના ગામડામા એવી શાળાઓ ખોલવાની અરજી કીધી છે બધા ગ્રહ ઉદ્યોગોમા માત્ર હાથવણાટનો ઉદ્યોગજ ખેડુતોને ખાસ લાયકનો છે, કારણ કે એ માટે કાચો પદાર્થ સુતર લગભગ દરેક ગામડામા મળી શકે છે, અને તેમાથી બનાવેલું કાપડ જો બાહેર નહી ખપી શકે તો ખેડુત અને તેનુ કુટુબ પોતે તેનો ઉપયોગ કરી શકે છે, જાડુ કાપડ વણવામા બાકી ચચળાઈની જરૂર પડતી નથી, અને એ માટેની શાળ ગામડાનો કોઈ સુથાર સસ્તી કીમતે બનાવી આપી શકે છે વળી એ ઉદ્યોગમા ખેડુતના બૈરી છોકરા પણ મદદ કરી શકે છે ઉંચી જાતના રેશમી કાપડની વણાટમા એક અનુભવી કારીગર દરરોજના રૂા૦ ૨ થી ૩ સહેલાઈથી કમાઈ શકે છે, પણ એક ખેડુતને એવુ ઉંચી જાતનુ કાપડ વણવાની જરૂર રહેતી નથી, કારણ કે એ ધધામા અવિણતા ગેળવતાં ઘણાં વર્ષો લાગે છે, અને તેનો એ ધધો નથી, તેમજ એવા ઉંચા કાપડના ખરીદનારાઓ ગામડાઓમા મળતા નથી

ધાતુના વાસણો ઘડવાનો ગૃહ ઉદ્યોગ આપણા દેશમાં અગત્યતામા બીજે નબરે આવી શકે, કારણ કે આપણા દેશમા ત્રાબા પીતળના વાસણો વાપરવાનો રિવાજ છે. એ ધધા માટે કેટલાક મશીનરીથી ચાલતા કારખાનાઓ પણ ઉભા થયા છે, પરતુ તેઓમા એકજ ઘાટના વાસણો બને છે, જ્યારે હાથે ઘડેલા ઘાટમા જાત જાતના વાસણો જુદા જુદા ઘાટના બનાવી શકાય છે તે ખાસ ખુબી છે મશીનરીમાં એકજ ઘાટના હજારો વાસણો બનાવવામા આવે તોજ કામ નફા ભરેલુ નિપજી શકે છે આપણા દેશમા ગામડાઓમાં માટીનાં વાસણો વાપરવાનો જુના કાળનો રિવાજ છે, પરતુ હમણા થોડાક વર્ષો થયાં ખેડુતોની કમાણીમા કાંઈક વધારો થવાથી માટીના વાસણોને બદલે ત્રાબા પિતળના વાસણો વાપરતા થયા છે આ ઉદ્યોગને મદદ કેવી રીતે કરવામા આવે અને એ ધધામાં રોકાયલા કારીગરોની કામ કરવાની રીતી અને રૂઢી કેવી

રીતે સુધારી શકાય તે સવાલ વિચારવા જોગ છે. કંસારા અને સોનાર લુહાર મળીને ધાતુના ધંધામા પડેલાઓની સંખ્યા આપણા ઇલાકામાં લગભગ અઢી થી ત્રણ લાખની છે

ચામડા કેળવવાનો ગૃહ ઉધ્યોગ આપણા દેશમા અગત્યતામા ત્રીજે નંબરે આવે છે એ ઉધ્યોગમા મધરાસ ઇલાકાએ સારો સુધારો વધારો કર્યો છે અને મધરાસ અને માઇસોરના ચામડાઓ વખણાય છે તેજ પ્રમાણે જોડયા પ્રાંતો અને મધ્ય હિંદુસ્તાનમા પણ ચામડાનો ઉધ્યોગ વધતો જાય છે અગાઉ બાવળની છાલમા ચામડુ પકવતા બે ત્રણ અઠવાડીઆ થતા હતા, તે હમણા નવી ક્રોમ તેનીંગની પ્રોસેસથી થોડા કલાકમા પકવી શકાય છે તેમજ ચામડા છોળવાની છરીઓ અને બીજા સુધરેલા હથિઆરોની મદદથી એ ઉધ્યોગમા ઘણી મદદ કરી શકાય તેમ છે. પણ એ ઉધ્યોગમા પડેલાઓ મોટે ભાગે અભણ હોવાથી કાંઇપણ નવા સુધારા કે સુધરેલી કામ કરવાની રીતીઓ દાખલ કરવા સામે તેઓ મોટો અભાવ દેખાડે છે આપણા ઇલાકામા એ અને એને લગતા મોચીના ધધામા પડેલાઓની સખ્યા આશરે પોણા બે લાખની છે

બીજા નાના ગૃહ ઉધ્યોગોમા ભરતકામ, નકશીકામ, છીપાકામ, લખોટેલા કામ વગેરે કેટલી હુન્નરમદી આવે છે. આપણા ઇલાકામા સુરતનું ભરતકામ અને નકશીકામ હજી વખણાય છે, પણ સુખડની પેટીઓ ઉપર નકશી કામ કરનારા ઘરો સુરતમા હવે ઓછા થતા જતા કહેવાય છે વરકીંગ બોક્ષ બનાવનારા પારસી પેટીગરા કારીગરો હવે સુરતમા માત્ર બે ત્રણજ રહયા છે

અમદાવાદના છીપાઓ યાને કાપડ ઉપર તરાહ છાપનારાઓનુ કામ ઠીક ચાલે છે, અને તેઓનો માલ આસામ, સીંગાપોર અને બ્રહ્મા તરફ નિકાશ થાય છે મુબાઇ સરકારનાં ઉધ્યોગ ખાતા તરફથી એ છીપાઓના કામમાં સુધારો કરવાથી એક રંગ અને છીપાશાળા અમદાવાદમા ખોલવામા આવી હતી તેના પરિણામમા નવીન ઢબનુ છાપવાનુ અને રંગવાનુ કામ અને નવી નવી જાતના રંગો કેવા રીતે વાપરવા અને તેને લગતો હુન્નર ત્યા કેટલાક છીપાઓને શિખવવામા આવ્યો હતો, જે કામ ધીમે ધીમે ફેલાતુ જતુ જોવામા આવે છે ઘણાક ઉંમર પુગેલા વૃધ્ધ છીપાઓ એવી શાળામા નવી જાતનુ કામ શિખવા આવ્યા હતા બેલગામ અને સાવંતવાડી તરફ તથા સીધમા થતુ લખોટવાનું કામ જાણીતુ છે, પણ તે કામ માત્ર નાના પાયા ઉપરજ થાય છે કાચની અને હાથી દાંતની બંગડીઓ બનાવવાનુ કામ પણ આપણાં ઇલાકામા નાના પાયા ઉપર ગૃહ ઉદ્યોગ તરીકે થાય છે

આપણી ઇન્સ્ટ્રીઅલ સ્કુલો આ ઇલાકામા આશરે બે ડઝન છે અને તે

એ મારફતે નાના ગ્રહ ઉદ્યોગોને ઘણી મદદ અને ઉત્તેજન આપી શકાય તેમ છે. આવી સ્કુલો ખાસ કરી કોટેજ ઇન્ડસ્ટ્રીઝને ઉત્તેજન આપવાના હેતુથી સ્થાપવામા આવી હતી, પરતુ તે હેતુ આજે પાર પડેલો જોવામાં આવતો નથી દાખલા તરીકે સુરતની પારખ હુન્નરશાળામા સુરતના જાણીતા સુખડના વર્ક બોક્ષનુ જડાવ કામ અને નકશીનુ કામ શિખવવામાં આવતુ નથી સાવ તવાડીની ઇન્ડસ્ટ્રીઅલ સ્કુલમા ત્યાનું જાણીતુ લાખ ચહડાવવાનું યાને લખોટવાનુ કામ શિખવવામા આવતુ નથી સક્કર અને શિકારપુરની ઇન્ડસ્ટ્રીઅલ સ્કુલોમા સીધનુ જાણીતુ મીનાકામ અને માટી તથા લાકડા ઉપર લાખ ચહડાવી કરવામા આવતું કામ શિખવવામા આવતું નથી અમદાવાદની ટેકનીકલ સ્કુલમા સુધરેલી ઢબનુ કાપડ છાપવાનુ કામ શિખવામા આવતુ નથી આ બધી સ્કુલોમા સર્વથી સારી ઇન્ડસ્ટ્રીઅલ સ્કુલ મને મારી તપાસ દરમિઆન રત્નાગીરીની માલમ પડી હતી કે જેમા નાના લકડી જાતના છોકરાઓ હાથે જાતે ન ફ્રીકામનુ અને જડાવ ( Inlaid ) કામનુ ફરનીચર ઘણીજ ચાલાકીથી બનાવતા મે દીઠા હતા એ સ્કુલે મુબઇના ફરનીચર બનાવનારને હમણાસુધી સારી સખ્યામા કારીગરો પુરા પાડયા છે, અને મુબઇનાએક મોટા ફરનીચર બનાવનરે મને કહ્યુ હતુ કે તેના સર્વેથી સારા કારીગરો રત્નાગીરીથી મ ળ્યા હતાપણ હમણા રત્નાગીરીની સ્કુલમા પણ મશીનરી દાખલ કરવાની હિલચાલ ચાલી રહી છે તે ખેદકારક છે. આ જાતની ઇન્ડસ્ટ્રીઅલ સ્કુલો હાથે કામ કરનારા કારીગરોને કેળવીને બાહેર પાડવાના હેતુથી ઉભી કરવામા આવી હતી, પરતુ ભુલભરેલા વિચારોને આધીન થઇને એ સ્કુલોમાં મશીનરી દાખલ થતી જતી જોવામા આવે છે

હાથે કામ કરતો કારીગર તેના હથીઆરોનો ઉસ્તાદ અને અધિકારી હોય છે, કારણ કે તે સ્વતત્ર હોય છે; અને પોતાના હથિઆરોનો ઉપયોગ પોતાની બુદ્ધિથી કરે છે મશીનરીની મદદથી કામ કરતો કારીગર મશીનરીનો ગુલામ હોય છે, અને તેથી તેની બુદ્ધિ વિકાસ પામતી નથી, અને મશીનરી વિના તેના હાથપગ ચાલી શકતા નથી, અને તે વગર તેની કમાવાની શક્તિ વદન નષ્ટ થઈ જાય છે પોતાના ઘરમાં બેસી હાથે કામ કરતો કારીગર આ ગરીબ દેશની એક મોટી મિલ્કત કે યાપણું Assets બરાબર છે તેને તેના ઘરમાથી બાહેર કાહડી મોટા બપિયાર કારખાનાંમા કામ કરવાની ફરજ પાડી નબળા, દારૂડ્યા અને મશીનના ગુલામને બદલે બનતા સુધી તેના પોતાનાંજ ઝુંપડામાં તેને સ્વતત્ર અને પોતાના હથિઆરોનો માલીક બનાવી રાખવો જોઇએ

શ્રી ગુજરાત
ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ
 ત્રિમાસિક. 
વર્ષ ૧૩ મું ] અકટોબર-૧૯૨૬. [ અંક ૩ જો

# અમારી ગુજરાતની ખેતીના પ્રવાસ.

શાસ્ત્રીય જ્ઞાનને દ્દઢ અને કાયમનું કરવા માટે જે વિષયક શાસ્ત્રિય જ્ઞાન સંપાદન કર્યું હોય તે સબંધીનું પ્રત્યક્ષ જ્ઞાન આપવું એ આવશ્યક અને જરૂરનું હોવાથી, નામદાર સરકારે મહા વિદ્યાલયો અને હાઈસ્કુલો જેવી સસ્થામા ચઢતા વર્ગના વિધ્યાર્થીઓને પ્રત્યક્ષ વ્યવહારિક જ્ઞાન આપવા માટે આનંદ પર્યટનનો નિયમ રાખેલો છે

અમારી સ્કુલમા ખેતીવાડી સબંધી પ્રેકટીકલ અને વ્યવહારિક જ્ઞાન આપવામા આવે છે તે ઉપરાંત ગુજરાતમા નામદાર સરકારે શાસ્ત્રિય જ્ઞાન પ્રમાણે ખેતી કરાવી તે સુધરેલી ઢબથી થતી ખેતી ખેડુતોને પ્રત્યક્ષ બતાવવા કેટલાક ફાર્મો રાખેલા છે ત્યા તેમજ સારા સારા ખેડુતોની ખેતીવાડીની પ્રત્યક્ષ અને વ્યવહારિક જ્ઞાન આપવા માટે અમારી સ્કુલના બીજા વર્ષના વિધ્યાર્થીઓને દર વરસે ખેતીના પ્રવાસે લઈ જવામા આવે છે

એ નિયમાનુસાર ચાલુ વર્ષે અમારા બીજા વર્ષના વિધ્યાર્થીઓને ગુજરાતની ખેતીના પ્રવાસે લઇ જવાની મહેરબાન ડેપ્યુટી ડીરેકટર સાહેબે મજુરી આપી હતી તે મુજબ અમારા પુજ્ય ગુરૂવર્ય સાથે અમારી નાની સખી મડળી, ગુજરાતની મુસાફરીએ નીકળી હતી પ્રોગ્રામ પ્રમાણે ટુરની શરૂઆત કરી તેમાથી અમને ખેતીવાડી વિષયક જે પ્રત્યક્ષ અને વ્યવહારિક માહીતી મળી, તે અને તેમા ( ગુજરાતની ધાતી ખેતીમા ) અમારા જ્ઞાન પ્રમાણે કરવા જેવા સુધારા નીચે નિવેદન કરૂં છુ.

મુસાફરીના પ્રોગ્રામમા બે દિવસ સુરતની આજુબાજુના ગામોમા ખેતીના પ્લોટોનું અવલોકન કરવા જવાનું હોવાથી અમારા ગુરૂવર્ય તથા ફાર્મ ઇન્સ્પુ-

સ્ટીન્ટેન્ડેન્ટ સાહેબ સાથે તા૦ ૫-૧-૧૯૨૬ ને દિવસે પુણા કુંભારીઆ ગામે બાગાયત તુલો જોવા ગયા

અહીંઆની જમીન ગોરાટ તેમજ ગોરાડુ છે તેમા મુખ્ય કોબિજ, બટાટા, સક્કરીઆ, મરચા, અને સુરણ જેવા બાગાયતી પાકો લેવામા આવે છે. અહીંઆથી બજાર નજીક હોવાથી ઉપજના ઘણાખરા તુલો શાકભાજી તરીકેજ વેચી નાખે છે, તેમજ ખેડુતના પ્રમાણમા જમીન ઓછી હોવાથી વારવાર પાક લે છે એ ગામે થતા બાગાયત તુલોનુ ટુંક વર્ણન નીચે મુજબ છે:—

કાંદા —વેગણ અને હળદરના બાગાયતી તુલો જમીનમાથી ખોરાક વધારે ચુસી લે છે તેથી જમીન ઓછા કસવાળી થઈ જાય છે જેથી એ બે બાગાયની તુલો શિવાયના ગમે તે બીજુ બાગાયતી તુલ આ/લે વરસે કર્યુ હોય એવી જમીનમા પુણા કુંભારીઆના ખેડુતો કાંદાનુ વાવેતર કરે છે એ વાવેતર જે જમીનમા કરવુ હોય તેમા આ૦ પાચ વખત દેશી હળથી આગલી ખેડ કરે છે પ્રથમ આસો માસમા એનુ તરૂ કરે છે તરૂ માટે એકરે દશથી બાર શેર બી જોઈએ છે તરૂ સવા માસમા તૈયાર થાય છે તરૂવાડીઆમા છ થી આઠ દિવસને અતરે પાણી પાય છે પરતુ જો મોડુ વાવવામા આવ્યુ હોય અને જલદી તૈયાર કરવુ હોય તો થોડા દિવસને અતરે પાણી આપે છે તરૂ રોપતા પહેલા તેની ઉપરની ટોચ કાપી નાખે છે, માગસર પોષમા રોપે છે કાદા બે રીતે રોપાય છે -

૧ —પાણી પાયા પછી છ છ આગળને છેટે રોપવા,

૨—ક્યારામા પાણી પતા પહેલા આગ્ળીથી લીટા કરી રોપવા -

પહેલી રીતે રોપવાથી કાદા સારા થાય છે રોપ લાગે ત્યાસુધી આઠ દિવસને અતરે અને રોપ લાગ્યા પછી દશ દિવસને અતરે પાણી આપે છે રોપ્યા પછી ફુલવાળી રાડી ભાગી નાખવી જોઇએ જો ન ભાગે તો કાદા સારા થતા નથી -રોપ્યા પછી ત્રણ સાડાત્રણ માસે કાદા તઇયાર-થાય છે એ કદરે વિઘામા ૨૦૦ થી ૪૦૦ મણ કાદા ઉત્પન્ન થાય છે જો બી માટે કાદાનુ વાવેતર કરવુ હોય તો આખા કાદા રોપવા પડે છે કે જેમાથી ફુલ આવી બી તઈયાર થ ય છે

અહીંઆ કા ના વાવેતરને નહિ જેવુ જ ખાતર આપે છે પણ જો નીચે મુજબનુ બનાવટી ખાતર લક્ષમા રાખી આપવામા આવે તો ૬૦ થી ૭૦ ટકા જેટલો ઉપજમાં વધારો થાય છે —

૨૮૫ રતલ સોડીયમ નાઇટ્રેટ,

૧૧૨ રતલ સુપર ફોસ્ફેટ,
.૫૯ રતલ પોટેસીયમ સલ્ફેટ,

ઉપર પ્રમાણેનુ ખાતર ખેડુતો વાપરે તો એના ખર્ચ કરતા પાંચ ગણો ફાયદો થાય છે એવુ વડોદરા કૃષિક્ષેત્ર ઉપર પ્રયોગથી નિશ્ચય કર્યું છે

ફ્લાવર:—જે જમીન વાખેલ હોય અગર જેમા આગલી મોસમમા ગુવાર, તુરીયાં, આદુ, સુરણ, વગેરે કરેલા હોય તેમા પણ આ પાક લે છે એ તુલમા ખાતર નાખતા નથી કારણ કે જમીન વાખેલ હોય છે, અને વાખેલ ન હોય તો પણ આગલા તુલને નાખેલા ખાતરથી ચલી શકે છે તરૂ કરવા માટે વિઘે પાશેર (૦। શેર) બી જોઇએ છે તરૂ કરવાનો આધાર ખેડુતની પાક લેવાની દ્રષ્ટિ ઉપર હોય છે પરંતુ સાધારણ રીતે અષાડમા તરૂ નાખે છે અને જતુથી ઘણુ નુકશાન થાય છે ચાર દિવસને આંતરે પાણી આપે છે આસો માસમા રોપાય છે રોપ્યા પછી સવા માસમા દડાની શરૂઆત થવા માંડે છે અઢી ત્રણ માસમા દડા તૈયાર થાય છે વીઘે લગભગ રૂા. ૫૦૦–૦–૦ ની ઉત્પન્ન થાય છે એ લોકો કયારાના ચારે ખુણાએ કોલી ફલાવર અને પાળીઆ પાસે બે બાજુએ નોનકોલ તેમજ વચ્ચે કોબીજ રોપે છે પણ જો એની રોપણી વખતે આજુબાજુની ખાલી જગ્યામા મેથી, ધાણા, જેવા તુલો વાવે તો તેથી મુખ્ય તુલને જોઇતો કસ બહુ ઘટી જતો નથી અને એક દોઢ માસમા શાકભાજી તરીકે ઉપાડી લઈ વેચવામા આવે તો તેટલો ઉપજમા વધારો થાય જો ઓછા પ્રમાણમા કોબીજનુ વાવેતર કરવુ હોય તો જતુના ઉપદ્રવથી બચવા છાણીયુ ખાતર અને માટીનુ મીશ્રણ કરી ટોપલીમા ભરી, તરૂ ઘર આગળ ઉછેરવુ અને મોટા પ્રમાણમા કરવુ હોય તો સગવડતા પ્રમાણે રહેવાના ઘરની નજદીકની જમીનમા તરૂવાડીયુ કરવું કે જેથી સારી રીતે માવજત થઈ શકે અને કદાચ જતુનો ઉપદ્રવ જણાય તો તરતજ રાખને ગ્યાસલેટનો પટ દઇ તુલ પર છાટવાથી ઉપદ્રવ ઓછો થઇ જાય છે.

બટાટા:—બટાટા બે જાતના થાય છે (૧) ગોળ પુનામા થાય છે તે (૨) ઇટાલીયન અહીંઆ આગળ ઈટાલીઅન બટાટા વવાય છે બી દર વરસે નવુ મગાવવુ પડે છે જે જમીનમા આગલે વરસે આદુ, સુરણ, ગુવાર કરેલુ હોય તેવી જમીનમા એ પાક લે છે ચાર પાચ વખત હળથી ખેડ કરે છે, અને ઢેફા ભાગી નાખી માટી તદન બારીક બનાવી કયારા બાધે છે એકરે ૨૦ ગાડા છાણીયુ ખાતર નખાય છે ૧ વીઘામા ત્રીસ મણ બી

જોઇએ છે. દરેક કયારામા નવ નવ ઇંચને છેટે આસોથી કારતક સુધીમાં રોપે છે. રોપ્યા પછી પહેલુ પાણી જરા ઓછું આપે છે બીજુ પાણી આઠ નવ દીવસે આપે છે ત્યાર પછીના દરેક પાણી આઠ આઠ દિવસને અતરે અપાય છે. એકંદરે તેર પાણી અપાય છે ચાર માસમાં બટાટા ખોદવા લાયક તઇયાર થાય છે વીઘે ચારસે મણ બટાકા નીકળે છે

સુરણ —સુરણ ગોરાટ જમીનમા થાય છે જે જમીનમા સુરણનો પાક લેવો હોય તેમા એકરે ચાલીસ ગાડા ખાતર નાખે છે. સાત આઠ વખત ખેડ કરે છે ચાર વરસે સુરણ વેચવા લાયક તઇયાર થાય છે. કયારામા દર વરસે જેમ સુરણ મોટુ થતુ જાય છે તેમ અતર વધારી રોપે છે પહેલે વરસે એક ખાંડી રોપ્યુ હોય તેમાથી ચોથે વરસે ૨૦ ખાંડી સુધી નીકળે છે સુરણ જેઠ માસના રોહીણી નક્ષત્રમા રોપાય છે, અને માગસર પોષમા ખોદી કાઢે છે સુરણ રોપતા પહેલા એકરે ળાા મણ શણ છંટાય છે. ચોમાસામા મોટો થતા પડવાસ કરે છે પહેલુ પાણી રોપીને તરતજ થોડા પ્રમાણમા આપે છે બીજુ પાણી છઠે દીવસે ભરપુર આપે છે અને પછીથી વરસાદ પડે, ત્યાસુધી જરૂરીઆત પ્રમાણે આઠ આઠ દીવસને અતરે આપે છે

**સુરણને બી તરીકે સગ્રહી રાખવાની રીત**—સુરણને બી તરીકે સગ્રહી રાખવા માટે છાયડો, ખુલ્લી હવા અને ઠંડક વાળી હવા માફક આવે છે. બાવળ અને આબલીના છાયડા નીચે રાખવાથી નુકશાન થાય છે અને આબાનો છાયડો માફક આવે છે જેથી તેની નીચે માડવો કરે છે સુરણ મોટુ હોય તો વચલુ ગાભડુ (પીલા નીકળવાની જગ્યાઓનુ) કાઢી નાખે છે પણ ચાર પાચ શેરની ગાઠ હોય તો તેમ કરતા નથી પ્રથમ ઉંધુ એટલે આંખ નીચે રાખી ઓક ઉપર એક એમ ત્રણ થર કરે છે ગરમ રૂતુની શરૂઆત થાય એટલે આખ ફુટે છે આખ ફુટે એટલે તરતજ ચતુ કરી નાખી ફરીથી ગોઠવે છે. ફણગા એક બીજાને અડકે નહી તેની ખાસ સાવચેતી રાખવી પડે છે દર વરસના બીના પર જુદા જુદા થાય છે ઉપર મુજબના વાવેતરની માહીતી મેળવી સાયંકાળ થવા આવેલો હોવાથી મુકામ ઉપર આવ્યા

ખેતીનુ અવલોકન કરતા કરતા વગાછા ગયા સ્ટેશનથી લગભગ ૦॥ માઇલ સુધી કાળી જમીન આવે છે ત્યારબાદ જેમ જેમ નદી નજીક આવતી જાય છે તેમ તેમ જમીનનો રગ બદલાઇ ગોરાટ થઇ જાય છે અહીઆ મુખ્ય પાક આદુ, હળદર, રતાળુ, સુરણ, મરચા વગેરે છે. અહીંઆનુ તુવ શાકભાજી તરીકે વેચાતુ નથી પણ ઘણુખરૂ બી માટે રહે છે. તાપી નાકાના સતવીસ ગામો બાગાયત પાકને માટે જાણીતાં છે, તેમા પુણા કુંભારીઆ અને વરાછાનો પણ સમાવેશ થાય છે પુણા કુંભારીઆવાળા ખેડુતો દરેક મોસમમા એકની એક જમીનમા એક પછી એક પાક લેતા જાય છે, કારણ કે ખેડુતના પ્રમાણમા જમીનની બહુ છુટ નથી અને બજાર પાસે હોવાથી સહેલાઇથી તેનો લાભ લે છે

આદુ—અહીઆ (વગાછા) જે જમીનને ચાર વરસ સુધી પાણી નહીં પાએલુ હોય તેવી જમીનમા આદુ કરે છે પ્રથમ આગલી મોસમના ખુંપરા વગેરે કાઢી નાખી, પછી ખાતર નાખી, તેને મેળવી કઇ પાણી મુકે છે વરાપ આવ્યા પછી હળથી પાચ છ ખેડ કરે છે. છેવટે કરબ મારી જમીન સપાટ બનાવે છે એકરે ચાલીસ ગાડા ખાતર નાખે છે તેમા વીસ ગાડા આગલી ખેડ કર્યા પહેલા અને વીસ ગાડા આદુ રોપ્યા પછી નાખે છે પછી કયારા બાંધી વીઘે પાચ શેર પ્રમાણે શણ, ગુવાર, છાટી કોદાળીથી ઘાપા (ખાડા) પાડી રોહીણી નક્ષત્રમા આદુ રોપે છે,'એનુ' બી વીઘે બે ખાડી જોઇએ છે આગળ નકશામા બતાવ્યા પ્રમાણે આદુ મુખ્ય પાકની સાથે બીજા સાધારણ પાક જેવાં કે હળદર, રતાળુ, મરચા, અળુબડા, વગેરે લે છે એ રીત ઘણી વખાણવા લાયક છે કારણ કે એક પાક નિષ્ફળ જાય તો બીજામા સફળતા પ્રાપ્ત થવાનો સભવ છે ઉપર પ્રમાણે આદુ વગેરે રોપ્યા પછી તરતજ પાણી આપે છે બીજુ પાણી ચોથે દિવસે આપે છે, અને ત્રીજું પાણી આપતી વખતે બાકી રહેલુ ખાતર નાખી દે છે ત્યારબાદ આઠ દિવસે પાણી આપે છે. શ્રાવણ માસમા શણ ગુવારનો પડવાસ કરી, આદુના થડમા ખાતર તરીકે નાખે છે. શણ પાડયા પછી વીઘે ત્રીસ મણ ખોળ નાખે છે એકદરે આદુના પાકને બાર તેર પાણી જોઇએ છે શિઆળામા પદર દિવસને અતરે પાણી અપાય છે કાચુ આદુ ત્રણ ચાર માસમા તૈયાર થાય છે. ઉપજ વીઘે સાત આઠ ખાડી થાય છે.

રતાળુ.—આ તુલ મુખ્ય વાવેતર તરીકે કરવામા આવતું નથી પણ આદુ, હળદર, જેવા તુલોમા કરે છે. આદુના કયારાની પાળી ઉપર મધ્યમા

નવટાંકથી ૦। શેરના ત્રણ ચાર કટકા રોપે છે ત્યા આગળ વાંસ ખોસી ઉપર તેના વેલા ચઢાવે છે કે જેથી હવા, ઉજાસ, પુરતાં મળી શકે એની ઉત્પન્ન વીઘે લગભગ દોઢસો મણ થાય છે

દર વીઘે ઉપરના જુદા જુદા તુલોને માટે જોઈતુ બી તથા પેદાસ નીચે પ્રમાણે છે —

| તુલનુ નામ | બી | ઉપજ |
|---|---|---|
| ૧. આદુ | ૨ ખાડી | ૭ થી ૮ ખાડી |
| ૨ હળદર | ૧ ખાડી | ૨ થી ૨॥ ખાડી |
| ૩. રતાળુ | ૧૨ થી ૧૫ મણ | ૧૫૦ મણ |
| ૪. મરચા | ૧ શેર. | ૫ થી ૨૫ રૂપીઆના |
| ૫. અલુખડાં | ૫ થી ૬ મણ | ૧૫ મણ. |

આ બાજુએ ખેડુતોની ખેતી જોતા કપાસ જેવાં તુલમાં કપાસ જેટલાજ નિંદામણના નકામા છોડ દેખાય છે પણ એથી પાકને જે અનહદ નુકસાન થાય છે તે એ લોકોના ધ્યાનમા આવતુ નથી ઉપર જણાવ્યા પ્રમાણે, આદુ વિગેરે પાકોની નોધ ટપકાવી, સુરણના નાના મોટા ઢગલા જોતા હરીઆળી ભુમીનુ અવલોકન કરતા તાપી કાંઠે આવી પહોચ્યા અહી આથી હોડીમા બેસી સામુ પાર વોટર વર્ક્સ જોવા ગયા ટાંકીથી સુરત શહેરને કેવી રીતે પાણી પહોચે છે તે વિષે ટુંક માહીતી મેળવી બ્રહ્મચર્યાશ્રમમા ગયા. અહીં સાત આઠ વર્ષના બાળકો ખાદીની કફની પહેરી દુનીયાના વાતાવરણથી રહીત થઇ વિદ્યાદાન લેતાં જોઇ મને અસલના રૂષિ મુનીઓના આશ્રમનો ખ્યાલ આવ્યો. અમોને આવેલા જોઈ તેમણે વિનયથી આવકાર આપી નમસ્કાર કર્યો. અમોએ પણ તેમને વ્હાલથી નમન કર્યું, અત્રે સસ્કૃત, અંગ્રેજી અને હિંદુસ્તાની ભાષાનું જ્ઞાન અપાય છે અહી પણ ખેતી શિક્ષણ આપવા માટે જમીન મેળવવાના પ્રયત્ન ચાલુજ છે

ગુરૂદેવ પ્રચંડ દેહધારી હોઇ, ભગવા વસ્ત્રોથી આચ્છાદીત થઈ એક સાદા ટાટ પર બેસી, હિંદના ઉગતા બાળકોને નર બનાવી રહ્યા હતા ત્યાં જઇ તે મહાત્માના દર્શન કરી તેમણે આપેલો પ્રસાદ આરોગી, જય નમસ્તે કરી ચાલી નીકળ્યા અને ફાર્મના બાડામા બેસી, જગતનીયતાની કૃતિ અવલોકતા મુકામે આવ્યા.

બીજે દીવસે તા. ૭-૧-૨૬ના રોજે સુરતથી **અમલસાડ** ગયા અને ફાર્મના સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબની વ્યવસ્થા મુજબ ત્યાની ધર્મશાળામા મુકામ

કર્યો થોડાં વખત વિશ્રાંતિ લીધા બાદ આશરે ત્રણ વાગે મે સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ અમોને ત્યાંના એક દેશાપની વાડી જોવા લઇ ગયા.

આજુ બાજુ દ્રષ્ટિ ફેરતા જાણે આખું ગામ આબાની ઘટાથી ઢંકાઇ ગયેલુ હોય એમ લાગે છે અહી આ કોઇ જુદીજ પ્રમતિ જણાતી હતી ચીકુની મનહરવાટીકા વગર પાણીએ લીલી છમ જણાતી હતી આજુબાજુ જોતા ઘણીખરી જાતના ફળઝાડો, તેમજ બાગાયતી તુલો જોવામા આવે છે કે જેનું ટુંક વર્ણન નીચે આપ્યુ છે.

ચીકુ—આનુ વાવેતર ખાસ ગુટી (મુઠી) કલમ કરવાની થાય છે. શ્રાવણ, ભાદરવા માસમા ગુટી કલમ કરે છે.

ડાળીની પસંદગી.—આપણી ટચલી આંગળી જેવી ડાળી પસદ કરવી તેમજ જ્યા કાપ મુકવાનો હોય તેની આગળ બે ડાળીઓ ફુટેલી હોવી જોઇએ પોણો ઇચથી એક ઇચ જેટલો ફરતે ગોળ કાપ મુકી છાલ ઉતારી લે છે ઉપર છાલ બીલકુલ રહેવી જોઇએ નહી પછી એક મણ માટી (ચીકાસ વાળી) એક શેર ગોળ અને બાજરીનો તથા જુવારનો લોટ એ ત્રણેનું મીશ્રણ કરવુ ખોળને બારીક બનાવવા ગરમ પાણીમા ઉકાળવો પછી માટી તેમજ લોટ સાથે મિશ્રણ કરી કાપ ઉપર લપેટવો અને તાટના કટકાથી મજબુત બાધી લેવું. કલમ બંધાઇ રહ્યા પછી એપ્રીલ મે સુધી પાણી આપવુ નહિ ફક્ત વરસાદ પડતાં પહેલા પદર દીવસ અગાઉથી પાણી આપવા માડવુ ચામડી કઠણ થઇ જવાથી મેની આખરે મુળીઆ ફુટે છે એક વરસમા કલમ તૈયાર થાય છે, એટલે અઠવાડીઆના અતરે ત્રણ વખત કાપ મુકી કલમ ઉતારે છે, ઉતાર્યા પછી જો વેચવી હોય તો કુડામા અને રોપવી હોય તો બા રોબાર ખાડામાં રોપે છે, કલમ રોપ્યા પછી એને છાયડો જોઇએ છે, જો ડાળીના પાંદડા દસ પદર દિવસમા ખરી જવા લાગે તો રોપો મરી જશે એમ સમજવું બે રોપની વચ્ચે વીસ હાથનુ અતર રાખે છે, રોપ્યા પછી ચોથા વરસે થોડા ફળ આવે છે સરાસરી એક ઝાડ ઉપરથી અઢીસો ત્રણસો ફળ ઉતરે છે અને બે ત્રણ રૂપીએ સેકડે પ્રમાણે જાય છે

ખાતર—બીજા વરસથી ખાતર આપવા માડે છે, ખાતર આપતા પહેલા છોડની ફરતે કોદાળીથી ખોદી નાખે છે, ખાતર હમેશા થડથી દોઢ એ ફુટ દુર નાખવુ, ચાર દિવસને અતરે પાણી અપાય છે.

આજનું વાતાવરણ જોતા, દુર્ગંધ મારતા ખાતર જેવા કે.—ચરકીનુ, માછલાનુ, હાડકાનું, વગેરે તરફ ખેડુત વર્ગનો ઘણો અભાવ છે છતા આ

ઉત્સાહી જ ણ્એ માછલીનુ ખાતર વાપરતાં પરિણામ ઉત્તમ જણાવાથી એ ખાતર આપવાનુ વધારે પ્રમાણમાં જારી રાખ્યુ છે એનુ અનુકરણ બીજા ખેડુત ભાઈઓ કરશે એમ આશા છે. ચીકુનુ ઝાડ છ સાત વરસનુ થયા પછી વરસમા બે વખત છોડ દીઠ દસ શેર માછલીનુ ખાતર આપે છે સામાન્ય રીતે ફળ હમેશ આવે છે પણ નવેમ્બરથી ફેબ્રુઆરી સુધી વધારે ફળ ઉતરે છે જુલાઈ ઓગસ્ટમા ફુલ આવે છે કેરીની મોસમમા પુષ્કળ ફળ આવે છે.

મુબઈ, કરાચી, વડોદરા, મકકર, મિદનાપુર, હૈદરાબાદ, વગેરે ઠકાણે એની ખપત વિશેષ થાય છે. આગળ જણાવ્યા પ્રમાણે ગુટી કલમ બાધે તો વિશેષ ફાયદો થવા સભવ છે લોકોની વાડીઓમા ચીકુ, કેળ, સોપારી નાળીએરી, વગેરે જણાય છે આજુબાજુ વઠેગ્રા, ધમડાછ, કછોલી, વગેરે ગામો વાડીઓથી ભરપુર છે આબાવાડીઓમા આંબા નીચે અનનાસ અને લીડી પીપર લાઈન બધ દેખાય છે

**લીંડી પીપળ.—**

અને ખાસ કરીને ઠડી હવા વધારે માફક આવે છે ગોરાટ અને ચોરાડ જમીનમાજ સારી થઇ શકે છે. આબા અને ફણસના ઝાડ નીચે સારી થાય છે ૧૨'×૬' ફુટના ક્યારા બનાવી શકરીઆની માફક વચલી ગાડ ઉપર બીને ઓગસ્ટ માસમા રોપે છે ત્યાર પછી ઓક્ટોબર સુધી કઈજ કરવામાં આવતુ નથી. ઓકટોબરમા એક પાણી પાઈ કચરાથી ઢાકી દે છે જેથી તેના મુળ તેમજ ડાળીને તાપ ન લાગે ત્યાર પછી રોહીણી નક્ષત્ર એટલે વશાખ જેઠમા બીજુ પાણી આપે છે. અને શેરડીના સુકા પાદડા (ગળ) ઢાકી દે છે. ઓગસ્ટમા ફુલ આવે છે અને ઓકટોબરમા ફળ તૈયાર થાય છે એકરે વીસ થી ત્રીસ મણની ઉપજ થાય છે એક છોડ પાચ ૭ વરસ સુધી પીપર આપે છે

**કેળ —**

જુની કેળની ગાંઠમાથી જે નવા પીગાઓ ફુટેલા હોય છે તેને રોપ તરીકે રોપવામા આવે છે. એક એકરમા ૫૦૦ રોપા જોઈએ છે મે માસમા ચાર પાચ વખત ખેડ કરી આઠ આઠ ફુટને અતરે રોપાય છે જે રોપની ગાઠમા કાળા ડાઘા માલમ પડે તે છોડ રોગીષ્ટ છે એમ જાણવું અને તેવો છોડ કદી પણ રોપવો નહિ રોપ્યા પછી તરતજ પાણી આપે છે શ્રાવણ ભાદરવામા ખાતર આપી થડની ફરતે માટી ચડાવી દે છે પછી ખેડ કરી પદર દિવસને આતરે પાણી આપે છે. બાર તેર માસે ફળ આવે છે. એક

ફેળ ઉપરથી લગભગ બો ફેળા ઉતરે છે આ પાકને એરંડીના ખોળનુ ખાતર મે માસમા એકરે બે ખાડી સુધી રોપ્યા પછી અપાય છે

• ભોય અનનાસ —

પીપળની માફક એને પણ છાયાવાળી જમીન જોઇએ છે, સુરણના વાવેતરની પેઠે ચાર વરસે તઇયાર થાય છે ફેળની માફક એક છોડ પપરથી એકજવાર ફળ ઉતરે છે એના થડમાથી પીલા ફુટે છે પહેલે વરસે કયારા કરી શ્રાવણ માસમા રોપાય છે સુરણની પેઠે દર વરસે છોડ ઓછા કરી અંતર વધાન્તા જાય છે જરૂરીઆત પ્રમાણે પાણી આપે છે. જુલાઈ માસમાં ફળ આવે છે અને ડીસેમ્બરમા પાકે છે

બીજે દિવસે સવારમા ફાર્મના તુલો જોવા ગયા ત્યા પણ આદુ, હળધર, રતાળુ, પાનુ, પ્રરવર, શેરડી, મરચા, વગેરેનુ વાવેતર થાય છે

• શેરડી —

શેરડીની ઘણી જાતો થાય છે જેમકે —મલબારી, ભુરી, ખજુરી, ખુજભુરી, વાગી, મોરગી, ખલેરીઆ, માજમ, રેડ પોસ્ટમ, મોરેસીયસ, વગેરે એની જુદી જુદી જાત પ્રમાણે શેરડી રોપવા અને પીલવાનો ટાઇમ પણ જુદો હોય છે. સુરત જીલ્લામા ખજુરી, ભુરી, તથા મોરસીનુ વાવેતર મોટા પ્રમાણમા થાય છે

જે જમીનમા શેરડીનું તુલ કરવુ હોય તે જમીનમા પહેલા શણ છાંટે છે શણ મોટો થયા બાદ ઓગસ્ટ સપ્ટેમ્બરમાં પડવાસ કરી નાખે છે દેશી હળ હોય તો દસ બાર ખેડ કરવી પડે છે

શેરડી રોપવાની રીત —રોપવાનું કામ કાર્તકથી પોષ માસ સુધી ચાલે છે એકરે એક હજાર માઠા જોઇએ છે તેમાથી ત્રણ ત્રણ આખવાળા ટુકડા કરે છે રોપવા માટે મી० ટી० ડુ० હળથી કે રીજરથી પાળીઆ પડે છે. રોપતા પહેલા ચાસમા પાણી મુકે છે અને પછી ચાસમા છ થી નવ ઇચનુ અતર રાખી રોપે છે રોપ્યા બાદ પચીસ દિવસે બીજુ પાણી આપે છે બીજા પાણી વખતે કીડા કે ઉધઇ જેવા જતુનો ઉપદ્રવ હોય તો વહેલુ આપે છે, નહિ તો એક માસના અતરે અપાય છે ત્રીજુ પાણી આપતા પહેલા ગોડ કરે છે એ પાણુ પણ (ત્રીજુ પાણુ) એક માસના અતરે આપાય છે ચોથુ પાણી ૨૦ દિવસના અતરે આપાય છે પછી ઋતુ પ્રમાણે એટલે ઉનાળાની અદર વરસાદ પડે ત્યા સુધી આઠ દસ દીવસના અતરે આપે છે એપ્રીલ મેની શરૂઆતમા કે જે વખતે ત્રણ ચાર ફુટની શેરડી થાય છે, તે વખતે મિડલ બસ્ટર, રીજર, અગર મી ટી ડુ હળ એની રીતે ફરવે છે ક

પ્રથમના પાળીઆ હોય ત્યાં ગટર થાય છે અને ગટર હોય ત્યા પાળીઆ થાય છે જેથી છોડની આજુબાજુ માટી પુરાવાથી તેને આધાર મળે છે એટલુજ નહિ પણ એડથી શેરડીને ખોરાક વધારે પ્રમાણમા મળે છે

**ઓરવાની પધ્ધતી.—**

એકરમા સોળસે સાઠાં બી જોઇએ છે આખા સાઠાજ રોપાય છે. ઓરવાના ઓજારને નાગર કહે છે. નાગર ઉપર એક ઊભણીયુ હોય છે ત્યાં એક માણસ બેમી અદર શેરડી મુકયા કરે છે. પણ આ જુની પધ્ધતીથી ઘણુ નુકસાન થાય છે

ઊપર જણાવવા પ્રમાણે શેરડીનુ વાવેતર (રોપવાની રીત) તો ઘણા થોડા લોકો કરે છે ઘણા ખેડુતો શેરડી રોપવાના કરતા ઓરવાની વધારે પસદ કરે છે જેથી રોપવાના કરતા વધારે નુકસાન સહન કરવું પડે છે.

ઓરવા તથા રોપવાથી થતા લાભા લાભ—

૧ ઓરાણમા રોપાણના કરતા બી વધારે જોઇએ છે.

૨ ઓરતી વખતે સાઠા નાગરમા ઘાલવાથી શેરડીની આખને નુકસાન થાય છે જેથી પરિણામે ઓરેલી શેરડીમા ખાલા વધારે પડે છે અને પાક સારો ઉતો નથી રોપવામા આખને જરા પણ નુકસાન થતુ નથી

૩ ઓરતી વખતે રોગીષ્ટ શેરડી પણ ઓરાઇ જાય છે જેથી ભવિષ્યમા રોગનો ઉપદ્રવ વિશેષ થવા સભવ છે. પણ રોપતી વખતે ટુકડા કરવાથી જણાઈ આવે છે.

૪ ઓરતી વખતે શેરડી અને જમીનને કેટલીક વખત અંતર પડે છે. તે વખતે શેરડી ઉગવા માડતી નથી રોપવામા બરાબર ઉંડી ગએલી હોય છે

૫ ઓરતી વખતે સામટા માણસ જોઇએ છે જ્યારે રોપવામા બે ચાર માણસથી પણ ધીમે ધીમે રોપી શકાય છે એટલે કે કામની વહેચણી સારી થાય છે.

૬ શેરડીની અદર તેના મુળના ભાગમાં ગળપણ વધારે અને ઉગવાની શકિત ઓછી હોય છે જ્યારે પીલા તરફના ભાગમાં ઉગવાની શકિત વધારે અને ગળપણ ઓછુ હોય છે ઉત્સાહી ખેડુત ધારે તો શેરડી રોપતી વખતે એમનો સારી રીતે ઉપયોગ કરી શકે છે જેમકે- પીલા તરફનો ભાગ કાપી રોપતા જવુ અને મુળ તરફનો ભાગ પીલતા જવુ. જ્યારે ઓરાણમા એવુ કઇજ થઈ શકતુ નથી

૭—રોપવામા પાળીઆં કરેલા હોય છે. જેથી શેરડી જ્યારે ત્રણ ચાર ફુટ ઉચી થાય છે ત્યારે ગટરમા રોપેલી શેરડીની જગ્યાએ પાળીઆ બનાવવામાં આવે છે, જેથી શેરડી ઢળી પડતી નથી એટલુજ નહિ પણ પાણીએ લઇ જમીન બગડવાનો સભવ રહેતો નથી તેમજ જમીન ઉથલ પાથલ થવાથી ખોરાક પણ સારો મળે છે ઓરવામા એવુ કંઇજ થઇ શકતું નથી.

આ બાજુએ ( સુરત જીલ્લાના ઘણાખરા ભાગમા ) ઘણાખરા ખેડુતો પીલા ( એક વાર શેરડીને કાપી લીધા પછી જે પીલા નીકળે તેને પાણી પાઈ ઉછેરવા તે ) રાખે છે, પણ એ ઇચ્છવા જોગ નથી કારણ કે એથી નીચે પ્રમાણે નુકશાન થાય છે —

૧ —એકની એક જમીનમા વારંવાર પાણી ફેરવવાથી જમીનનુ ઝમણુ ખરાબ થઇ જમીન બગડી જવા સભવ છે.

૨—જમીન ઓછા કસવળી થઇ જાય છે

૩ —આગલા વર્ષમાં જો જતુનો ઉપદ્રવ થયેલો હોય તો તેની વિશેષ વૃદ્ધિ થાય છે તેને અટકાવવો મુશ્કેલ થઇ પડે છે

શેરડી તૈયાર પછી તેનો રસ કાઢી ગોળ બનાવવામા આવે છે

હળદર એ બે રીતે રોપાય છે —

૧ —પાળીઆ ઉપર

૨—કયારા કરીને

એકરે વીસ ગાડા ખાતર નાખે છે, રોપતા પહેલા શણ છાટે છે, મે માસની આખરે-વરસાદ પડયા પહેલા બે ત્રણ પાણી પાઇ ખેડ કરી રોપે છે, એકરે છમો રતલ ખોળ જુલાઇ માસમા આપે છે, ઓગસ્ટ માસમા ફરી ખોળ આપે છે, શિઆળામા પદર દિવસને અતરે પાણી અપાય છે, આઠ નવ માસમા ખોદવા લાયક તઇયાર થાય છે, ફેબરૂઆરીમા ખોદી લેવામા આવે છે, એકરે વીસથી ત્રીસ ખડી પાકે છે, કયારા કરીને રોપવા કરતા પાળીઆ પાડીને રોપે તો નીચે મુજબ ફાયદા થાય છે —

૧.—બી ઓછુ જોઇએ છે, પાળઆમા બે ખાડી અને કયારામા ત્રણ ખાડી,

૨—પાળીઆમા મજુરીનો ખર્ચ કયારા કરતા ઓછો લાગે છે,

૩ —ઉપજ સારી થાય છે,

મુખ્ય હળદરમાથી જે ફાટાઓ નીકળે છે તેને આગળા કહે છે, અને મુખ્ય હળદરને માથુ કહે છે, માથામા ઉગવાની શક્તિ સારી હોય છે, કારણ કે તેમા આખો વધારે હોય છે,

હળદરનો બી માટે સંગ્રહ—હળદર ફેબરૂઆરીમા ખોદાયછે, ત્યારથી રોપવાની મોસમ (એ) સુધી સંગ્રહી રાખવુ પડે છે બીની હળદરને તદન સાફ કરી છાંયડામાં રાખવી ત્રણ ચાર દિવસ છાયડામા રહેવા દઇ પછી તેનો ઢગલો કરી હળદરના પાન ઢાકી સાધારણ કાદવથી થાપ મારી રાખવી, ગરમ ૠતુમાં એપ્રીલ પછી ઢગલાને જોઇ ગરમી લાગે તો ઠંડકવાળી જગ્યાએ હળદરને લઇ જવી, બે માસમા આંખ દેખાવા માંડશે, પછી તેના કટકા કરી માથાના કકડા રોપવા માટે રાખવા, અને આગળા બજારમા વેચી દેવા, આદુ પણ આ પ્રમાણે સંગ્રહી રાખે છે

આગળ જણાવ્યા ઉપરાંત બીજી કેટલીક માહીતી લઇ નોધપોથીમાં ટપકાવી લઈ અમારા મુકામ ઉપર આવ્યા અને બપોર વીતી કરી બેની ટ્રેન મા અમલસાડથી પારડી ગયા, અમારી સાથે સુરતના મેં૦ ડીસ્ટ્રીકટ એગ્રીકલ્ચરલ ઓવરસીઅર સાહેબ આવ્યા હતા, પારડીમા અમારો મુકામ લો૦ બો૦ ની ધર્મશાળામા થયો ત્યાથી પિરોજશા વિકાજીની મશહુર વાડી જોવા ગ઼ા એની સાથે આપણે સબંધ હોવાથી તેમની થોડી હકીકત નીચે આપુ છુ તે અસ્થાને તો નહિ ગણાય !

પ્રથમ એમની સ્થિતી સાધારણ હતી ત્યારે એમના જાતીભાઇની જમીન મા ભાથીઆ તરીકે રહી દર વરસે અમુક રૂપિઆ આપી ખેતી કરી ગુજરાન ચલાવતા હતા પછી ઉધ્યમ અને ઉત્સાહથી પઈસા કમાયા જેથી હાલ ઉત્તમ સ્થિતીએ પહોચ્યા છે આ વાડી ફળફુલનાં ઝાડો તેમજ બાગાયત પાકોથી ભરપુર છે ચાલુ જમાનાની કોઇ હરકોઇ શુષ્ક હૃદયના માણસનું ધ્યાન ખેચે એવી છે ફુલના છોડ, મેવાના ઝાડ, વેલાની જાતો વગેરે જોતા આંખને આનંદ તથા નવાઇ ઉપજ્યા વગર રહેતી નથી

ખરેખર કૃષિ પુરાણના જ્ઞાની પારાસર રૂષિએ કહ્યુ છે કે —
ફલસ્ય વેક્ષોના સ્યણ દૈન્ય' મેવાન વેક્ષીતા

ઉત્સાહ ઉદ્યમ અને હિંમતથી માણસ ધારે તે કરી શકે છે દૃષ્ટાંતમા અમને આ વાડીમા ઠીક જ્ઞાન થયુ કહેવતનો પ્રત્યક્ષ અનુભવ મળ્યો ગુલાબની જુદી જુદી જાતો જોઇ જેમા મુખ્ય ત્રણ જાતના ગુલાબ સારા ગણાય છે

(૧) બ્રેઝર ઓન્સ

(૨) લાફ્રાન્સ

(૩) કાઉન્ટેસ

બીજે દીવને પ્રાત કાળમાં પાચ વાગે અમારી ગ્રુપના અમી૦ ગાર્ડનર

સાહેબના હરીઆ ગામે ગયા જ્યા અમોને દુધ તેમજ નાસ્તાનો સત્કાર થયો તે સ્વિકારી, પારનેરાનો ડુંગર જોવા ગયા. હરીઆથી આ ડુંગર આસરે દોઢ માઇલ છે તળેટીમા ગરીબ ગુરખાની નાની ઝુપડી દેખાતી હતી તે વટાવી જંગલમાં દાંખલ થયા પારનેરાની પુર્વ બાજુએ લગોલગ જંગલવાળા ચાર પાચ ટેકરા આવી રહેલા છે ડુગરનુ મુખ્ય શિખર લખચોરસ અને સપાટ છે એની ઉચાઈ આશરે ૫૦૦ ફુટ છે. પુરાતન કાળની જાહોજલાલી દર્શાવી સાક્ષી આપતા કીલ્લાના ખડીએર્ચ અને તેમાં દટાએલી ચાર પાચ તોપો ભાગી તુટી અવસ્થામા માલુમ પડે છે જે ડુગરનો ઘણો ભાગ લેટેરાઇટનો બનેલો છે પણ કોઇ કોઇ ઠકાણે ટ્રેપ માલુમ પડે છે જગલમા ઘણે ભાગે સાગ, અને બીજા જગલી ઝાડો તેમજ ખીલીપત્ર, ફુલના ઝાડો, વગેરે માલમ પડે છે ટોચ ઉપરથી જોતા સર્પાકારે વહેતી પાર અને ઔરગા નદીના પાણી ચકચકતા માલુમ પડે છે એજ પશ્ચિમ દિશામા જાણે અગણી સમુદ્ર ઉતરી રહ્યો છે કે શું ? એવો દેખાવ માલમ-નજરે પડે છે દ્રષ્ટિ ટુકી કરતા હરીઆની હરીઆળી ભુમીમા જાણે કપાસ ધાણ્યો ન હોય તેમ આબાની કલમો હારબધ દેખાય છે વલસાડથી પારડી જવા માટે બાધેલી ગાડા જવાની સડક પગથી જેવી, દેખાય છે રેલ્વે સડક અને તે ઉપર આવી રહેલા હારબંધ ઝાડો જોતા પ્રભાકરનાં કોમળ કિરણોનો પ્રતાપ વધતો જતો. જોઇ સૃષ્ટિ સૌંદર્યનો અનહદ આનદ અનુભવતા અમે મદિરમા શ્રી ચડીકા દેવીના દર્શન કરી, પરમાત્માની કૃતિ અને કુદરતની બલીહારી જોતા, નૈસર્ગીય આનદ અનુભવતાં નીચે ઉતરી દસ વાગે હરીઆ થઇ પાછી આવ્યા બપોરે ભોજનથી મુકત થઈ, મે ડીસ્ટ્રીકટ એગ્રીકલચરલ ઓવરશીયર સાહેબ વલસાડ છોટુભાઇ ડાહ્યાભાઇ મીસ્ત્રી નુ રેટનુ કારખાનુ તથા સમુદ્રનુ અવલોકન કરાવવા લઇ ગયા, સ્ટેશનથી (વલસાડથી) ગાડામાં બેસી સમુદ્રને કિનારે તીથલ હવા ખાવાનુ સ્થળ છે, ત્યા આવી પહોંચ્યા રેતીના ઢગલામા દરિઆઈ જતુએ બનાવેલા ચિત્ર વિચિત્ર આકાર જોયા જે જોઇ ગમે તેવા જડ હૃદયને પણ જગતના નિયંતાનુ ભાન થયા વિના રહેતુ નથી તીથલની હવાનો આનદ લઇ વલસાડમા કુવામાથી પાણી કાઢવા માટે બનાવતા રેટનુ કારખાનુ જોવા ગયા જે મળથી કેટલીક માહીતી મેળવી, લોજમા વાળુ કરી વલસાડથી રાત્રે અગીઆર વાગે સુરત આવી પહોચ્યા.

(અપુર્ણ)

લેખક
વિદ્યાર્થી વિશ્વનાથ ગણેશભાઈજી પંડ્યા,
બીજુ વર્ષ, સરકારી ગુજરાતી ખેતીવાડી સ્કુલ,—સુરત

# ગુજરાત કો–ઓપરેટીવ કોટન સેલ મંડળીઓના ફેડરેશનની સને ૧૯૨૬ ની બીજી સભાનો હેવાલ.

—***********—

ગુજરાતની મરકી કો-ઓપરેટીવ કોટન સેલ મંડળીઓના પ્રતિનિધી મંડળની બીજી સભા તા૦ ૨૮–૨–૨૬ ને રોજ સાયણ મુકામે બપોરે અઢી વાગે રા૦ રા૦ ઠાકરલાલ જી અલમૌલા બી એ એલ એલ બી ના પ્રમુખપદે મળી હતી આ સભામાં કો–ઓપરેટીવ કોટન સેલ મંડળીઓના પ્રતીનિધિઓ, જીલ્લા કો–ઓપરેટીવ બેંકના ડીરેકટર અને રેગ્યોન સહકારી ખાતાના ઉતર વિભાગના આસીસ્ટંટ રજીસ્ટાર સાહેબ તથા એગ્રીકલચરલ ઓરગેનાઇઝર સાહેબ, સુરત જીલ્લાના ખેતીવાડી ખાતાના ઓવરસીયર ગુજરાત વિભાગના તેમજ સુરત જીલ્લાના કો–ઓપરેટીવ ઇન્સ્પેકટરના રાનવ મંત્રી, સહકારી ખાતાના ઓવપાડ ડીવીઝનના ઓડીટર સાહેબ. તથા ગોથાણ સોસાઇટી ઓલપાડ, પાલ અને કીમ ગૃપની કોટન સેલ મંડળીના સભાસદો હાજર હતા.

કામ ૧ શરૂઆતમા આ મંડળની ગઇ મીટીંગની નોંધ ઓનરરી સેક્રેટરી મી૦ વાઘ ટી દેસાઇએ વાંચી સંભળાવ્યો હતો અને તે સર્વાનુમતે પસાર કરવામા આવ્યો હતો

કામ ૨ ત્યાર પછી ગઇ મીટીંગમા નિમાયલી પેટા કમીટીએ મજકુર ફેડરેશનના પેટા નિયમોનો તઇયાર કરેલો ખરડો રજુ કરવામા આવ્યો હતો પણ એવું જણાવવામાં આવ્યુ હતુ કે આ પેટા કમીટી તા૦ ૧૯–૨–૨૬ એ સુરત મુકામે મળેલી તેમા ફકત બેજ સભાસદો ન૦ રા૦ પરસોતમદાસ કરસનજીરામ પટેલ અને, રા૦ રા૦ વાઘ૦ ટી૦ દેશાઇ હાજર હતા, બાકીના ચાર સભાસદો ગેરહાજર રહેવાથી ફરીથી આ પેટા કમીટી ઓલપાડમાં તેનો વિચાર કરવો અને ફેડરેશનની આવતી મીટીંગમાં તે ખરડો રજુ કરવો

કામ ૩ મે. એસીસ્ટંટ રજીસ્ટ્રાર સાહેબ તરફથી તેમનો કાગળ ન ઓ૦ જી/ સીન તા૦ ૧૦–૨–૨૬ના દરેક કોટન સેલ મંડળી જે જાતના કપાસના બી અને જેટલા જોઇએ તે બાબતનો વાંચી સંભળાવવામાં આવ્યો હતો અને તે પરથી કેટલીક ચર્ચા થયા બાદ મે. આસીસ્ટંટ રજીસ્ટારે એવુ જણાવેલું કે દરેક કોટન સેલ મંડળીને જે જાતનું અને જેટલુ કપાસનુ બી જોઇએ તે બાબતનો ઠરાવ તેમની વ્યવસ્થાપક કમીટીની મીટીંગમાં ઠરાવી તેની નકલ ઓનરરી સેક્રેટરીને મોકલી આપવી. જો મંડળીઓ તરફથી આવી પધ્ધતિ અખત્યાર કરવામાં આવશે તો ખેતીવાડી ખાતા તરફથી તે જાતના બી પુરા પાડવા માટે તજવીજ કરવામા આવશે આ વિગેની સૌના દરેક

મંડળીના હાજર રહેલા સભાસદોને આપવામાં આવી હતી આ પછી નીચે મુજબના ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો

ઠરાવ ૧ "આ સભા એવો ઠરાવ કરે છે કે" દરેક કોટન સેલ મંડળીને જે જાતનું અને જેટલું કપાસનું બી જોઈએ તે બાબતનો ઠરાવ તેમની વ્યવસ્થાપક કમીટીના મીટીંગમાં કરાવી તેની નકલ આ મંડળના ઓ સેક્રેટરી તથા કો–ઓપરેટીવ ખાતાના અગ્રીકલ્ચરલ ઓ ગેનાઇઝર સાહેબ મી૦ વાય ટી. દેશાઈને મોકલી આપવી કે જેથી કરીને મંડળીના સભાસદોને બી વખતસર ખેતીવાડી ખાતા તરફથી મેળવી આપવા ગોઠવણ થઇ શકે'

કામ–૪ મંડળ મંડળો મને ૧૯૨૫ની સાલનો હિસાબ ઓનરરી સેક્રેટરીએ રજુ કર્યો હતો અને તે સર્વાનુમતે પસાર થયો હતો આ હિસાબ નીચે મુજબ હતો —

| | |
|---|---|
| કોટન સેલ મંડળીઓ તરફથી ફાળે પડતી આવેલી રકમ | રૂ૦ ૩૬–૦–૦ |
| ફેડરેશનના કામ માટે છપામણી, વા નો ખર્ચ | રૂ૦ ૩૩–૧૪–૦ |
| બાકી સીલીક | રૂ૦ ૨–૨–૦ |

ઉપરાંત ચાલુ સાલમાં જે કાંઇ ખર્ચ થાય તે બધો કરી તે વસુલ કરવા ઓનરરી સેક્રેટરી મી૦ વાઇ ટી૦ દેસાઈને મતા આપવામાં આવી હતી

કામ–૫ મે આસીસ્ટંટ રજીસ્ટ્રાર સાહેબના કાગળ ન ઓ ... થી તા૦ ૨૦–૨–૨૬નો આવેલો અને તેમાં જણાવ્યા મુજબ દરેક કોટન સેલ મંડળીને સમજુત કરવામાં આવી હતી કે દરેક કોટન સેલ મંડળીએ તેના કામકાજ સબંધી છેલ્લા ત્રણ વર્ષમાં જે રીપોર્ટ છપાવેલા હોય અથવા તૈયાર કરેલા હોય તેની એક નકલ મે. આસીસ્ટંટ રજીસ્ટ્રાર સાહેબને મોકલી આપવી. જો આવા રીપોર્ટ તૈયાર ન થયા હોય તો તે તૈયાર કરી મોકલી આપવી

કામ–૬ કોટન સેલ મંડળીઓને સરકાર તરફથી આટ મળવામાં ઘણી ઢીલ થાય છે તેમ હવે પછી થાય નહી તે માટે નીચેનો ઠરાવ પસાર થયો હતો

ઠરાવ ૨, 'કોટન સેલ મંડળીઓને સરકાર પાસેથી આટ મેળવવા માટે જે આંકડાઓ જોઇએ તેનો નમુનો મે આસીસ્ટંટ રજીસ્ટ્રાર તથા એગ્રીકલ્ચરલ ઓરગેનાઇઝર સાહેબે તૈયાર કરી ફેડરેશનને મોકલી આપવો અને આ નમુના પ્રમાણે ફેડરેશને તેની નકલો છપાવી દરેક કોટન સેલ મંડળીને મોકલી આપવી કે જેથી મંડળીઓ તેમાં માગેલી હકીકત પુરી પડયા વિના વિલંબે આટ મેળવી શકે"

કામ–૭ કોટન સેલ મંડળીઓને ગત સાલની સરકારી આટ હજુ સુધી મળી નથી તે સબંધમાં મે આસીસ્ટંટ રજીસ્ટ્રાર સાહેબે જણાવ્યું હતું કે મ્હારે મે રજીસ્ટ્રાર સાહેબ સાથે આ બાબતમાં થોડા દીવસ ઉપર રૂબરૂમાં વાતચીત થઇ છે તેથી આટ તા૦ ૩૧–૩–૨૬ પહેલાં મળશે એમ હું માનું છું આ ઉપરાંત મજકુર મંડળીઓના માડેલના ફોર્મ નક્કી કરવા માટે ગયા વર્ષે જે કમીટી નીમવામાં આવી હતી તે કમીટીએ ફરી મોડેલ ફોર્મ નક્કી કરવા એવું ઠરાવમાં આવ્યું હતું.

કામ ૮ સુરત તથા ભરૂચ જીલ્લામા કોટન સેલ મંડળીઓને નાણા સબંધે જીલ્લા કો-ઓપરેટીવ બેંક તરફથી કેટલીક અગવડ પડે છે તે દુર કરવા તથા નવી કોટન સેલ મંડળીઓમાં ઉત્સાહ પેરવા માટે એ આસીસ્ટંટ રજીસ્ટ્રાર સાહેબને તે સઘળી મંડળીઓની મુલાકાત લેવા ભલામણ કરવામા આવી હતી

કામ ૯ આ પછી એક અગત્યનો સવાલ સભા સમક્ષ મુકવામા આવ્યો હતો આ સવાલ તાપી નદીની ઉત્તરે કામ કરતી કોટન સેલ મંડળીઓ તાપી નદીની ઉત્તરે રૂની પકી ગાસડી બાધવા માટે પ્રેસીગનો દર વધુ હોવાથી જે નુકસાન થાય છે તે પર વિચાર કરવાનો હતો તે વિષય પર ચર્ચા થયા બાદ નીચેનો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો

ઠરાવ ૩ 'ધી ગુજરાત કો-ઓપરેટીવ કોટન સેલ સોસાયટીઓના ફેડરેશનની આજરોજ સાયણ મુકામે મળેલી સભા એવો સર્વાનુમતે ઠરાવ કરે છે કે માગણ તથા તાપી નદીની ઉત્તરે આવેલ પ્રેસના માલેકો જે રૂ૦ ૭-૪-૦ થી રૂ૦ ૮-૦-૦ દરેક ગાસડી દીઠ પ્રેસીગ ચાર્જ લે છે તે સુરતના પ્રેસવાળા જે રૂ૦ ૨-૪-૦ થી રૂ૦ ૨-૧૦-૦ નો ભાવ ગાસડી દીઠ પ્રેસીગ ચાર્જ લે છે તેના કરતા ઘણો ગેરવ્યાજબી ઘણોજ વધારે છે અને તે કારણને લીધે તેમને પોતાના રૂનો ભાવ હમેશા ઓછો ઉપજે છે અને આ ચાલુ મોસમમા ભારે નુકસાની વેઠવી પડે છે એમ માનવાને તેઓને સબળ કારણો છે માટે આ ફેડરેશન મે ડીરેક્ટર ઓફ એગ્રીકલ્ચર સાહેબને આગ્રહ પુર્વક નમ્રતાથી વીનતી કરે છે કે તેઓ સાહેબે ઉપરના માગણ તથા તાપીની ઉત્તરના પ્રેસવાળાઓને પોતાના પ્રેસીગ ચાર્જ સુરતના પ્રેસ જેટલા ગણવાની ભલામણ માન્ય કરવા સમજાવવુ અને જો તે લોકો એવા નિર્ણય પર આવે નહી તો સાયણ અને તાપીની ઉત્તરે આવેલી બીજી કોટન સેલ મંડળીઓનો માલ ખરીદનારાઓને તેમનો માલ સુરત પ્રેસ કરવા મોકલવો હોય તો તેમને સુરત મોકલવા માટે લાઇસન્સ તાકીદે આપવા કે જેથી કરી વેચાણમાં મંડળીઓને ભાવમા ખાધ ખમવી પડે નહી"

ઠરાવ મુકનાર—રા રા દુલ્લભજી અમીચંદ

ટેકો આપનાર—રા રા ભગવતરામ રાજારામ જોશી

આ ઠરાવ મે આસીસ્ટંટ રજીસ્ટ્રારને મે ડીરેક્ટર ઓફ એગ્રીકલ્ચર સાહેબને તાકીદે મોકલી આપવા સભાએ વીનતી કરી હતી

કામ ૧૦ રા૦ રા૦ પરસોતમ મથુરભાઇ કોસમડી કોટન સેલ મંડળીના સેક્રેટરીએ જણાવ્યુ કે મંડળીઓને રૂના ભાવો હમેશા મળે તેવી ગોઠવણ કો-ઓપ યુનિયન મારફત ફેડરેશન તરફથી થવી જોઇએ, તેના જવાબમા મે મેકગ્રેગરી રા૦ રા૦ રાવતરાય દેસાઇએ જણાવ્યુ કે તેઓએ આ બાબતમા સુરતથી પ્રગટ થતા રોજના પત્ર 'દેશમ'ડુ'માં રૂના ભાવો મુંબઇના મારવાડી બજાર તથા સેવરી બજારના તેમજ સુરતના બજારના અને અમેરીકા તથા લીવરપુલના ફ્યુચર્સ ભાવ છાપવા માટે ગોઠવણ

કરી છે અને તે મુજબ હમેશાં છપાય છે માટે જો મંડળીઓ આ પેપરના ગ્રાહક થશે તો તેઓ રૂના ભાવ રોજ મહેતાબથી જાણી શકશે.

* કામ ૧૧ ગ૦ રા૦ પરસોતમદાસ પરભુરામ પટેલની સુચનાથી એવું ઠરાવવામાં આવ્યું હતું કે દરેક કોટન સેલ મંડળીએ કપાસની સીઝનમાં એટલે કે જાનેવારીથી જુન સુધી દરેક પખવાડીયે મે. આસીસ્ટંટ રજીસ્ટ્રાર સાહેબને નીચે જણાવેલા આંકડા મોકલી આપવા કે જેથી મંડળીની પ્રગતિ વિષે તેઓ સાહેબ જાણી શકે આથી મંડળીઓને લાભ થવા સંભવ છે

૧ મંડળીમાં આવેલો કપાસ કુલે ભાર મણ શેર
૨ રૂની કાચી ગાંસડીની સંખ્યા સીલીકમાં કેટલી છે.
૩ રૂની ખાંડી રૂ વેચ્યું કોને વેચ્યું અને શા ભાવે
૪ કેટલા રૂ૦ ની કીમતના કપાસ, રૂ વી ના મંડળીએ વીમો ઉતરાવ્યો છે
૫ સભાસદની સંખ્યા
૬ મેનેજીંગ કમીટીની મીટીંગમાં કાંઈ ખાસ ઠરાવો થયા હોય તેની નકલ
૭ મંડળીને જોઈતી મદદ અને સગવડ
૮ ગેર કોપીટલની ભંડોળની રકમ રૂ૦
૯ જો મંડળીએ કપાસ વચ્યો હોય તો કેટલા ભાર મણ શેર
કોને વચ્યો અને શા ભાવે તે
૧૦ કપાસના પીલાણનો દર રૂ૦
૧૧ ગાંસડી બેસાડવાનો દર રૂ૦
૧૨ કપાસ, રૂની પાકી ગાંસડાની મંડળીમાં સીલીક
૧૩ હવે પછી કેટલો કપાસ મંડળીમાં આવવા મંડળી આશા રાખે છે
૧૪ પરચુરણ
૧૫ ચેરમેન અને સેક્રેટરીની રીમાર્ક

આ સર્વાનુમતે મંજુર થયું હતું

કામ ૧૨ આવતી મીટીંગ ધી સીમક કોટન સેલ મંડળી તરફથી આવેલું આમંત્રણ ફેડરેશન સાભાર સ્વીકારી રાંદેર મુકામે ભરવા નકકી કરવામાં આવ્યું હતું.

ત્યાર પછી પ્રમુખશ્રીનો આભાર માની સભાનું કામ સમાપ્ત થયું હતું.

લી૦
દેસાઈ ભગવંતરાય ત્ર્યંબકલાલ
ઓનરરી સેક્રેટરી
ધી ગુજરાત કોટન સેલ સોસાયટીઝ પ્રતિનિધિ મંડળ
અને
એગ્રીકલ્ચરલ ઓરગેનાઇઝર સાહેબ
સહકારી મંડળીઓ ઉત્તર વિભાગ-સુરત

# નર્મદા નદિના ઉત્તર પ્રદેશમાં ભરૂચ વિભાગ માટે સુધારેલો કપાસ.

( દોલતરાય સુંદરજી શેઠ બી. એજી )

ઇ સ ૧૯૦૦ પહેલા ભરૂચ કપાસ આખી દુન્યામા પ્રખ્યાત હતો પછી ધીમે ધીમે ખેડુતોની અજ્ઞાનતા તથા વેપારી વર્ગની સ્વાર્થ બુધ્ધિએ આશે રૂનો ઉતારો આપે એવા ઘોઘારી કપાસે આ ભરૂચ કપાસની જગ્યા લેવા માડી ઘોઘારી કપાસ ટુકા અને કુમાશ વગરના તાર વાળો કપાસ છે ઘોઘારી કપાસની પ્રગતિ ઇ સ. ૧૯૧૦ સુધી દ્રષ્ટિ ગોચર થવા ન પામી પણ ત્યારપછી ભરૂચ કપાસ વાપરનારાઓને લાગ્યુ કે ભરૂચ કપાસનો તાર અને તેની કુમાશ હમણા આવના કપાસમા માલુમ પડતી નથી આ વિચારે ભરૂચ કપાસની કીમત ઉતારી નાખી અને છેવટે ઈ સ ૧૯૧૯માં આ કપાસની ખાનદેશ કપાસ કરતા થોડીકજ વધારે કીમત અકાઇ અને તેની માગણી એકદમ ઉતરી ગઈ ટુકમા કહીએ તો માગણી રહીજ નહિ

આ પરિસ્થિતિ દયાજનક હતી ખેડુત અને વેપારી વર્ગની આશા હતી-ન હતી થઇ ખાસ કરીને ખેડુત વર્ગને ખુબ સહન કરવુ પડ્યુ. ભરૂચ કપાસની નામના ઓછી થઈ એટલુજ નહિ પણ જે સ્થળે હિન્દુસ્તાનનો સહુથી સરસમા સરસ કપાસ ઉગાડવામા આવે છે, તેવા નવસારી વિભાગમા પણ ઘોઘારી કપાસ થોડો થોડો દાખલ થવા માડ્યો અને એવુ લાગ્યુ કે આ કપાસ ત્યાપણ થોડા વર્ષમા દાખલ થઇ જશે અને પરિણામે સહુથી સરસ કપાસ નાબુદ થશે

આવા કટોકટીના વખતે ખેતીવાડી ખાતાએ વખતસર ચેતી નવસારી કપાસના ( કોઇ પણ બીજી જાતના કપાસની ભેળવણી સિવાયના ) ચોખ્ખા કપાસીઆ આપવાનુ શરૂ કર્યુ જો આ પ્રસસનીય પગલુ ખેતીવાડી ખાતાએ અગમ ચેતીથી ન લીધુ હોત તો જરૂર આ કપાસની સ્થિ[illegible] પણ ભરૂચ કપાસ જેવી થાત, એટલે કે એમા પણ ઘોઘારી ભેળવાત અને આ કપાસની સહુથી સરસના સરસની નામના હતી ન હતી થાત.

ખેડુતો શા માટે લલચાય ? આ સવાલનો જવાબ ઘોઘારી સહેલો છે ભરૂચ કપાસમા ૩૩ ટકા કરતા પણ ઓછુ રૂ આવે ત્યારે ઘોઘારીમાં લગભગ

૩૯ ટકા રૂ ઉતરે છે આ તફાવત થોડો ન કહેવાય અને એથીજ ઉપરની પરિસ્થિતિ ઉભી થઈ છે જો કે કપાસ ખરીદનારાઓમાથી થોડાજ વધારે ભાવ ખેડુતોને આપતા અને ઘણો ખરો લાભ પોતે લઈ લેતા

આવી સ્થિતિમા કંઈક ઉપાયો તો યોજવાજ જોઈએ કારણ કે સારો કપાસ ઉગાડી શકાય એવી સારી જમીન, ફક્ત ઉપાયોની યોજનાના અભાવે, તેને યોગ્ય પાક ન આપે તો તેનાથી વધારે શોચનીય શુ હોઈ શકે? ખેતીવાડી ખાતાએ ૩૯ ટકા ઉતાર આવે અને ભરૂચ કપાસનો તાર રહે તથા ખાસ કરીને દેશીના જેટલોજ પાકે એવી જાતનો કપાસ તઈયાર કરવાની યોજના ઘડી ખેતીવાડી ખાતા પાસે એક જાત ઘોઘારીની છે જેનો રૂનો ઉતારો ૪૬ થી ૫૦ ટકા જેટલો છે અને બીજો એક જાતનો સારા તારવાળો કપાસ છે જેનો ઉતારો ફક્ત ૩૫ થી ૩૭ ટકા જેટલો છે આ બે જાતના કપાસમા એકનુ પુકેસર બીજાના સ્ત્રીકેસર પર ચઢાવી બન્નેના ગુણ આવે એટલે રૂનો ઉતારો ૪૦ ટકા આવે અને તાર સારો રહે એવી યોજના સને ૧૯૧૮મા ડૉકટર માનની સુચના થી ઘડી કાઢી

છેવટે ઉપર જણાવેલ પધ્ધતિએ, જણાવેલ બે જાતના કપાસમાથી ઈ સ ૧૯૨૪મા ૧ ૧ જાતનો કપાસ તૈયાર કરવા ખેતીવાડી ખાતુ ફતેહમંદ થયુ અને ભરૂચ ફાર્મ પર જુદા જુદા વર્ષોમા જે જે પરિણામો આવ્યા તે દેશી કપાસની સરખામણી સાથે નીચેના ટેબલમા આપ્યા છે —

| વર્ષ | કપાસની જાત | ઉપજ પોંડ | રૂના ઉતારાના ટકા | કયા નબરનુ સુતર વણી શકયા તેની મુબઈની લેબોરેટરીના પરિણામ |
|---|---|---|---|---|
| ૧૯૨૪–૨૫ | ૧ ૧ | ૬ ૧૮ | ૪૦ ૩ | ૩૬ |
| | દેશી | — | ૩૮ ૮ | ૨૨ |
| ૧૯૨૫–૨૬ | ૧ ૧ | ૬ ૫ | ૩૯ | ૩૦ |
| | દેશી | ૩૮૯ | ૩૫ ૩ | ૧૪ |

ઇસ્ટ ઇન્ડીઆ કોટન એસોસીએશને આ મોસમમા ૧ ૧ જાતના કપાસની કીમત ખડીએ રૂા ૪૭૫ આકી હતી ત્યારે ભરૂચી રૂની રૂા ૩૭૫ આકી હતી

બરોડા રાજ્યના ખેતીવાડી ખાતાની દેખરેખ નીચે ૧૯૨૫–૨૬ની સાલમાં ગીલાગામ નજીક સગરના પટેલ બેચર ચ્છુછોડજીએ ૭૬ એકર ઉપર ૧ ૧ ઉગાડયો હતો અને એક વીઘે ( એટલે ⅔ એકર ) ૪૦થી ૫૦ પોંડ કપાસ દેશી કરતા વધારે પાકયો અને એક ખાડી રૂ (૭૮૪ પોંડ) ભાવે ૨૧૯૩

પૌંડ કપાસ જોયો ત્યારે દેશી કપાસ એક ખાડી રૂ માટે ૨૨૯૫ પૌંડ જોયો આ ઉપરથી આ કપાસ ૮૪૦ ટકા રૂ આપે છે ત્યારે દેશી ૩૮૫ ટકા રૂ આપે છે આવી સરસ ઉપજથી આ કપાસ તે ગામમા બહુ પ્રખ્યાત થયો છે અને આવતે વર્ષે બધુ બી ઓરવાના છે.

આ જાતનુ બી આ મોસમમા ભરૂચ ફાર્મમાં ૨૪ એકર પર ઓર્યું છે અને તે આવતી સાલ મોટા પાયા પર ખેડુતોને વહેચવામા આવશે

---

## ખેડુતના આત્માનું રક્ષણ યા ખેડુતના ઢોરોનું રક્ષણ.

—**********—

મુંબાઈ ઇલકાના માજી ખેતીવાડી ખાતાના ઉપરી કીટીંગ સાહેબે ઢોરોની સ્થિતિ વિષે એક લઘુ પુસ્તક લખેલુ છે, એ વાચ્યા બાદ પણ આપણા ઇલાકાના સારી સ્થીતીના બળદો કે ગાયો કે ભેસો વીગેરે છે એ માલમ પડતું નથી થોડા વ તા પ્રમાણમા દુકાળ, હાલના સમયમા સાધારણ છે, અને તેને અગે કેટલાએ જાનવરો મરી ગયાં છે. આ સ્થિતિ છે છતા કતલખાનાઓમા માસ અને ચામડાને માટે હજારો સારા જાનવરો દર વર્ષે કતલ થઈ રહેલા છે અને એના નાના બચ્ચાઓને તો નાનપણમાજ દુધ પીતા શહેરોમા કરે છે એ અજાણી વાત નથી. જો કે આ સ્થિતિ ઘણા વખતથી ચાલી આવે છે, પણ હમણા કેટલાક જનો મોડા પણ સારા પ્રમાણમા ઢોરનુ સંરક્ષણ કરવા બહાર નીકળી પડયા છે આમા મુખ્ય "શ્રી ઘાટકુપર સાર્વજનીક જીવદયા ખાતુ" છે કેટલાકોનું એમ માનવું છે કે આ ખાતુ અમુક વ્યકિતઓએ ઘાટકુપરમા ચોખ્ખુ સસ્તુ દુધ મળે માટે ઉપસ્થિત કરેલુ છે, આ હકીકત માનતા પણ આ સસ્થા સારૂં કામ કરી રહી છે. એ જાણી પ્રજા, જનોના તેમજ ખાસ ખેડુતોના મનને શુ હર્ષ નહી થાય!

૧૫૦૦૦૦ જાનવરો દર વર્ષે કાપવામા આવે અને તે જાનવરોનુ ખાતર દુધ, હાડકા, ચામડા લોહી વિ વિ ચીજો ખેતીના ઉપયોગમા ના આવે એટલુજ નહી પણ આમાના જીવો કેટલાએ નવા જીવો પેદા કરે તે થતા અટકે એ શુ ખેડુતો માટે શોચનીય નથી આ અટકાવવા સસ્થાઓની જરૂર છે

-અને સસ્થાઓમા કામ શરૂ કરતાં કેટલાંક દોષોમાં ન પડે એ ઇચ્છવા યોગ્ય છે

શહેરોમાં ઓછુ દુધ આપનાર જાનવર પાલવે નહી તો તે મુદલ કીમતે શ્રીમતને આપવા માટે જો સસ્થાઓ નિયમ રાખે તો તેનો ઉપયોગ જોમ એ તેના પ્રમાણમા ઘણોજ ઓછો થવા સંભવ છે, કેમકે સગવડ ધરાવનારા લોકો તો હમેશા જાનવરો પોતાને ત્યા પાળેજ છે આ લોકો કમાઇ ખાને જતા જાનવરો રાખે તો તેમને રાખવા ખર્ચ વધારે થાય અને દુધ વિ ઓછુ મળવાથી એ લોકોને જાનવરો વધારે રાખવા પડે કે જેને માટે સગવડ હોય કે ન પણ હોય યા શકિત બહાર પણ હોય શ્રીમતોને ત્યા ઢોર સિવાય બીજા પણ જીવો હોય છે એટલે વધારે જીવોનો આમ શહેરમા જમાવ કરવો એ પણ એક ઇચ્છવા યોગ્ય નથી

પરોપકાર વૃતિવાળા માણસો એ જાનવરોને આશ્રય આપે પણ એવા લોકો જ્યારે સ્વાથ બુધ્વિનો ત્યાગ કરે તોજ

જ્યારે દુધાળા જાનવરોને માટે શહેરમા આ સ્થિતિ છે તો તેના બચ્ચાઓ માટે તો ઉલટુ વધારે મુશ્કેલીઓજ થાય એ કુદરતી માની શકાય તેવુ જ છે આવા કારણે ને લઇને ગાયો યા ભેંસો અને તેમના બચ્ચાઓને નજીવી કીંમતે પણ ખરીદી શહેરીઓ સ્વઉપયોગ કરી શકે એમ લાગતુ નથી -

ગાય માતાના ઉપકારો અથાગ છે - માતાનું દુધ એના બાળક માટે જ છે તેમજ ગાયનુ કે ભેસનુ દુધ વાછેડુ કે પાડુ જ ભોગવી શકે, પણ મનુષ્યની સ્વાર્થ બુધ્ધિથી એમ ન થતા તેમા ભાગ કાયમનો મનુષ્યના પોષણ માટે રખાય છે આ સ્વાર્થ સર્વે લોકો રાખે છે પણ તેની જોડે બચ્ચાઓના ઉપર અવશ્ય દયા રહેમ તથા એને ઉછેરવાની કાળજી રાખે છે, ત્યારે કેટલાક તે રાખતા નથી અને પોતાની તદન સ્વાર્થ બુધ્ધિથી દોરાઇ નાના જાનવરોને નિર્દયતામા મુકી દે છે વળી માસાહારી સ્હેજ ઉપયોગમા ન આવે એવા જાનવરો તેમને કેવી રીતે કીમત ઉપજે, એ સ્વાર્થને લઇને એનો નાશ કરવાને તત્પર થાય છે ઉપરના ત્રણ પ્રકારના સ્વાથ સર્વેમા છે, પણ તે સ્વાર્થના પ્રમાણમા ઘણોજ ફેર છે હાલના વખતમા પોતાના જાતિ ભાઈઓને પણ એજ પ્રમાણે નીભાવે છે તો ઢોર માટે તો શો ઉલ્લેખ કરવો ?

ગોપી લોકો શહેરોમા નાના જીવોને મારી નાખે છે તે જીવોને શરૂઆતમા બચાવત પાજરાપોળ વિ૦ સસ્થાઓ એમને ઉછેરવા પ્રયત્ન કરશે પણ એ કેટલેક અંશે કરી શકે એમ છે દરેક ફંડમાથી થતુ કામ તેના ભડોળ

ઉપર આધાર રાખે છે. દર વર્ષે તેનુ કામ પઇસા એકઠા થયા હોય છે તેજ પ્રમાણે થાય છે ઉત્સાહ કમી થતાં એ સસ્થા પડે છે કા તો તેનો દુરઉપયોગ થાય છે

આના દાખલાઓ ઘણા જોવામા આવે છે તો મ્હોટી સસ્થાઓ આવા મહત્વના કામ મટે કેમ કાયમ ટકાવી રાખવી અને એને માટે શુ યોજના કરવી એ એક પ્રધાન બાબત છે આ યોજના ઉપરજ ઉપકારનો બદલો ઉપકાર કે અપકારનો થશે

મુબાઇ શહેરમા રોજનુ શુમારે છ હજાર મણ દુધ વપરાય છે પણ જો મનુષ્યને ઢોર રાખવાની સગવડ હોય તો અવશ્ય વસ્તીના પ્રમાણમા રોજનું બાર હજાર મણ ઉપર દુધની ખપત રહે જે તબેલાઓ શુમારે ૭૦ મુબાઇમાં છે તે અમુક જગ્યાઓ એજ છે;એટલે ગદકી અમુક ભાગમાજ થાય છે, પણ જો પ્રત્યેક મણસ સગવડ પ્રમાણે પોતાને ત્યા જાનવર રાખી શકે એવી સ્થિતી હોય તો દરેક જગ્યાએ એવા ઢોરોને લઇને ગદકી થવાનો સભવ મનુષ્ય જીવનના સુખ મટે મુબાઇમા કેવીરીતે બીજા જીવો દુર રહે એવી યોજના ઓ એક પછી એક ઘડાયા જાય છે, તેની વિરૂધ્ધ કરતા આ યોજના થાય એમ છે ગમે ત્યા દુઝણા જાનવરો રાખવામા આવે તો મુબઇની સ્થિતી કફોડી થાય એ કુદરતી છે

વાંદરામા થતી કતલની વાત ગામડાના લોકોથી અજાણ્યુ છે એમ નથી પણ સ્વાર્થ આગળ એ લોકોને બીજો ઉપાય નથીજ

મુબાઇમા દુઝણા જાનવરો આવે છે તેથી કેવી સ્થિતિ ગામડાઓમા થાય છે તે જોઇએ

જેટલા જાનવરો મુબઇ આવે છે તેટલાનુ ઉપજતુ, ખાતર હમેશ માટે કાયમનું જાય છે તેમજ તેના મૃત દેહનો પણ ભાગ જમીનને (જેમ ખોળ પણ ખોઇએ છીએ તેમ) મળતો નથી જો બળદ કે ગાય એક એકરને સાધારણ રીતે એક વર્ષે ખાતર પુરૂ પાડે છે તો તે પ્રમાણે કેટલા હજારો એકરનું ખાતર મળતું આ જાનવરોના જવાથી તેમજ કતલખાનામાં કતલ થવાથી ખોવાય છે? શિવાય ઉત્તમ અને સારા જાનવરો જવાથી તે જગ્યાએ બીજી ઉતરતા જાનવરોની કીમત પણ વધારે થાય છે, અને તેથી ગામડામા પણ દુધની તાણ રહે છે, આથી કેટલાકો કીમત વધારે પડવાથી રાખવાની ઇચ્છા છતા જાનવરો રાખી શકતા નથી જો બીન ઉપયોગી જાનવરો પાછાં ગામડાઓમાં જાય તો તેઓની ભવિષ્યની ઉત્પત્તિ ખેતીના કામમાં બળદ અને દુધના કામમા ગાય અને ભેસ આવે તેમજ સારી ઓલાદ મુબાઇ આવી શકે ને મરણ બાદ

પણ જમીનને જે મળવાનો હીસ્સો તે પણ બરોબર મળે મુંબઇમાં કે આજુ બાજુએ ખાતર હાડકા વિ. નો ઉપયોગ થાય એમ નથી. જમીનમાં આમ ખાતરનો ક્રમ ઓછો થતો જાય છે અને ખાતર પણ મોંઘુ મળે છે આ ઉપરથી જણાશે કે જો જાનવરો પાછા ઉપયોગમા લેવામા આવે એવી યોજના થાય તો અતિ ઉપયોગી છે

જે જાનવરો મુબઇ જેવા શહેરમા ઓછુ દુધ આપે અને એની ખોરાકી માથે પડે એમ થાય તે જાનવરોને અમુક શહેરની મોઘવારીની અસર ન લાગે એવા ભાગમા ગણવાની યોજના ઘડાય તો તેજ જાનવરો બીજી વખત પાછા શહેરોમા જઇ દુધ પુરૂ પાડી શકે એ શક વગરની વાત છે આમ કરવાથી એક ઉતમ હમેશનુ પરોપકારી કામ થાય અને તેની જોડે જે ગામડામાને શહેરમા જે દુધ વિ ની હાડમારી ભોગવવી પડે છે એ પણ ઘણે અશે દુર થાય. એમ છે

શુ મડળીઓ જાનવરો કસાઈખાને જતા અટકાવી ખરીદી સસ્તુ પડે એવી જગ્યાએ મોકલી એની વેતરનો સારો વધ કરી શકે એમ નથી? આ જો કરવાનો પ્રયત્ન થાય અને ફતેહમદ થવાય તો જરૂર કસાઇ ખાને જતા જાનવરોનો આકડો ઓછો થાયજ ધધામા જે લોકો જુના પુરાણા માલ પેઠે ગાય માતા જેવા જીવોને નાખી દે છે એ એક સ્વાર્થ અને કમાવાની હાડમારી ને લઇનેજ છે અને એનાથી "ઘરના છોકરા ઘટી ચાટે ઉપાધ્યાને આટો" કોઇદજ કરે આ ઉદેશ પુરો કરવા શહેરથી બહુજ દુર જમીનની જરૂર રહેજે જણાય છે

કતલ કરનાર પણ પોતાના સ્વાર્થ અગેજ કામ કરે છે જેમ આપણો સ્વાર્થ છે અને ખેતીની ઉન્નતિ પણ તેમા છે તેથી આ દુષ્ટ કામ અટકાવવા માગીએ છીએ, તેમજ કમાઇ લોકો કે મામાલ્હારી પોતાના લાભાર્થે એ કામ કરવા માગે છે આ ઉપરથી જણાશે કે પોતાનો મત બતલાવી બેસી રહેવા કરતા પોતાના પાયા ઉપર ઉભા રહી શકાય એને માટેજ ભગીરથ પ્રયત્ન કરવાની જરૂર છે

દુધ માટે સસ્તુ ને સારા પ્રમાણમા પુરૂ પાડવા ઘણાઓ વિચાર કરે છે પણ તેનો મુળ પાયો કયા છે તે થોડાકજ જુએ છે

મોઘવારી, દેશની હાવની સ્થિતી, ખેડૂતોની નબળી સ્થીતી, નાણા ભીડ, મિરનારની કનડગત અને શહેરી જીવનના લોકોને લઈને એકદર એનીનો ધધો અનાડનો આવો છે શહેરના લોકો પાળી શકે નહી પણ તેજ જો ગામડામા

હોય તો એક પણ ઢોર અવશ્ય રાખેજ. પાળનાર લોકો સારી જાત કે ઓલાદ ઉપર ધ્યાન આપે અને સારા ઢોરો હયાતીમા હોય તે સારી સ્થીતીમા રહી શકે અને એ જાતમા વધારો આપો આપ થઇ શકે

દેશી રાજાઓ અને એમના જેવા બીજા લોકો આ બાબતમા ધારે તે કરી શકે એટલે સરકાર પોતે જાતે પણ કાળજી ગણે અને ધ્યાન આપે તો ઘણુ કરી શકે એમ છે

દયાનો મુખ્ય હેતુ મનમા રાખી વેપાર જેવો ધધો કરવો હોય તો આવા જાનવરોનો થઈ શકે એમ છે આને લઇને ખેગતના પૈસાની આગળ પર જરૂર પડે એમ નથી રહેતુ. ખેડુત પોતે સારી સ્થીતીના ન હોવાથી કઇ પણ ઢોર રક્ષામા ભાગ લઇ શકે એમ નથી એ દેખીતુ' છે

બચ્ચાઓને મારી નાખવામા આવે છે તે ઉછેરવા માટે એક સસ્થા કામ ઉપાડી લે અને સારા અનુભવીની હેઠળ જેમ માબાપ વગરના મનુષ્ય જીવોને ઉછેરે છે તેમ પ્રવાસ કરે તો એક ઉત્તમ પરગજુ પણાનુ ધર્માદાનું કામ છે. આ કામમા ખાસ પ્રજાજનને દયા કેળવાવવી એ અતિ ઉપયોગી છે.

રેલ્વેના ખર્ચનો વિચાર કરવા જેવો ખરો અને આવા દયા ખાતાના કામો માટે જેમ રેલ્વે વેપારીઓને ઘણી વખત રાહત આપે છે, એમ આવા ખાતાઓના મડળીને પણ રાહત આપવી જોઇએ.

પાજરાપોળ જેવી જગ્યાઓમા કચરો ને મદકી તથા ખાતરની યોગ્ય વ્યવસ્થા થતી જોવામા આવતી નથી એ ઉપર યોગ્ય ધ્યાન અપાય અને ખાતરની ઉપજ મેળવાય તો કેટલીક ખર્ચમા ઘટાડો થાય.

શિવાયે ચેપી રોગોથી ચેતતા રહેવાની જ્યા ઢોરોનો સમુદાય એકઠો કરવો હોય તે અવશ્ય ધ્યાન બહાર રહેવુ' ન જોઇએ ઘણી ગૌશાળાઓમા આમાનુ કાઈ જોવામા આવતુજ નથી.

હાલતી ચાલતી પ્રથાથી માણસો બહુજ આર્થીક નુકશાન દેશને કરે છે કેમકે જેમ ઢોર વધારે તેમ ખેતી ઉત્તમ ને ખેતી ઉતમ કે ઘાસ સસ્તુ ને માણસો માટે અનાજ સસ્તુ ઢોરોની અછતને લઇનેજ ખેતી ભાગી ગઇ છે.

ટુકમા આ બાબત માટે દરેક જણે ધ્યાન રાખવાનુ છે કે કોઈ પ્રાણી કે જીવ કે પશુને પીડા આપવી નહીં' પરલોક મેળવવા માટે ઉધઇ જેમ માટીના ઘર બનાવે છે તેમ થોડે થોડે શક્તિ અનુસાર પરોપકાર એકઠો કરવો એને આધારે ધર્મ અને જીવદયાના કામો અને તેને આધારે ખેતીની ઉચ્ચ સ્થિતિ જરૂર આવશેજ.

શ્રી હર્ષ

# સહકારી મંડળીઓ.

## ખેડુતો અને બગીચા વાળા સભ્યોને જાણવા જોગ ખબર

લેખક —શ્રી યશવતરાય ત્રબકલાલ દેશાઇ બી. એજી; આઇ ડી ચી. ડી.

બાગાયત ખેતી તરફ હજુ આપણા ખેડુતોનુ લક્ષ ખેચાતુ નથી અને તે તરફ કઇ પ્રયત્નો થયા નથી. કોઈ જગ્યાએ વાડી બગીચા જોવામા આવે છે પણ તેની સાથે કયા ઝાડ સારા અને તદુરસ્ત ગણાય, કયા ઝાડ પસદ કરવા, ફળ ઝાડો કેવી રીતે ઉછેરવા, કયુ ખાતર કયા ઝાડને માફક આવે, તથા વાડી બગીચા કેવી રીતે ખીલવવા, વગેરે સબધી જ્ઞાનમા જેટલા પ્રમાણમા વધારો થવો જોઈએ તે થયો નથી, એમ માલમ પડે છે હાલમા ઠેકાણે ઠેકાણે લોકો ફળ ઝાડોની કલમ તઇયાર કરે છે અને વેચે છે પરતુ આગા લેનાર અને વેચનાર બને પક્ષ શાસ્ત્રીય જ્ઞાન રહીત હોવાથી જેવુ ધતીગ ચલાવે તેવુ ચાલે છે. જો તે બે પક્ષમાથી એક પણ કળાકુશળ હોય તો બીજાને તેવુ થવુજ પડે પણ દીલગીર છુ કે તેમ જોવામા આવતુ નથી મે ઘણી વાડીઓ જોઇ છે અને તેમા રોપેલા ઝાડો જોયા છે તથા બાળ વૃક્ષ ગૃહો (Nursery) પણ જોયા છે અને તો બને પક્ષનુ અજ્ઞાનજ માલુમ પડયુ છે ઘણા કલમ વેચનાર એમ માને છે કે લેનાર આપણને ફરી કયા મળવાનો છે ? અને પાચ વરસે ફળ આવશે ત્યારે જાણશે કે કઈ જાત છે, ઘણા ખરીદનાર માત્ર કલમ નામ અને જાતથીજ સતોષ માને છે પાછળથી ગમે તેવું ફળ તેમા ઉપર આવે .

આવી પરિસ્થીતી જોતાં એમ લાગ્યુ કે જો આપણા ગુજરાતમા એક ફાર્મ અને નર્સરી કે જ્યા સઘળી જાતના ફળ ઝાડોની તેમજ શોભાના ઝાડો ની કલમો તઈયાર થાય અને જન સમુહને પુરી પાડવામા આવે તો હાલની ખેડુત ભાઈઓની સ્થિતિમા ખેતીવાડી ખાતાના તેમજ સહકારી મડળીના અમલદારોની સલાહ લેતા એમ ખાત્રી થઇ છે કે એવી સસ્થાથી બાગબગીચા વાળાઓને અનહદ લાભ થનાર છે ત્યારબાદ એક ફાર્મ તથા નર્સરી દમણ રોડ સ્ટેશનેથી અડધો માઈલ દુર ચવા મુકામે મી૦ એ૦ એમ૦ પટેલ બી૦ એજી૦ મુબાઇ ઇલાકાની ખેતીવાડી કોલેજમા ત્રણ વર્ષ સુધી તાલીમ લઈ ગ્રે જ્યુએટ થયેલા છે અને એમણે સરકારી તેમજ ખાનગી નોકરી ખેતીવાડીના

વળી બ્રહ્મચારીઓને એક દીવસનું સાદું ભોજન આપવાનો ખર્ચ રૂ ૪૦) તથા મહીનામા બેવાર મિષ્ટાન્ન આપવામા આવે છે તેનો ખર્ચ મીષ્ટાન્ન પ્રમાણે રૂ (૭૫) આવે છે, જે કોઇ સખી ગૃહસ્થ અથવા સ્ત્રી આપે તો તેનો ઉપકાર થશે આપ આ અપીલનો અંત કરણથી સ્વીકાર કરી ઉદાર મદદ નીચલે સ્થળે મોકલી આપશો અથવા કારગ ભરી મોકલશો તો મંગાવી લેવામા આવશે

પત્ર વ્યવહાર

ડો કલ્યાણદાસ જે દેસાઇ
મ ી આર્ય વિદ્યા સભા, ભુલેશ્વર–કબુતરખાનુ,
મુંબઇ

---

# પુનામાં ખેતીવાડી–પ્રદર્શન *

—*********—

દરેક પ્રવૃતિ કે કાર્યમા એક વખત એવો આવે છે કે જ્યારે તે પ્રવૃત્તિને અજવાળામા લાવવા માટેજ જાહેરાત કરવાની જરૂર પડે છે કે જેથી જનતાના મોટા ભાગની દ્રષ્ટિ તેના તરફ વળે, તેની ખરેખરી આવશ્યકતા સમજાય અને તે સવની દરેક શાખાઓ તરફ લેકનુ ધ્યાન ખેચાય આપણા ઇલાકાની ખેતીની સુધારણુ અને ગ્રામ્ય જીવનની પુર્નઘટનાની પ્રવૃત્તિ માટે મારા ધારવા પ્રમાણે એવી જાહેરાત કરવાનો વખત આવી પહોચ્યો છે.

આ બાબત સારૂ કો–ઓપરેટીવ ઇન્સ્ટીટયુટ અને એવી બીજી સંસ્થાઓની હયાતીને લઇને લોકનુ ધ્યાન ખેચાયુ છે, ખેતીની સુધારણા અને વિકાસ માટે મંડળો સ્થપાયા છે તો પણ હુ ધારૂ છુ કે આ બાબત જોઇએ તેટલી લોકના ધયાન પર આવી નથી આવી વસ્તુસ્થીતિ માટે ઘણા કારણો આપી શકાય "હિંદમા ગામડાઓની પુનઃ રચના અને ઉન્નતિ માટેના સઘળા પ્રયત્નો વૃથા હોઇ નિષ્ફળ જવાના" એવુ કહેનારા મને ઘણા માણસો મળ્યા છે આવી વ્યકિતઓને મન તો કાંઇ પણ સુધારણા માટે યત્ન કરવો એ રેતી પીલીને તેલ કાઢવા જેવુ છે બીજા કેટલાક એવા છે કે જેઓ આમ છેક છેલ્લે પાટલે નથી બેસતા પરંતુ એમ માને છે કે કોઈ પણ જાતની સુધારણા થવાને હજી બહુવાર છે, જયા સુધી લોકમા આજના કરતાં વધારે કેળવણી ફેલાશે નહી ત્યાસુધી ખરેખરી પ્રગતી થવાની નથી કે ગામડાના ઉદ્ધાર થવાનો.

---

* ડો૦ હેરોલ્ડ એચ માનનો અંગ્રેજી લેખનો અનુવાદ

નથી તેઓ કહે છે કે " કેળવણી ફેલાશે એટલે આપોઆપજ ગ્રામ્ય સુધારણા થશે " આ બેમાંથી એકકે મત સાથે હુ મળતો થતો નથી અને છેલ્લા ૧૮ વર્ષના મારા મુબઈ ઈલાકાના અને ખાસ કરીને મહારાષ્ટ્રના ગામડાના પરિચય ને લઇને બંધાએલી માન્યતા અત્રે બાર મુકીને રજુ કરૂ છુ

મારી માન્યતા પ્રમાણે હિંદના ખેડુત ઉપર જે રૂઢી રક્ષક અને પ્રગતિ વિરોધક હોવાનો આક્ષેપ મુકાય છે તે અસ્થાને છે અને એથી ઉલટુ હુ એમ કહેવામા તૈયાર છુ કે અહીંનો ખેડુત જો ખરો ખાત્રી થાય તેનો સુધારો જુએ તથા તત્કાળ તેને અમલમા મુકવાને અચકાતો નથી, ભલે તેવો ફેરફાર જુદી પદ્ધતિમા કરવાનો હોય અને તેમા ખરેખરો ફાયદો જણાય તો તેવો ફેરફાર સ્વીકારવાને તઈયાર હોય છે અને આ ઉપરાત પોતાની ખેતીનુ ભવિષ્ય કેમ ઉજળુ થાય તેની પણ ઝખના ખેડુતને રહ્યા કરે છે આ સાથે એ ધ્યાનમા રાખવાનુ છે કે ખેડુતને જમીન સાથે કામ લેવાનુ છે શહેરમા જીવનની સાધારણ રીતે સરખામણીના તેનુ જીવન બહુ ધીમુ છે, વર્ષનો ફક્ત એકજ વખત પમાની આવક થાય છે અને ક વખતની એકજ ભુલને લઇને ખોટ જાય તે શહેરના વેપારી કે બીજા વર્ગની સરખામણીમા વધારે લાબા વખત માટે અને વધારે મોટા પ્રમાણમા તેને ભોગવવી પડે છે આવા કારણોને લઇને તેણે શહેરના લોક કરતા વધારે રૂઢી રક્ષક થવુજ જોઇએ. આવી વસ્તુ સ્થિતિમા આવી નાણાની મજુરી અને જમીન સબધી મુશ્કેલીઓ છતાએ હિંદનો ખેડુત આગળ ધપે છે એજ આશ્ચર્ય પમાડે એવી બાબત છે!

આપણા ઇલાકામા ઘણા સ્થળોએ ખેતી સબધી અખતરા કરીને માહીતી એકઠી કરવામા આવી છે જેથી જણાય છે કે ઈલાકાના કોઈપણ વિભાગની જમીનની પેદાશ વીસ ટકા અને તેથી વધારે જોઇએ તેટલી વધારી શકાય તેમ છે કેટલીક જગ્યાએ ઉચી જાતના અથવા વધારે ઉત્પન્ન-ઉતારો ઉતરે એવા તુલો કરવાથી પેદાશ વધારી શકાય છે ખાસ કરીને કપાસ, ઘઉ અને દારના તુલો માટે આવુ બી તઇયાર કરવામા આવ્યુ છે કોઇક જગાએ નવા તુલો દાખલ કરવાથી પણ તે ભાગની ઉપજ વધારી શકાય છે દાખલા તરીકે — મગફળીનુ વાવેતર જે જે ભાગોમા દાખલ થયુ છે, ત્યા તેનુ પરીણામ બહુ લાભદાયક આવ્યુ છે વળી બીજી જગાએ ખેડ કરવાની રીતમાજ ફેરફાર કરવાથી પણ પેદાશમા વધારો કરી શકાય છે ઉદાહરણ —(૧) મહારાષ્ટ્રના પુર્વ ભાગમા પ્રચાર પામેલી ખરીફ ધાન્ય માટે ખેડ કરવાની Dry Farming ની રીત —(૨) દક્ષિણ ગુજરાતમા પાળીઆ

ઉપર પાક લેવાની પદ્ધતિ સાધારણ રીતે જે જગ્યાએ ખાતર વપરાતાં ન હોય વા અમુક ખાતર વાપરવાથી પણ ઉત્પન્નમા વધારો કરી શકાય છે. ઉદાહરણ–ખાનદેશમા કપાસ માટે થતો ખોળ તથા એમોનીઅમ સલ્ફેટનો જથ્થાબધ ઉપયોગ અત્રે જણાવેલા બધા દ્રષ્ટાંતોમા ખાતરના ઉપયોગ સિવાયના બીજી રીતોને અમલમા મુકવા માટે નાણાની ખાસ વધુ જરૂર પડતી નથી

વળી કેટલીક વખત વ્યવસ્થામા ફેરફાર કરવાથી ખેડુતોની મુશ્કેલીઓ ટળી જાય એમ હોય છે ઉદાહરણ—સહકારના સિદ્ધાંતો ઉપરની સહકારી મડળીઓ સ્થાપી ખેડુતોની જરૂરીઆત પુરી પાડી શકાય છે વળી ગામડાની વ્યવસ્થામાં એક મોટી ખામી એ રહેલી છે કે જેના પરીણામે જમીનના અગણીત ટુકડા પડી જાય છે આથી કરીને જમીનમાંથી ધારીએ તેટલુ પેદા થઇ શકતુ નથી, અને ગ્રામ્ય જીવનમા રસ પડતો નથી ત્રીજી બાબત એ છે કે ખેડુત વર્ગને અને ખાસ કરીને જ્યા ખેડુતો પાસે પાણીના સાધનો હોતા નથી ત્યા તેમને વરસમા થોડાક મહીના સખત મજુરી કરવી પડે છે જ્યારે બાકીનો વખત ખેતીનું કામ નહી હોવાને લીધે તેમાં વખત ગુમાવવો પડે છે આ આપણી ગ્રામ્ય વ્યવસ્થાની ખામી છે અને તે દુર કરવા માટે ખેડુતોની પાસે આપણે ઘરગથ્થુ ઉદ્યોગ મુકવા જોઇએ

મને કેટલાક ગામડામા ફરવાથી જણાયું છે કે ખેડુત વર્ગની આર્થીક અને સામાજીક સ્થિતિ રોગના ઉપદ્રવ અને તેથી ભોગવવી પડતી બીમારીને લીધે કફોડી થાય છ નહેજ વિચાર કરતા જણાશે કે આ રોગના ઉપદ્રવના કારણો દુર કરી રોગ અટકાવી શકાય એમ છે. જો આરોગ્યના સિદ્ધાંતોની સાદી સમજ રાખીને તે માટે ઘટતી સાવચેતી રાખવામા આવે તો મેલેરીઆથી કેટલાએ માણસોને તાવ આવતો અટકવી શકાય, વાળાથી પીડાતા માણસો વ્યાધિમુક્ત થઇ તદુરસ્ત મજુરો થઇ રહે, કેટલીએ માતાઓ અને બાળકોને મૃત્યુના મુખમા જતા અટકાવાય અને અસખ્ય લોકોને રોગમાંથી મુક્ત રાખી શકાય ખરેખર! હરકોઇ દ્રષ્ટિબિંદુથી જોતા ગ્રામ્ય પુનર્ઘટનાની અતિશય આવશ્યકતા જણાઇ આવે છે અને તેટલા માટે ઘટતા ઉપાયો યોજવા, પ્રદર્શીત કરવા અને એવા ઉપાયોનો પ્રચાર કરવો એજ પ્રશ્ન આપણી સમક્ષ છે આજ સુધીના ખેતીવાડી ખાતાના અનુભવ ઉપરથી આવા ઉપાયોની ઉપયોગીતા સીદ્ધ થઇછે તે ઉપાયો કયા કયા છે તે દર્શાવવુ એ પુના ખેતીવાડી પ્રદર્શનનો મુખ્ય હેતુ છે અને જો આ તકનો યોગ્ય ઉપયોગ કરવામા આવે તો

ગ્રામ્ય જીવનની આર્થિક સ્થિતિ સુધરે એટલું નહિ પરંતુ તેથી કરીને ત્યાંની નૈતિક ઉન્નતિ પણ સાથે સાથેજ થાય

સદરહુ પ્રદર્શન આવતા નવેમ્બર માસમા પુનામાં ભરવામાં આવશે આ પ્રદર્શન અગાઉ કદી નહિ થયુ હોય એવા મોટા પાયા પર કરવામા આવશે અને તેમાં ખેતીવાડી ની સુધારણામાં શુ શુ થઈ શકે તથા ગ્રામ્ય પુનર્ઘટના માટે શુ કરી શકાય એમ છે એ બધુ બતાવવામા આવશે આ પ્રદર્શન ફકત નામનુજ પ્રદર્શન થાય એવો મારો આશય નથી પરંતુ મારા ધારવા પ્રમાણે આ તકનો લાભ લઈને પ્રદર્શન દ્વારા ખેતીના કામમા કેવીરીતે સુધારાનું કામ થઇ શકે તે બતાવી શકીએ તો ખેતીની સુધારણા માટે ઇલાકાના ખેતીવાડી ખતા તરફથી જે હીલચાલ ચાલે છે તેને યોગ્ય અને જબરો ટેકો મળે.

હવે આ પ્રદર્શનમા શું શુ બતાવવામા આવશે તેના થોડાંક દ્રષ્ટાન્ત આપુ છુ —

(૧) કેટલાક મહીના અગાઉ હુ એક ગામ ગયો હતો, ત્યા ચાર પાચ વરસની એક જાતીની અને સારી ઓલાદનો સાંઢ રાખવામા આવેલો છે જેને લઇને ગામના ઉછરતા ઢોર બદલાઇને એટલા સારા થયા હતાં કે તેમને જોઇને મારા તેમજ ગામલોકના આશ્ચર્યનો પાર રહયો નહિ. આ વાત પ્રદર્શન મા બતાવી શકાય અને તેથી કરીને ખેડુતોમા ઢોરની ઓલાદ સારી બનાવવા માટે અચ્છા સાંઢની માગણી વધે

(૨) પ્રદર્શનમા ઉતમ ડેરીમા થતુ બધુ કામ પ્રત્યક્ષ બતાવવામા આવશે. આ વિભાગમા દુધની વધારે ઉત્પન્ન માટે ઢોરમા કેમ સુધારણા કરવી તે તથા દુધમાથી બનતી દરેક ચીજની ઉતમ બનાવટ કરી બતાવામા આવશે લોકોને તો ખબરજ નથી કે આ દેશની (પરદેશી જાતના લોહી મીશ્રણની) ગાયોમાથી ૪૦૦૦ રતલ વધારે રતલ દુધ દરવરસે આપતી ગાય પેદા કરી શકાય છે અને વળી સાધારણ દુધ દેતી આપણે ગામડાના ધણીને થોડા વખત મા નિયમસર *બ્રીડીંગ કરવાથી પણ દર વરસે ૪૦૦૦ દુધ દેતું કરી શકાય છે તદુઉપરાંત એક વાત એ છે કે અહીની સ્થાનિક જાતોમાથીજ એવી ગાયો ગણી શકે છે કે જે ૮૦૦૦ રતલ દુધ દરવરસે આપે આ દ્રષ્ટાન્તમા જણાવ્યા પ્રમાણે આપણે આ બધુ લોકની નજર આગળ આણીને તેમની જાણપર લાવી શુ એટલુજ નહિ પણ આવી ગાયો ત્યા સાંઢ, વિ૦ બધુ કાની પાસેથી, કઇ જગ્યાએથી મળે છે તે પણ વગર મહેનતે જણાવી શકીશુ

* Breeding

(૩) ખેતી કરવાની પધ્ધતીની ઘણી રીતો ફતેહમંદ નીવડી છે પરતુ તે રીતો પ્રમાણે થતી ખેતી જોવાની ઇચ્છા રાખનારે ઘણે દુર જવુ પડે એમ છે દાખલા તરીકે, પાળીઆ ઉપર થતી ખેતી જોવાને સુરત, ખરીફ-ધાન્યો માટેની ખાસ ખેતી માટે માન્જરી અથવા શોલાપુર અને મીટન્ઝુવરથી અથવા છેલ્લામા છેલ્લી ઢબની ઓજારની થતી ખેતી જોવાને માટે એવી જગાએ જવુ જોઇએ કે જ્યાં એવાં યત્રો અને ઓજારો ગોઠવાયેલા આવ્યા હોય, પરતુ આ બધુ એકજ સ્થળે અને એકજ વખતે તેને વિષયોમા નિષ્ણાત હોય તેમની દેખરેખ હેઠળ પ્રદર્શનમા દેખાડવાની અમારી અભિલાષા છે

(૪) પ્રદર્શનના બીજા એક ભાગમા હાલમા વપરાતા ઉપયોગી રસાયણીક ખાતરો આપીને ઉછેરેલા તુલો બતાવવામા આવશે જેથી કરીને પ્રેક્ષકોને જોતાની સાથેજ ખાતરના ગુણની તથા તેની કીમત વીગેરેની બાબત ધ્યાનમા આવે

(૫) પાણી એ પશ્ચિમ હિંદના લગભગ દરેક ભાગમા ખેતીને માટે મોટામા મોટુ સાધન છે એ વાત ધ્યાનમા લઇને પાણી ખેચવાની જુની અને નવી રીતો જેવી કે કોસ, રેટ અને ઇન્જીન પપ વિ૦ વડે પાણી ખેંચવાની રીતો તેને યત્રોમા થએલા છેલ્લામા છેલ્લા ફેરફાર તેના ઉપયોગ માટેની લાક્ષણો સાથે બતાવવામા આવશે.

(૬) જમીનના ગર્ભમાથી પાણીનો પ્રવાહ ખેળી કાઢવાનુ તથા પાતાળ પાણી ખોદી કાઢવાની રીતોનો યથાવિત ખ્યાલ આપનારા બધા યત્રનુ કામ બતાવવામા આવશે અને તેજ વખતે તે યત્રોના ઉપયોગ માટે ત્યા ઓર્ડર લઇને નામ નોધવામા આવશે તથા તેને લગતી સલાહ પણ આપવામા આવશે

(૭) રૂ, ફળ અને એવી બીજી વસ્તુઓના વેચાણ માટે તે તે વસ્તુઓને જુદા જુદા વર્ગમા ગાળી કાઢવાની પદ્ધતિ દર્શાવતો એક વિભાગ કાઢવામા આવે એવી મારી ઉમેદ છે કારણ કે કપાસની જુદા જુદા ગુણ પ્રમાણે વહેંચી નાખવાની પધ્ધતિ ઉપરજ ગદગ અને હુબલીની કપાસ વેચાણની મડળીની આબાદી રહેલી છે આનીજ રીતે ખાસ કરીને બીજા કેટલાક તત્વોમા પણ આવી વ ણી અને લાગણી ગઈ શકે એમ હોય છે તેથી આ અને વેચાણની બીજી બાબતો પ્રદર્શનમા સારી રીતે બતાવવામા આવશે

(૮) ગ્રામ્ય પુનર્ઘટનાની બાબતમા એક એવો વિભાગ રાખવામા આવશે કે જેમા ગામડાના ખેડુતને સહાયકારી થાય એવા ઉદ્યોગ કે જેનો લાભ ખેડુત અને તેનુ કુટુબ પોતાના ફુરસદના વખતમા

સહેલાઇથી લઇ શકે તે બધા 'ઉદ્યોગ બતાવવામા આવશે આ વિભાગમા મરઘાંના ઉછેરને ખાસ સ્થાન આપવામાં આવશે સારી ઓલાદના કુકડાથી ઇંડાના તેમજ મરઘાના કદ તથા ઘાટમા થતો સધારો બતાવવામા આવશે આથી કરીને ઇલાકામા મરઘાનો ઉછેર વધારે મોટા પ્રમાણમા કરવામા આવે તથા સારી ઓલાદના કુકડા માટે કાળજી રાખવામા પ્રદર્શનનો આ વિભાગ હેતુભુત થાય એમ સભવીત છે આ સિવાય બીજા ગ્રામ્ય ઉ'દ્યોગોને સ્થાન મળશે જેથી કરીને પ્રેક્ષકને જણાય કે ગામડાની આર્થિક સ્થિતિને કેવા પ્રકારે નો પલટો આપી શકવો શકય છે

(૯) આપણા વારસાના કાયદાને લીધે પડતા જમીનના અગણિત ટુકડાઓથી થતુ નુકસાન તથા સહકારી ખડથી થતા લાભ પ્રદર્શનમા બતાવવા'નુ શી રીતે ગોઠવવુ' એ હજી નકકી નથી પરતુ તે બાબત વિચાર ચાલે છે, અને'જો આને માટે રસ્તો શોધી કાઢવામા આવે તો આ બદી અને તેમાથી છુટવાનો ઉપાય લોકોની સમક્ષ યથાસ્થિત મુકી શકાશે

પ્રદર્શનના વિભાગો પરત્વે આટલા દ્રષ્ટાન્તો આપીને હવે પ્રદર્શનનો બીજીરીતે શો ઉપયોગ કરી શકાય તે જોઇએ.

ખેડુતોને ખરેખરી કેળવણી આપવામા તેનો ઉપયોગ થાય, ગામડાને આરોગ્ય વનના અને વધારે સુદર બનાવવાની રીતો દર્શાવી શકાય, અને સહકારી તેમજ બીજા મડળોદ્વારા ખેતીની સુધારણાની રીતોના જ્ઞાનનો પ્રચાર ગામડામા કેમ થાય છે,અને પ્રચાર કેમ વધારે કરી શકાય તે પણ દર્શાવી શકાય આ સઘળુ પ્રદર્શન દ્વારા થઇ શકે પરતુ તેને માટે અને સ્થળ સકા ચને લઇ । વધારે કહેવાનુ પ્રાપ્ત થતુ નથી

પ્રદર્શનના કાર્યકર્તાઓનુ લક્ષ હાલમા શુ થઇ રહ્યુ છે તે નહિ પર'તુ શુ શુ કરી શકાય તેમ છે તે બતાવવાનુ હોવુ જોઇએ બીજા શબ્દોમા કહીએ તો મારો આશય ઇલાકાની ખેતીવાડીની પ્રગતિની શરૂઆત કરવાનો છે. જેથી કરીને એ કેન્દ્રમાથી ગ્રામ સુધારણા અને પુનર્ઘટનાના ઉજ્વલ ભવિષ્ય માટે નવા વાતાવરણ અને વિચારો તેમજ નવિન તર ભાવનાઓ ઉદભવે પાની ઇલાકા ના ખુણે ખુણે પ્રસરે

મહાદેવ પ્રસાદ હરિપ્રસાદ દેસાઇ

# મુંબઇ ઇલાકા ખેતીવાડી પ્રદર્શન

## સામાન્ય માહિતી

ખુલ્લું મુકવાની તારીખ—૨૦ મી ઓકટોબર ૧૯૨૬, આ પ્રદર્શન ૧૨ દિવસ સુધી ખુલ્લુ રહેશે.

પ્રદર્શન ભરવનુ સ્થળ—પુના ખેતીવાડી કોલેજની જમીનપર ભરવામાં આવશે, આ પ્રદર્શનની જુદી જુદી શાખાઓને જુદા જુદા વિભાગમાં નીચે પ્રમાણે વહેંચી નાખવામાં આવશે

પાક વિભાગ—અહિ જુદા જુદા જમીનના ટુકડામાં, મુખ્ય પાકમાં કયા કયા સુધારા કરવામા આવ્યા છે, તે દેખાડવામા આવશે

જંતુ શાસ્ત્ર વિભાગ—આમા પાકને નુકશાન કરનારા જતુઓ, છોડનેલાગુ પડતા રોગ, જંગલી પશુઓ અળશીઆ, નીંદી નાખવા જેવા છોડ વિગેરેને નાશ કરનારી વ્યવહારિક રીતો બતાવવામા આવશે.

માટી અને ખાતર વિભાગ—આ વિભાગમાં જુદી જુદી જમીનમાં કયાં કયા ખાતર આપવાં તેની ભલામણ કરવામાં આવેલી રીતો દેખાડવામા આવશે.

જમીન ખીલવણી વિભાગ—આ વિભાગમાં વરસાદને ખાસ કરીને બંધીવાર ક્યારડામાં ભેગો કરીને તેનો સાગમાં સારો લાભ કયી રીતે લઇ શકાય તેના જુદી જુદી રીતો દેખાડવામાં આવશે

પશુ વિભાગ—આ વિભાગમાં નીચેના ત્રણ ભાગ દેખાડવામાં આવશે
(૧) ઇલાકાના ખેતીવાડી ખાતાએ જાનવર સુધારવામા જે જે સફળતા મેળવી છે તે
(૨) આથી પણ વિશેષ કામ કરવાનો અવકાશછે તે અને (૩) જાહેર પ્રજાનાં માંગ ઢોરનુ પ્રદર્શન

ડેરી વિભાગ—ગામડામાં દુધને ગખવાની સુધારેલી રીતો અને તેને બજારમાં વેચવા માટે સારી સ્થિતીમા કેવી રીતે ગખવુ તે દેખાડવામાં આવશે

ઢોરની દવાનો વિભાગ—ઢોરોના ધાની દરદોની દેખરેખ અને તેની દવા અને બીજી ઉપયોગી ક્રિયાઓ દરરોજ દેખાડવામાં આવશે

ખેતીના ઓજાર અને યંત્ર વિભાગ—ખેતીવાડીને લગતાં ઓજારો બનાવનારની નાની નાની દુકાનો ખોલવામાં આવશે તે ઉપરાંત કામ કરતા યંત્રો દૃષ્ટિગોચર થશે
આ વ મા આવશે

પાણી વિભાગ—ખેતીવાડીના ઇજનેર સાહેબ કુવામા મુકવાના "બોરીંગ" ના યંત્રો પાણી ખેંચવાના પમ્પો અને પાણીને ઉપર લાવવાની જુદી જુદી રીતો દેખાડશે તે ઉપરાત ઇરીગેશન ખાતાના ખાસ અધિકારી સાહેબ ખેતરમાંથી વધારેનુ પાણી કાઢી નાખવાની રીતો બતાવશે પાણી જમીનમાં કયી જગાએ છે તે દેખાડનાર યંત્રપણ બતાવવામા આવશે

બાગાયત વિભાગ—આ વિભાગમા (૧) ફળઝાડોને ઉછેરવાની ઉત્તમો ઉત્તમ રીતો (૨) ફળ અને ફળમાંથી બનતા પદાર્થોના ઉપયોગને વધારવાનો અવકાશ એટલે કે મેં તૈયાર કરી અને શીશીઓ બરણી વીગેરે દેખાડવામા આવશે

ફુલ પ્રદર્શન વિભાગ— હર વર્ષે પુનામા ભરવામા આવતુ પ્રખ્યાત ફુલ પ્રદર્શન આ વિભાગમાં ભરવામા આવશે

ખેતીવાડીની વ્યવસ્થાને વર્ગ । વિભાગ - મુંબઈ તાલુકામા થઇ શકે એવી ખેતીવાડીના સુધારાની રીતો દેખાડીને સમજાવવામા આવશે ખેતીવાડીની જુદી જુદી સસ્થાઓના કામ—જેવાં કે ખેતીવાડી પ્રાંતિક બોર્ડ અને સેન્ટ્રલ કાટન કમીટીને ખાસ અગત્ય પડતી ઉપયોગીતા આપવામાં આવશે ખાસ કરીને આપણા ઇલાકાને થતો રોગ ફાગ્યો જોઇ શકાય એટલા માટે ખેતીવાડીને લગતા કાયદાઓ જેવાકે જતુને લગતો કાયદો (કોટન ટ્રાન્સપોર્ટ એક્ટ) કપાસભાવ લઇ જવાનો કાયદાઓનો આ વિભાગમાં સમાવેશ કરવામા આવશે

સહાયકારી વિભાગ - આ વિભાગમાં સહાયકારી ખાતુ (કો ઓપરેટીવ ડીપાર્ટમેંટ ખેતીવાડીને લગતુ સહાયકારી કામ દેખાડશે

ગ્રામ્ય આરોગ્ય વિભાગ—ગામડાના માણસોની આરોગ્યતે લગતા ઘણા મસાલોને વ્યવહારુ રીતે આ વિભાગમા દેખાડવામા આવશે

ગ્રામ્ય કેળવણી વિભાગ—આમા નવી જાતની પ્રાથમીક કેળવણી જે ૪૦ કરતા વધારે ગામડાઓની શાળાઓમા દાખલ કરવામા આવી છે તે દેખાડવામા આવશે ગામડાના લોકો જે જાતનુ જીવન ગાળે છે તેને અનુકુળ થવાનો અને સામાન્ય રીતે હાલની કેળવણી ગામ છોડી જવાની ઇચ્છા ઉત્પન્ન કરે છે તે નાબુદ કરવાનો આ કેળવણીનો ઉદેશ છે

ખેતી ઉપરાંતના ધધાઓનો વીભાગ—કાતવુ, વણવુ મરઘા ઉછેરવા વગેરે ધંધા નવરાશના વખતમા ખેડુતો કેવી રીતે કરી શકે છે તે બતાવવાનો યત્ન કરવામાં આવશે

જોવા આવનારાઓ માટે—આ પ્રદર્શન જોવા આવનારા ખાસ કરીને જીલ્લાઓમાથી સુધારા ઓ ગોઠવવામા આવેલા ગૃહસ્થો માટે હરએક પ્રકારની સગવડ કરવા એક ખાસ કમીટી નીમવામા આવી છે ઓછા ભાડા માટે ખાસ રેલ્વે કંપનીને લખવામા આવ્યુ છે પ્રદર્શનની જગ્યાની ઉપર ખાવાપીવાની સગવડ કરવામાં આવશે, ગમત ગમત માટે ગોઠવણ કરવામા આવશે ભજનોની વ્યવસ્થા તેમજ આવનારાઓને માટે તબુ વગેરેની વ્યવસ્થા પણ થશે

એવી ગણત્રી કરવામા આવે છે કે જીલ્લાઓમાંથી ૧૨૦૦૦ પસદ કરેલા ગૃહસ્થો ને બોલાવવામા આવે ને ઉપરાંત ઘણા મહાલના પોતપોતાની વ્યવસ્થા કરી લેશે

'પ્રદર્શનનો મુખ્ય હેતુ—ખેડૂતોને જ્ઞાન મળે, સુગ્નારૂપ થઇ પડે અને તેમાંથી કઇ કામ કરવાની હોશ થાય તે ખાસ ઉદેશ છે, એવી આશા રાખવામા આવે છે કે દરેક માણસ આ પ્રદર્શનમાથી કઇને કાઇ નવીન ઉપયોગી પ્રોત્સાહક વિચાર મેળવશે અને પોતાના ગામમા આને અમલમા મુકવા યત્ન કરશે.'

# ૧૯૨૫–૨૬ સાલનો કોટન સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબના કામનો ટુંક હેવાલ.

—*********—

( ૧ ) વરસાદની શરૂઆત હમેશ કરતા લગભગ ત્રણ અઠવાડીઆં જલદી એટલે તા. ૨૭ મે ૧૯૨૫ને રોજ ખેડુતો પોતાનાં ખેતરો સાફ કરી રહે તે આગમચ થઇ આમ છતા વચ્ચે ઉઘાડ આપવાથી ઓરવાની તક સારી મળી અને જુનના પહેલા અઠવાડીઆમા કપાસ ઓરવાનુ કામ શરૂ થઇ ગયુ અને એ માસની આખર સુધીમા કપાસના છોડ સારી પેઠે જામી ગયા હતા જલ્દી વરસાદ આવવાથી ખેતીને અગેનુ પરચુરણ કામ ખાતર નાખવુ વિગેરેમા ઘણીજ અડચણ પડી હતી. જુલાઈ અને ઓગસ્ટના વરસાદથી જામી ગયેલા છોડવા સારી પેઠે નીકળી આવ્યા કેપકે આ મહિનાઓમા વરસાદ અવાર નવાર થોડો થોડો પડયા કરતો હતો તેથી કપાસના તુલને જરૂરી નિંદવા તથા કરપવાનુ કામ સારી રીતે થઇ શકયુ સપ્ટેમ્બર અને અકટોબર માસમા વરસાદની ખરેખરી તાણ પડી

કુલ ભમરા આવી ગયા પછી પ્રથમ વીણીની શરૂઆતમા જાન્યુઆરી માસમા એક સખત આપદ્ પડયુ જેથી કપાસના કાલા તથા ડાલીઓ ભીજાવાથી તેના રંગવાળુ પાણી ફુટેલા કપાસને લાગ્યુ. જમીન પર પવનથી કપાસ પડગો અગર કાલામા લગ્નડી પીળા ડાઘ વાળો થઇ ગયો કેટલાક ખેડુતોએ હવા તથા ભીનાશના વજનનો લાભ લેવા સુકાવા ન દેતા વણ્યો તે માલ ઘણો ખરાબ થયો અને જીનોવાળાએ એ ત્રણ મણ સુધીના ભારે કડદા કર્યા આથી વહેપારીઓને માલ પરખાવવામા ઘણી મુશ્કેલી નડી અને માલની જાત બગડી કુલ વરસાદ ધ્યાનમા લેતા કપાસના પાકને આ મોસમ સામાન્ય ઠીક અનુકુળ આવી અને પાક લગભગ ૧૦ આના જેટલો થયો

(૨) ખેતીવાડી ખાતાની દેખરેખ નીચે અકરા ગૃપમા ૩૦૪૨ એકર ૮૦ ગુંઠા, નવસારી ગૃપમા ૧૯૫૦ એકર ૧૨ ગુંઠા અને બારડોલી ગૃપમા ૬૬૨૪ એકર ૨૨ ગુંઠા મળી એકદર ૧૧૬૧૭ એકર ૨૪ ગુંઠામાં ફારમના ૧૦૨૭ નબરનુ બીનું ઓરાણ કરાવવામા આવ્યુ હતુ અને બીની વહેચણી, ઓરણી, બીજી જાતના છોડ શોધી કઢાવી નાખવાનુ, કપાસ જીનમા મંગાવી પીલાવી રૂ વેચવુ વિગેરે વ્યવસ્થા તે તે ગૃપના એમીસ્ટટની દેખરેખ નીચે થઇ હતી તેઓએ ઉભા તુલની સ્થિતિની વારવાર ખેતરોમા ફરીને નોંધ લીધી હતી

(૩) સુરત કોટન કમીટીની એક સભા તા ૨૦–૧૨–૨૫ને રોજ સુરત સીટી પ્રેસમા બોલાવવામાં આવી હતી અને તેમા પીલાણના દર અને ગૃપના ખેડુતોને ધીરવાના નાણાનો વ્યાજ નો દર નક્કી કરવામા આવ્યા હતા ગૃપના લોકોએ પોતાની સવડતા મુજબ નીચેના જીનો પસદ કર્યા હતાં અને તેમા નીચે મુજબ કપાસ પીલાવ્યો હતો

| નામ | જગ્યા | કેટલા ભાર કપાસ |
|---|---|---|
| (૧) ટાટા જીન | નવસારી | ૨૧૩ |
| (૨) સીસોદરા જીન | સીસોદરા. | ૧૪૫ |
| (૩) શેઠ બમનશાહનુ જીન સુરત<br>(૪) નારણદાસ રાજારામનુ જીન સણીઆ | | ૯૧૪ |
| (૫) મેસર્સ પટેલ બ્રધર્સ જીન બારડોલી | | ૧૮૩૬ |
| | | ૩૧૦૮ ભાર |

આ કપાસમાથી ૧૨૧૬ ખાડી રૂ નીકળ્યુ તે સુરત રૂના બજારમા વેચવામા આવ્યુ હતુ દર ખાડીએ રૂા ૧૫નો વધારો મળ્યો હતો મુબઇની મીલો તથા દેશાવરથી રૂ માટે માગ નહિ હોવાથી આ સાલ દર વરસ કરતા પ્રીમીઅમ (વધારો) આટલો ઓછો મળ્યો અને લગભગ બધો માલ અમદાવાદ મીલો વાળાઓએ ખરીદ્યો આ ઉપરાત સાદકપોર સોસાયટી જેમણે ૧૦૨૭ એ એમ. એફ જાતનુ બી ઓરેલુ હતુ તેમનુ ૧૦૮ ખાડી રૂ આ ખાતા મારફત વેચાયુ હતુ

# સ્ટેટમેન્ટ નાં. ૧.

| ગામનુ નામ | ટુંક ામ પીલાગો મણ શેર | ૨ નીકળ્યુ મણ શેર | બી નં કળ્યુ મણ શેર | એક ખાડી ૩ માટે કેટલો કપાસ જોઈએ મણ શેર | એકુનોને ૮૨ ભારે ભાવ મળ્યો રૂ૦ આ૦ | રીમાર્ક |
|---|---|---|---|---|---|---|
| નીઅર | ૬૬૪૭—૨૦ | ૨૨૮૭—૭॥ | ૪૩૬૦—૧૨॥ | ૬૧—૦ | ૧૮૪—૪ | |
| પથરીશુ | ૩૨૭૬—૧૦ | ૧૧૩૨—૩॥ | ૨૧૪૪—૬॥ | ૬૦—૩ | ૧૮૭—૮ | |
| વાંસાંર | ૮૯૩૯—૧૫ | ૨૯૮૫—૩૮ | ૫૯૫૩—૧૭ | ૬૨—૩૪॥ | ૧૭૬—૮ | આગ્રોસી ગ્રૂપ |
| વનાડ | ૩૭૨૭ ૨૮ | ૧૨૫૭—૪૧ | ૨૪૬૯—૩૭ | ૬૨—૧૦॥ | ૧૬૬—૪ | |
| ગદિર | ૨૭૩૦—૫ | ૯૧૦—૧૮ | ૧૮૧૯—૨૭ | ૬૩—૦ | ૧૭૮—૦ | |
| આહ્વા-મેજવાડ | ૧૮૭૪૦—૨૨ | ૬૩૮૩—૧૬॥ | ૧૨૩૫૭—૨॥ | ૬૧—૨॥ | ૧૮૧—૪ | |
| અાંવા ગ્રૂપ | ૧૫૨૦૧—૩૪ | ૫૩૪૯—૧૬ | ૯૮૫૭—૧૮ | ૫૯—૨૭ | ૧૮૧—૧૨ | |
| મોગ્રી અ અાસના ગ્રૂપ | ૪૮૬૬—૩૧ | ૧૬૬૭—૩૪ | ૩૧૫૮—૪૬ | ૬૨—૨૦ | ૧૭૮—૧૨ | સુરત ગ્રૂપ |
| મણુઆ | ૧૮૬૨—૩૯ | ૬૪૮—૦ | ૧૨૧૪—૩૯ | ૬૦—૧ | ૧૮૩—૦ | |
| વીજલપોર | ૨૬૪૨—૬ | ૯૧—૬ | ૧૭૩૨—૦ | ૬૦—૩૮ | ૧૮૪—૧૪ | |
| એથાણ | ૧૫૮૭—૧ | ૫૫૬—૧ | ૧૦૩૪—૦ | ૬૦—૧૧ | ૧૮૭—૪ | નવસારી ગ્રૂપ |
| વીજ્યારી-કુમીલપોર | ૮૮૨—૧૨ | ૨૮૭ ૨૭ | ૫૯૪—૨૫ | ૬૪—૧૬ | ૧૭૮—૭ | |
| રાંનોદરા | ૩૫૯૫—૨ | ૧૧૬૬—૮ | ૨૩૨૮—૩૪ | ૬૨—૩૭ | ૧૮૨—૧૦ | |

આ સાથે જે સ્ટેટમેન્ટ નં. ૧ આપવામા આવ્યુ છે તે પરથી કેટલા ભાર કપાસ પીલાયો, એક ખાડી રૂ માટે ઉતારો કેટલો આવ્યો, દરેક ગામના ખેડુતોને દર ભારે કેટલા રૂપીઆનો ભાવ મળ્યો, વિગેરે હકીકત માલુમ પડશે અને જણાશે કે ગૃપના ખેડુતોને બીજા ખેડુતો કરતા ઘણો સારો ભાવ ઉપજયો હતો. હરકાલ કરતા આ સાલ ઉતારો પણ ઘણો સારો આવ્યો હતો

૬૧ મણ કપાસમાથી લગભગ એક ખાડી રૂ નીકળ્યુ હતુ.

(૪) ખેતીવાડીખાતા તરફથી ૧૫૮૮ ગાલ્લી એટલે ૧૯,૦૫,૬૦૦ શેર બી ખરીદાઇ નર્મદાની દક્ષીણના બ્રીટીશ પ્રદેશમા તેમજ નાંદોદ અને વડોદરા સ્ટેટના લાગતા ભાગોમા વહેચવામા આવ્યુ હતુ તે નીચે પ્રમાણે:—

| | ગાલ્લી | | ગાલ્લી |
|---|---|---|---|
| (૧) રાજપીપલા સ્ટેટ | ૬૫૪ | (૫) માગરોલ | ૩૩ |
| (૨) વ્યારા | ૨૨ | (૬) સોસડ કોટન સેલ સોસાયટી | ૨૫ |
| (૩) મરોલી | ૧૮ | (૭) સાયણ-ઓલપાડ | ૪૫ |
| (૪) કીમ | ૪૪ | (૮) હોસોટ કોટન સેલ સોસાયટી | ૩૩ |
| | | (૯) સરભોણ કોટન સેલ સોસાયટી | ૩ |
| | | કુલ | ૮૭૭ ગાલ્લી |

આ પ્રદેશ ઉપરાંત છોટાઉદેપુર સ્ટેટ, હુબલી (ધારવાડ) કોટન સેલ સોસાયટી, ડીસ્ટ્રીકટ એગ્રીકલચરલ ઓવરસીયર અમદાવાદ તથા પચમહાલ, મહાલકારી-હાલોલ, વિગેરેની માગણી થવાથી તેમને બારડોલી, સુરત, નવસારી વિગેરે જગ્યાએથી ૧૦૨૭નુ બી નીચે મુજબ આપવામા આવ્યુ હતુ

| | ગાલ્લી મણ સેર |
|---|---|
| (૧) એડમીનીસ્ટ્રેટર-છોટાઉદેપુર | ૪૪૦—૭-૨૦ |
| (૨) હુબલી કોટન સેલ સોસાયટી | ૯-૧૧-૧૦ |
| (૩) ડીસ્ટ્રીકટ એગ્રીકલચરલ ઓવરસીયર-અમદાવાદ | ૩-૧૫—૦ |
| (૪) ” ” ” પચમહાલ | ૦-૧૯—૦ |
| (૫) મહાલકરી-હાલોલ | ૦-૨૪—૦ |
| | ૪૫૪-૧૬ ૩૦ |

ગૃપના તથા બીજા ગામોના લોકોને માટે નીચે મુજબ સ્થળોએ ડેપો ખોલવામા આવી હતી અને ૨૫૫ ગાલ્લી બી ડેપોમાં રાખવામા આવ્યુ હતુ

(૧) ચીખલી ડેપો (૩) સુરત ફાર્મ (૫) શેઠ ખમનશાહ જીન સુરત
(૨) સીસોદરા જીન (૪) નવસારી ટાટા જીન (૬) પટેલ બ્રધર્સ જીન બારડોલી

અત્યાર સુધી સોસક કોટન સેલ સોસાઈટી તાલુકે ઓલપાડના મેમ્બરો ભીલેકશન વન એ જાતનુ બી ઓરતા હતા ચાલુ સાલમા તેમણે ૨૫) ગાલ્લી ૧૦૨૭ એ એલ એફ જાતનું બી ખરીદી પોતાના મેમ્બરો પાસે ઓરાવી ભીલેકશન વન એ સાથે આ જાત કેમ ઉતરે છે તે જોવા અખતરો કરવા માગે છે

ચાલુ સાલ મુબઇ-ભરૂચ ગુડ અને અત્રેના દેશી રૂના ભાવમા રૂા. ૬૦ થી ૭૫નો ખાડીએ ફેર રહગ્યો હતો

અત્રેથી ૧૦૨૭ એ એલ એફ. જાતના રૂ ની એક પાકી ગાસડી, લીવરપુલ કોટન એસોસીએશનના સેકરેટરીને મુબઈ-ઇન્ડીયન સેન્ટ્રલ કો ન કમીટીના સેકરેટરી મારફત એ રૂની પરીક્ષા સારૂ મોકલી હતી તે તપાસતાં નીચે મુજબ અભિપ્રાય જણાવે છે.

"આ રૂ જોઇએ એવી જાતનુ છે અને એને માટે બજારમા સારી ખપત નીકળે એમ માનવુ છે તાર મજબુત અને ૧⅛" થી ૧⅛" લાબો છે. ચાલુ માસના ભાવ કરતાં ૨૫ પોઇન્ટ ઉચો એનો ભાવ ગણાય."

સુરત
૨૬-૮-૧૯૨૬ } **જયતીલાલ છી જાની.**
કોટન આસીસ્ટન્ટ-સુરત.

## કાતરા સંબંધી જાણવા જેવું

લેખક—પ્રાગજી રણછોડજી દેસાઈ ફાર્મ સુપ્રીન્ટેન્ડન્ટ-દાહોદ.

કાતરાનો ઉપદ્રવ આછા વરસાદવાળા રેતાળ, ડુંગરીઆળ અને પોકળ, પ્રદેશમા વધુ જણાય છે પચમહાલ જીલ્લામા દાહોદ તેમજ આણંદ તાલુકામાં ભુરી રંગની તેમજ મધ્યમ કાળી અને હલકી જમીનમા વધુ પ્રમાણમા જણાય છે. વળી કાલોલ તાલુકામા રેતાળ પ્રદેશમા કાસરા ત લુકાના અગાડી, રખીઆળ તેમજ અમદાવાદ જીલ્લામા મોડાસા મહાલના ડુંગરીઆળ ભાગમાં તેમજ, પ્રાતીજ તાલુકાના રેતાળ પ્રદેશમા એ જણાય છે અને દરેક ભાગમા થતા મુખ્ય તુલ જેવા કે મકઇ, શણ, કઠોળ, બાજરી, કપાસ, તલ, જુવાર, મચ્ચી, વેંગણ, ટામેટા, દુધી, કોળા, ભીંડા વિગેરેને નુકશાન કરે છે.

ઉત્પતી અને સામાન્ય હકીકત.

વરસાદ થાય એટલે ઘણે ખરે ભાગે લાલ પેટવાળી અને ધોળી પાખ વાળી કુદીઓ ગરમી અને ભેજના અનુકુળ સંજોગમા જમીનમાથી અવર નવર નીકળવા માડે છે રાતના વખતે ઉડતી માલમ પડે છે, રાતના આઠથી બાગના અરસામા ઘણેભાગે આમ તેમ હર ફર કરતી દેખાય છે કુદીમા નર અને માદા એમ બે જાતની હોય છે અને બન્ને બતી તરફ આકર્ષાઇ તે તરફ વધુ આવે છે નરને દાબતા પીળાશ પડતુ વીર્ય નીકળશે જ્યારે માદાને દાબતા એનો ઇંદ્રીયનો ભાગ જણાશે ઘણુ કરી નર કરતા માદા કદમા મોટી હોય છે માદા કરતા નરનુ પ્રમાણુ ઘણુ હોય છે. માદા અને નર એકેકની શોધમા રાતના આમતેમ ઉડે છે અને પસદગી થયા પછી અનુકુળ વખતે સયોગ થાય છે સયોગની ક્રીયા લગભગ પાચથી છ કલાક ચાલે છે આ સ્થિતિમા બન્ને બે ભાન જેવી સ્થીતીમા પડી રહેલા જણાય છે ત્યારબાદ માદા ખેતરના સેઢા પર થયેલા ખડ, ખસલા અગર તો થોરની વાડમા ઉગેલી વનસ્પતી આકડા, કુવારીઆ, બાકડ્, ખાવો, દાભડો, દરોઈ, ગુદરડા પર ઇંડા પહેલા ત્રણ ચાર દીવસ સુધીમાં મુકે છે કોઇ કોઇ વખત એક કુદી ૧૬૦૦ ઇંડા મુકે છે. ચાર પાચ દીવસમા જમીનમા વાવેતર થયુ હોય તો મુખ્ય તુલના છોડના પાનની નીચે ઇંડા મુકે છે એ દરમ્યાન જોર સપાટા બધ સારો વરસાદ થાય તો ઈંડા ધોવાઈ જવા સભવ છે અને કાતરા ઓછા પ્રમાણમા દેખાય છે ઇંડાને પરીપકવ થતા ચારથી પાચ દીવસ જાય છે નીકળતા કાતરા ઇંડાને ખાતા પણ માલમ પડે છે વળી ઇંડાને ખાઇ જનાર જીવાત કે'લીક વખત પેદા થાય છે. વળી કોષેટામાથી કુદી નીકળે છે ત્યારે એની પાખ કાચી અને નાજુક હોય છે તેથી કુદીથી બરાબર ઉડાતુ નથી તેથી તે દરમ્યાન જો વરસાદ ભારે થાય તો કુદી ઓછી જણાવવાનો સભવ છે વળી કાતરા કોષેટો બનાવવા માટે ત્યાથી કુદી જણાય એ દરમ્યાન એને ખાઇ જનાર દુશમનની હયાતી થાય તો કુદી કમી જણાશે અને કાતરા ઓછા થશે

ખાતરા ખડ ખસલાપર જીવી પછી મુખ્ય પાકમા પ્રવેશ કરે છે આ ભાગમા જ્યાં સુધી મકાઇ મળે છે ત્યા સુધી બીજા પાકને પહેલી સ્થીતીમા છેડતા નથી અને કાતરા દર એક બે દીવસે પોતાનુ ઢાંચા (શરીરનુ) બદલે બદલે છે તેથી તેના રગમા અને કદમા ફેરફાર થતો રહે છે સુવાળા પાન વાળા છોડને નુકશાન ઘણુ કરે છે જ્યા ખડ ખસલુ વધુ હોય, જ્યા થોરની વાડ વધુ હોય, જ્યા છાંયડો વાળી જગ્યા હોય, જ્યા બગીચો હોય ત્યા અને

તેની નજીકમા એનો ઉપદ્રવ ઘણો જણાય છે મધ્યમ કાળી જમીનમા અને હલકા પ્રકારની જમીનમા ઉપરના કરતા સહેજ ઓછો અને ધીમેથી અને પાછળથી જણાય છે જ્યાં કાળી જમીન હોય, જ્યા ટેકરાવાળો ભાગ હોય જે જમીન સારી ખેડાયલી, તપેલી અને ખતરાયલી હેય, જ્યા ખડ ખમલું નજીવુ હોય, જ્યા તળાવ નજીકમા જમીન હોય, જ્યા પહેલો વરસાદ સારો થયો હોય અને વહેલુ વાવેતર થયુ હોય, જ્યા ડાંગર, મગફળી, કારેલી, સુદીઆનુ વાવેતર હોય ત્યા તેમજ જે ખેતરને રતનજોગની વાડ હોય અને જે ખેતરમા ઇટના રોડા હોય ત્યા ઘણાજ ઓછા પ્રમાણમા કાતરા જણાય છે.

ઉપર જણાવ્યા મુજબની અનુકુળતા મળે કાતરા વધી મોટા થાય છે અને ત્યાર બાદ જુદા જુદા પાકનુ નુકશાન કરે છે અને કદમા વધતા જતા હોવાથી તેમજ તેમને ખાવાનુ વધુ જોઇતુ હોવાથી, જો કાતરા વધુ પ્રમાણમા જણાયા હોય તો ખેતર પછી ખેતર ચોખા થવા માડે છે તેમા જે ખેતરો પાછળથી ઓરાયા હોય અગર તો જેમા મકાઇના પાકનો વધારો કમી અને છોડનો દેખાવ મોટો, તેવા ખેતર ઝપાગાબધ ચોખા થઇ જાય છે કાતરાને દરેક સ્થિતિમા મકઇ વધુ ભાવે છે તેમા ઉગતી અને નાની મકઇને તે વધુ પસદ કરે છે. કાતરા આઠ દશ દીવસના થાય ત્યારે તેમને શણ વધુ ભાવે છે તેથી બીજા છોડને પડતા મુકી શણના છોડને વળગે છે અને શણના ખેતરમા વધુ પ્રમાણમા જણાય છે મકઇના છોડને જ્યારે સાત આઠ પાન થાય છે ત્યારે છોડના પાન છછરા અને નરમાશ મટી ખડબચડાપણુ જણાય છે ત્યારે તે છોડને થોડુ નુકશાન કરે છે પણ શણના તો નાના છોડથી તે મોટા છોડ સુધી તે ઉપલા ભાગને કાપી નાખી પુષ્કળ નુકશાન કરે છે અને જ્યાં સુધી શણ મળે ત્યા સુધી તો બીજા છોડને એ ઘણુખરૂ છેડતા નથી જ્યારે કાતરા પદરથી બાવીશ દીવસના થાય છે તે દરમ્યાન એ સઘળા પાકને નુકશાન કરે છે ફ હોદવાળા ભાગમાં ડાગર, સુદીયુ, બાજરી, મગફળી, કારેલી તેમજ તુવેરને તો એ જુ નુકશાન કરતા જણાય છે આ દરમ્યાન એમને મીઠાશ પોચા, માવાવાળો, સુગધવાળો, દુધાળ તેમજ પુષ્કળ ખોરાક મળે એવી વસ્તુને વળગી પડે છે અને બીજી વસ્તુની ઝાઝી દરકાર કરતા નથી તેથીજ આ વખને તેમને કેરીના છાલ, ગોઠલા પાકા કોહલા, કેળા, કુણમના છોલાના અદરનો ભાગ, મહુડા, રતન જોગના પાન, થોરના પાન, ઉભરડા ઘણા ભાવે છે છેલ્લાં ઘણા દીવસ દરમ્યાન તે આમ તેમ ભરાઇ જવાને માટે જગ્યાની શોધમાં

ફરતા હોય એમ જણાય છે જો કે ત્યારે ખાવાની ક્રીયા તો ચાલુ હોય છે-આ વખતે તે પીળા પાકા રંગના થાય છે અને તેમના નીમાળા પણ ખરતા હોય એમ જણાય છે કોઇ કોઇ કાનરો કાતરાને ખાતો જણાય છે (કાતરાને ખાઇ જનાર ત્રણે પ્રકારના જંતુ આ સાલ જણાયા છે (૧) ભાદરવાને મળતુ છ પગવાળુ (૨) કાળુ મોટુ જીવડુ બે ચોગા રાઘાવાળુ અને (૩) મધ્યમ કદનુ કાળુ જાડુ જીવડું.)

ત્યારબાદ પોકળ, પોચી, છાચર ગાળી, પડતર, મેઢાવાળી તેમજ બગીચા વાળી જમીનમા કાતરા કોપેટા કરવાને અંદર પ્રવેશ કરે છે તેથી દીન પ્રતીદીન ઓછા થતા જણાય છે ફુદી નીકળ્યા પછી લગભગ ૨૭ દીવસના અરસામા ઘણા ખરા કાતરા જમીનમા પ્રવેશ કરી કોપેટા કરવાનુ કામ કરે છે અને જમીનમા ઉંડા જતા જાય છે લગભગ ૧ ફુટની ઉંડાઇએ તે જણાય છે

સાલુ સાલે ઓછો વરસાદ થયો અને ગયે સાલ સપ્ટેમ્બર માસમા વધુ વરસાદ થયેલો નહીં (જાનેવારીને આખરે આશરે દોઢ ઇંચ થયેલો) જો કે કાતરાને સમાધી અવસ્થામા જતી વખતે વરસાદ થયલો અને તેથી જમીન પોચી થયલી તેથી કાતરાને કોપેટા કરવાનુ વધુ સુગમ થયલુ આ સાલ વરસાદ ઘણો મોડો થયો અને ઘણા દીવસ સુધી ઓછો રહયો તેથી કાતરાને સમાધી અવસ્થામાથી ફુદીના રૂપમા નીકળવાની અનુકુળતા મલી વળી ભેજ અને ગરમીની પણ વધુ અનુકુળતા થઇ ફુદી મોટી સં) અને સંખ્યામાં પણ આ સાલ ઘણુ પ્રમાણમા નીકળી જે નીચેના પત્રકથી જણાશે.

( પાછળ જુઓ )

| તારીખ | વરસાદ ઇ. ટે | ફુદીની સંખ્યા નર | માદા | કુલ | રીમાર્ક |
|---|---|---|---|---|---|
| ૨૯-૬-૨૬ | ૦-૬૮ | | | | ફુદીઓ રાતના દીવા બત્તીથી આકર્ષાઇ બત્તી નજીક આવે છે, બત્તીને લોખંડની કથરોટમાં પાણી અને ઘાસતેલનું મીશ્રણ ભેળું રેડી ઈંટ ગોઠવી તેપર તેને મુકવામાં આવે છે કે જેથી બત્તી નજીક આવેલી ફુદી ઉડી ફરીફર પાણીમાં પડે છે અને મરી જાય છે. જ્યાં પાછલા વરસમાં દર ફાનસે આસરે ૬૦-૭૦ આવતી ત્યાં આ સાલ ૪૦૦ થી ૭૦૦ માલમ પડી છે. માદા ફુદી ઘણું કરી રાતના બાર વાગ્યા સુધી ઉડતી માલમ પડે છે અને દીવા બત્તીએ ૨૦૦ ફીટ છેટેથી ઉડી આવી શકે છે. ફુદીઓના સુયોગ ઘણું કરી સેઢાપર, વાડમાં અને ગોઠાર ખડ ખસલાવાળા ભાગમાં થાય છે |
| ૩૦-૬-૨૬ | ૦-૬૪ | ૦ | ૧ | ૧ | |
| ૧-૭-૨૬ | ૦-૪ | ૨ | ૦ | ૨ | |
| ૩-૭-૨૬ | ૦-૭૦ | ૧૮ | ૬ | ૨૪ | |
| ૪-૭-૨૬ | ૦-૧૩ | ૭ | ૨ | ૯ | |
| ૫-૭-૨૬ | ૦-૪૩ | ૧૮ | ૭ | ૨૫ | |
| ૬-૭-૨૬ | — | ૭૧૦ | ૨૭૦ | ૯૮૦ | |
| ૭-૭-૧૬ | — | ૧૧૩૧ | ૧૦૦૦ | ૨૧૩૧ | |
| ૮-૭-૨૬ | ૦-૧૦ | ૪૮૭ | ૨૩૧ | ૭૧૮ | |
| ૯-૭-૨૬ | ૧-૭૫ | ૩૪૮ | ૩૪૩ | ૬૯૧ | |
| ૧૦-૭-૨૬ | — | ૬૨ | ૧૨ | ૭૪ | |
| ૧૧-૭-૨૬ | — | ૨૫૨૧ | ૮૩૫ | ૩૩૫૬ | |
| ૧૨-૭-૨૬ | — | ૩૭૪ | ૧૨૫ | ૪૯૯ | |
| ૧૩-૭-૨૬ | ૦-૯ | ૩૩૩ | ૧૨૯ | ૪૬૨ | |
| ૧૪-૭-૨૬ | — | ૫૦ | ૨૧ | ૭૧ | |
| ૧૫-૭-૨૬ | ૧-૨૫ | ૦ | ૦ | | |

કોઇ કોઇ ફુદી તે તા૦ ૧૨-૮-૨૬ સુધી જણાઇ

આ પ્રમાણે કુદી, ઈંડુ, કાતરા અને કોશેટા એમ કાતરાની ચાર અવસ્થા થઈ. કુદીનુ આયુષ્ય લગભગ ૮–૧૦ દીવસનુ, છડાનુ ચારથી પાચ દીવસનું, કાતરાનું ૧૯ થી ૨૪ દીવસનું અને કોશેટાનુ લગભગ ૧૦–૧૧ માસનુ થાય છે જ્યાં સુધી કાતરાનો ખા ચાલુ હોય ત્યા સુધી ઘણુ કરી વરસાદ ઓછો થતો નથી આ સાલ દાહોદ તાલુકાના ઘણા ગામમાં કાતરાથી ભારે નુકશાન થયલુ છે અને પાછા વાવેતર કરવા પડયા છે તેથી નીચેની હકીકત ઉપયોગી જણાશે.

કાતરા ઓછા પેદા થાય તેને માટે લેવા જોઇતા ઇલાજ.

(૧) ઉપર જોઈ ગયા કે કુદીમાથી કાતરાની પેદાશ થાય છે. આ કુદી રાતના દીવા બત્તીએ ખેચાઇને આવે છે તેથી વરસાદ થયે રાતના વખતે લાકડાની અગર લોખડની કથરોટમાં પાણી ભરી થોડું ઘાસતેલ રેડવુ ત્યાર બાદ ઈંટ મુકી ઉપર બત્તી રાખવી જેમ જેમ કુદી વધારે જણાતી જાય કે દર એકરે એક બત્તી મુકવાની ગોઠવણ કરવી. રાતના બાર વાગ્યા સુધી પ્રકાશ રહેશે તો પણ ચાલશે રાતના વરસાદ અને પવનના સપાટામાં ફાનસના કાચને ગ્લોબ ન ભાગે એ રીતનું ફાનસ પર ઢાકણ રાખવું આ અને નીચે જણાવેલા ઇલાજ બધા ખેડુત એકત્ર થઇ સંપ તેમ સહકાર્યથી મોટા પ્રમાણમાં અજમાવશે તો એકંદર ઘણોજ ફાયદો થશે એક વ્યક્તિ કરશે તો તેને ફાયદો નજીવો જેવો જણાશે. આ ઉપાય ઘણોજ સચોટ તેમજ વધુ અસરકારક છે, અને થોડા ખર્ચે ઘણોજ ફાયદો આપે એવો છે. કારણ કે કાતરાના મુળનો નાશ આનાથી થાય છે. જ્યાં સુધી કુદી સારી સંખ્યામાં બત્તીએ આવતી રહે ત્યાં સુધી એટલે આશરે દશથી બાર દીવસ સુધી બત્તી મુકવી પડશે. કથરોટમાં એકઠી થયલી કુદીઓ અને આજુબાજુની કુદીઓને એકઠી કરી એક ખડામા દાટવી.

(૨) સેઢા (ખેતરની આજુબાજુએ હોય તે) ઉન્હાળામા ખોદી સાફ રાખવા, ખેતરમા તાપના વખતમા અવર નવર ખેડ કરવી, બામટા, આકડા, અરણી, ખાવો, દાબડો, સુદરડો દરોઇ વીગેરેના ટાલાં ખોદાવી જમીન સાફ રાખવી આબા અને બીજા ઝાડ નીચેની જગ્યાએ ગોડ કરાવી, ખોદાવી તેને સાફ રાખવી.

(૩) કુદી જણાય એટલે બને તો કસોઇ અગર મેલી જમીનની નજીક કચરા પુજાને બાળી મુકવો કે જેથી તેના પ્રકાશમા બળતામા કુદી આવી પડશે અને બળી જશે

(૪) જેમ બને તેમ રતન જોગની વાડ કરવી અને થોરની વાડ ઓછી થાય તેમ સારૂ

(૫) વરસાદ થએ કુદીની સંખ્યા વધુ જણાય તો પહેલા મગફળી, ડાંગર, બાજરી, અને સુઢીઆનુ વાવેતર સારી ખેડ કરી કરવુ અને મકઇનુ વાવેતર થોડો વખત મુલતવી રાખવુ. જો ઓછી કુદી જણાય તો મકઇનુ વાવેતર કરવુ એક ચાસ મકઇનો અને એક ચાસ સુઢીઆનો એમ વાવવુ

સુઢીઆના પાન, પાતરા તેમજ છોતરા હોવાથી સુઢીઆને નુકશાન કરતા નથી તેમજ એની સાથે વાવેલી મકઇને પણ ઓછુ નુકશાન થાય છે એમ અનુભવ સુચવે છે વળી સુઢીઆને વાવવાથી ઘાસ ચારાની તંગી પણ ઓછી થશે વળી ત્રણ વરસના અનુભવથી જણાય છે કે બાજરીના તુરને ઓછા પ્રમાણમા નુકશાન કરે છે અને આ પ્રદેશમા તો જ્યા સુધી મકઇ મળે છે ત્યા સુધી બાજરીને છેડતા નથી તેથી બાજરી વાવવા ભલામણ કરવામા આવે છે વળી બાજરો ખાઇ બગાડ કરવામા આવે તો એમા ફુટવાની શક્તિ હોવાથી એનાથી જલદીથી ખેતર પાછુ ભરાઇ જાય છે એમ અનુભવ સુચવે છે વળી બાજરીવાળા ખેતરમા ખડ ખસલુ ઓછુ થવા પામે છે

(૬) કારેલીને કાતરા નુકશાન ઘણુજ ઓછા પ્રમાણમા કરે છે માટે શેઢા, પાળીએ, તેમજ મેલા કમોજી ભાગમા અને વાડમા રાન કારેલીના બી વરસાદ આગળ ખોદી રોપવાથી એના બીજ જલદીથી ઉગતા હોવાથી કુદી જેમ બને તેમ એવી જગ્યામા ઓછા ઇડા મુકશે

(૭) અનુભવ પરથી જણાયુ છે કે જો મકઇને એરડીના ખોળ સાથે ભેળી ઓરવામા આવે તો બી ઘણી સારી રીતે ઉગી નીકળે છે, જમીનમા રહેલી જીવાતથી ઉગતા બીને ઓછુ નુકશાન થાય છે, અને વરસાદ થયે ખોળનો કસ જેમ જેમ જમીનમા ઉતરતો જાય છે તેમ છોડનો વધારો સારો થાય છે અને છોડનો પીળો રગ ન રહેતાં કાળાશ પડતો રગે અપાટાબંધ થાય છે તેથી એ મકઇમા કાતરા ઓછુ નુકશાન ( આશરે બે થી પાચ ટકા ) કરે છે જ્યારે જે ભાગમા ખોળ ન નાખવામા આવેલો તેમાં આશરે ૪૦ ટકા છોડને નુકશાન કરેલુ હતુ માટે દરએકરે જેટલુ બી ઓરવામા આવે તેટલોજ એરડીનો ખોળનો ભુકો ભેરવી ઓરવામા આવે તો ઘણોજ ફાયદો થાય છે છોડ ઘણા ભરાવદાર થાય છે તેથી એ ભાગમા કાતરા નજીવુ જેવુ નુકશાન

( અપુર્ણ )

ધી ગુજરાત

# ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ

ત્રિમાસિક.

વર્ષ ૧૩ મું ] જાન્યુઆરી-૧૯૨૭ [ અંક ૪ થો.

## દેશની ખેતીવાડી સુધારણા નીમીત્તે બાદશાહી ખેતીવાડી કમીશન.

ટુંકી હકીકત અને નમ્ર ટુંકી સુચના

મજકુર કમીશનની બેઠક આપણા દેશમા શરૂ થઇ ચુકી છે તેમાં મુંબાઈ, ઇલાકાના કામ પુરતા સલાહકાર તરીકે આ સભા મહત્ત્વ શહેરના માની દીવાન બહાદુર અંબાશંકર ઉત્તમરામ મલજી વકીલની નીમણુંક થઇ છે, એમના અનુભવ જ્ઞાન અને કાર્ય દક્ષતાનો લાભ ગુજરાતને મળવાનો સંપૂર્ણ સંભવ અને ભરોસો છે અને ગુજરાતને માટે મગરૂર થાય એ સ્વભાવિક છે એઓને ગુજરાતના પાંચે જીલ્લાની માહીતી છે તેથી એમની નીમણુંક બદલ સરકારને ધન્યવાદ ઘટે છે.

અવસ્થાને લીધે કામ કરવાની શક્તિ કમતિ, પરંતુ સંજોગના મહત્વ તરફ નજર કરતા આ ત્રિમાસીક સાથેના કેટલાક વરસોના ઘાડા સંબંધને લીધે ખેતીવાડી સુધારણા સબંધી જેવા તેવા વિચારો પ્રદર્શિત કરવાની તક જવા દેવી નહી તે વૃતિથી કંઇક ટુંકાણમાંતે રજુ કરવામાં આવ્યાં છે.

ખેતીવાડીને લગતા સુધારાની બાબતમાં કંઈ ઉથલ પાથલ થાય એવા ફેરફાર કરવાની તાત્કાળીક જરૂર જણાતી નથી ગુજરાતના ખેડુતો અનુભવી છે પરાપુર્વેની પદ્ધતિ પ્રમાણે સમજીને નિયમસર એક સરખું કામ કર્યો જાય છે કાંઇ ખામી છે વખત સાથી લેવાનું સમજે છે અપવાદ હોય વરસાદની વિચિત્રતા અને પ્રમ ગેરવાજબી ઉદાર વૃતિને લીધે વખતસર નાણાની સંગાઇ હોવાથી ખેતીની પુરી માવજતની મુશ્કેલી થાય જ્ઞાનના અભાવે નવા સુધારા વધારા તરફ એકદમ લક્ષ જતુ નથી, છતાં ધીરજથી ઠસાવી સરળતાથી કામ લેવામાં આવે તો લાભના પ્રમાણમા તે ઉપાડી લેવા પણ તૈયાર થાય એવા છે

**અજ્ઞાનતા**:—ગાયકવાડ સરકારે તરફથી રજુઆત કરી નિતિનું તથા સમજુ માણસાઈનું જ્ઞાન મળતુ બંધ થવાથી અને ખુડી જુવારની આમડી બ્રાહ્મણીમા નિશાળો નીકળી જવાથી તથા નવી પદ્ધતિની શાળાઓના દરેક ગામે અભાવ હોવાથી વાંચન, લેખન અને ગણિતનું સામાન્ય જ્ઞાન મળતું નહિ હોવાથી અજ્ઞાનતામાં વધારો થયા સિવાય બીજું કંઇ પરિણામ આવે નહિ. વુકપો દિવસે દિવસે મરી ફીટવાથી તેઓ તરફથી પરંપરાથી ચાલતું આવતું મહોડાવ ખેતીવાડીનુ જ્ઞાન દોહરા, દુહા, કહેવતો ને ઉખાણાથી મળતુ તે પણ જવા બેઠું છે. આવે પ્રસંગે ખેડુતો ખેતીવાડીમા સુધારા વધારા કરી શકે માટે દરેક ગામે શાળાંની તથા પાંચ સાત ગામો વચ્ચે એક અખતરાના ખેતરની જરૂર જણાય. આપણી પુરાણી સંસ્કૃત, અરબીક, ફારસી ને પ્રચલીત ભાષામાં આવું જ્ઞાન હતું નહિ એમ કહી શકાય તેમ નથી. તેની શોધ ખોળ થવાની જરૂર છે દાખલો કે મસીદોને અંગે પળતી જમીનમાં સાધુ, ફકીરો પોતાના તરફથી ખેતી કરાવતા અને તેનું અનુકરણ ગામના ખેડુતો આ જમાના પહેલા કરતા હતા. યજુરવેદમા ખેતીવાડીનુ જ્ઞાનનો સમાવેશ છે મુર લોકો ખેતીવાડીમાં સારા પ્રવિણ હતા અને સ્પેન દેશ તેમના કબજામા આવ્યો ત્યારે ત્યા તેઓએ ખેતીવાડીની સુધારણા કરી હતી.

**ખેતીનાં ઓજારો**.—માહીતી અને અનુભવ વગર એકદમ નવાં ઓજારો દાખલ કરવાં એ જોખમ ભરેલું જણાય. ચાલુ ઓજારોમાં ખેડુતોની અનુકુળતા મુજબ ફેરફાર કરવા જેવું હોય તે કરવું જોઇએ. સ્થાનીક લુહાર તથા સુથારો નવી જાતના ઓજારો બનાવી શકે તેવી તેઓને તાલીમ અપાવી જોઇએ. ખેતીનું કામ તકનું છે. તક ગઇ કે વરસ બગડયું. લુહાર સુથાર ગામમાંજ વાસો કરીને રહે, માટે તેઓને પસાયતી જમીન અપાવી જોઇએ. ઓજારો સારાં, સસ્તાં ને ટુંકામાં વગરના જોઇએ.

**ખાતર**:—ખેતીવાડી કોલેજના ડાઇ મિનકુએટે બનાવટી સસ્તું ખાતર બનાવ્યાનું કે તે પ્રચારમા આવ્યાનું જાણમાં નથી. ઘણું ખરૂ છાણનું ખાતર વપરાશમાં આવે છે. મનુષ્ય મળનું ખાતર જુદું થવાનુ વપરાય છે. છાણનું ખાતર સાચવી રાખવા સારૂ તેને માટે ખાડા ખોદવા, સારૂ તથા ગામની હવા બગડે નહિ તેને સારૂ સહાનુભુતીવાળા કાયદો ને નિયમો હોવા જોઇએ. ગામની હવા બગડે નહિ તે છાણના ખાતરના ખાડા બનાવવાની માહીતી ખેડુતોમા પસરાવી જોઇએ. ખાતરના ખાડા ઢોરના રહેઠાણ પાસે હોય, તે સુગમતા ભરેલું છે ગામની હવા બગડે નહિ એવી રીતે આખા ગામના ઢોરો માટે રહેઠાણ

સારૂ ઈંધણની જગ્યા "નીમવી જરૂરનું જણાય તો તેમ થવું જોઇએ. બળતણ આ છાણનો ઉપયોગ થાય છે, તે બંધ થવો જોઇએ, લાકડાંના ભાવો બળતણ ને લીધે ભારૂં બને છે. બાવળની ઉછેર થતી નથી, લીલા ખાતરના પ્રચારને ઉત્તેજન મળવું જોઇએ.

**વાવેતર જણસની ફેરફારી અને વાસેલ:**—આ પણ કેટલેક અંશે ખાતરની ગરજ સારે છે. વાસેલ જમીનનું તથા હલકા તુલથી વાવેતર જણસ ની ફેરફારી કરવામાં આવી હોય તેવી જમીન પરના મહેસુલમાં કંઈ છુટ છાટ થાય તો તે કામને ઉત્તેજન મળે. વરસાદ અને હવાપાન સારા હોય તો બીજે વરસે વાસેલને ફેરફારથી રોકાયલી જમીનમા સારો પાક થાય છે.

**પાણી**—નદી, નાળાં ને કુવાના પાણીનો ખેડુતો છુટથી ઉપયોગ કરે તેવી યોજના થવી જોઇએ તાપી, નર્મદા, મહી ને સાબરમતિ વિગેરે નદીઓમા જ્યા હમેશાં મીઠુ પાણી રહે છે ત્યાથી નહેરોની યોજનાથી ખેતીમા મારો સુધારો થઈ શકે ઇરીગેશન ખાતાનો વહીવટ ખેતીવાડી ખાતાના ઉપરીના તાબામાં હોવો જોઇએ. તેજ પ્રમાણે જગલોનાં કારણો દેખીતા છે દરેક ગામે મીઠા પાણીના મોટા કુવા ખોદવા ઇચ્છવા જેવુ છે દરેક ગામમા એવો એક મોટો કુવો લોકલબોર્ડ તરફથી થવો જોઇએ. ખેડુતોના આશીર્વાદ રૂપ થઈ પડશે. સારા સારા, સસ્તા, સાધારણ બુદ્ધિનો ને સાધનનો ખેડુત વાપરી શકે એવા કોસ તેઓની દ્રષ્ટીએ પાડવા જોઇએ.

**બી**—લગભગ બધા ખેડુતો પોતાની ખેતીના પાકમાંથી ઉતમ બી સાવ જતથી સાચવી રાખવાનું જાણે છે ને તે પ્રમાણે ચાલે છે. જવલ્લે થોડાક પરંતુ ગોપાત નાણાની તાણને લીધે તેમ કરી શકતા નથી સહકારી મંડળીઓ ઉતમ બીની દુકાનો બજારમા વેચાતાં બી કરતા ઓછે કીમતે ભાવે આપવા સારૂ કહાડે તે ઇચ્છવા જેવુ છે.

**ઢોર**—અગાઉ સરકાર તરફથી ઢોર ઉછેરવાના ચરાઓ નહીં હતા. ઢોર ઉછેરનારની એક જાત રબારી તરીકે ઓળખાતી હતી તેઓને ઢોર ઉછેરવા સારૂ મફત પડતર જમીન મળતી હતી. આવી જમીનની તંગીને લીધે અને સરકારી પડતર જમીનમાં કે જગલોમાં ઢોર ચરાવવાના કડક નિયમોને લીધે તેઓનો આ ધંધો પડતો ગયો છે. દરેક ગામમાં ગામના ઢોરની સંખ્યાના પ્રમાણમા ગોચરણ સારૂ જગા નિમ થવી જોઇએ. તેમ ઢોરોને ઉભા રહેવા સારૂ પણ જગ્યાની જરૂર છે ચારા માટે વાવેતર થયેલી જમીનનો ધારો ઓછો હોવો જોઇએ. પોતાને ત્યા જેટલાં ઢોર હોય તેના પ્રમાણમાં ચારાના તુલનું

વાવેતર ખેડુતો કરે એવો પણ કંઈક નિયમ હોય તો ઠીક. બળદો પેદા થાય માટે ગાયો ઉછેરવા ખેડુતોને ઉત્તેજન મળવું જોઇએ. ગામના ખપ કરતા વધુ હોય તોજ ઘાસ ચારાનો નિકાશ થવા દેવો જોઇએ.

જમીન—દેશની જમીનના ઉપરી માલીક સરકાર હોવાથી તે સુધારવાની દરેક પેરવી તેમણે કરવી જોઇએ, ઉંચી નીચી જમીન સપાટ કરી આપવા જોઇએ, જે જમીનમા પાણી ભરાઇ રહેતુ હોય તે સરણી કરાવવી જોઇએ. ખેડની સુગમતા માટે ખેતર અમુક ક્ષેત્રફળથી ઓછા વિસ્તારનુ હોવું જોઇએ નહિ ભાઇઓ ભાગની વહેંચણીમા એવા ખેતરની વહેંચણ ઉચક રકમથી થવી જોઇએ જેમ બને તેમ મોટા વિસ્તારના ખેતરો એક ખેડુત પાસે એકજ જગ્યે હોવા ઇચ્છીત છે ખેતરની વાડ અને હદ નિશાન કરવા સારૂ જતી જમીનપરનો ધારો કમી થવો જોઇએ ઢોરો અને જંગલી જનાવરો નુકશાન કરે છે, તે અટકાવવા સારૂ પાકી મજબુત કાયમ વાડની જરૂર છે અરસ પરસ ટંટા થાય નહિ માટે સારા હદ નિશાનની જરૂર છે. ખેડુતોને જંગલી જનાવરોથી તુકશાન રક્ષણ કરવા સારૂ છુટથી બંદુકના પરવાના મળવા જોઇએ પોતાના ખેતરમાં રહેવા તથા ઢોરઢાંક બાંધવા પાકા મકાનો બાંધવાની છુટ હોવી જોઇએ પાકા મકાનથી મીલ્કતનું ઘણી વખત રક્ષણ થઇ શકે છે, એવા મકાનો બાંધવા બદલ વિશેષ ધારો કે નજરાણુ લેવાનો રીવાજ બંધ થવો જોઇએ સરકાર તરફથી વખતો વખત તે બદલ જે કર ઠરેલો હોય તે લેઇને દરીઆ કાઠે આવેલા ખેડુતોને મીઠુ પકવવાની તથા વેચવાની છુટ હોવી જોઇએ અમુક એકજ મધ્યસ્થ સ્થળે મીઠુ પકવવાના નિયમમા છુટછાટ થવી જોઇએ.

પંચાયત—દરેક ગામે બે જાતની પંચાયત હોવી જોઇએ, એકને સીવીલ અને પોલીસનો અમુક વહીવટ સોપવો જોઇએ, બીજીની પાસે સંસાર રીતે-આર્થિક વહીવટ રહેવો જોઇએ, પહેલી પંચાયત ઉપર દેખરેખ રાખવાનુ કામ જે તે ખાતાના અમલદાર પાસ રહેવુ જોઇએ, બીજી પંચાયત ઉપર દેખરેખ રાખવાનુ કામ સહકારી ખાતાના તથા ખેતીવાડી ખાતાના અમલદાર પાસ રહેવુ જોઇએ, કંઇપણ નવુ કાર્ય કરતા કે જુનામા સુધારો કરતા પહેલા ગામલોકાની ઇચ્છાનુસાર પંચાયતોની સાથે મસલત થવી જોઇએ.

ચીમનલાલ હરદેરામ

માજી માનદ સેક્રેટરી, ખેતીવાડી મંડળ-સદસ્ય

# સરકો અને તેની બનાવટ.

(લેખક—મહાદેવપ્રસાદ હરિલાલ દેશાઈ બી એજી.)

હાલના સંજોગોમા દેશના વેપાર ઉદયોગની સ્થિતિ નબળી પડી ગઇ છે આ વખતે જુના ઉદયોગોની ખીલવણીની તથા નવા ઉદયોગ હસ્તિમાં લાવવાની આવશ્યકતા છે સરકાની બનાવટ એ એક મહત્વનો ઉદયોગ હોઇ તેમાથી નુકશાનની બહુ બીક રહ્યા સિવાય સારો નફો મેળવી શકાય તેમ છે.

દક્ષિણ ગુજરાતમા શેરડીના રસમાથી સરકો બનાવાય છે શેરડીના વાવેતરના મધ્ય ભાગમા નવસારી આવેલુ હોવાથી ત્યાજ સરકો બનાવવાના કારખાના જોવામા આવે છે, પરતુ જ્યા જ્યા શેરડીનો રસ મળી શકે ત્યા સરકાની બનાવટ માટે કારખાના કાઢવા જોઇએ મુબઇ સરકારના એથીકલચરલ કેમીસ્ટે કરેલા સરકાના પૃથકકરણ ઉપરથી જણાય છે કે તેમા ૩ા થી ૪ા ટકા એસીટીક એસીડ હોય છે આ એસીડને લઇને ખોરાકમા સરકો ઉપયોગી થઈ પડે છે અને તેને લઇને ખોરાકમા સુગધ અને આસ્વાદ આવે છે સરકાથી પાચનશકિત સબળ થાય છે અને તેમા વીટામીન પણ હોય છે.

સરકાના ઉપયોગ અને મહત્વ વિશે આટલુ કહીને હવે આપણે તેની બનાવટ વિશે વિવેચન કરીશું સરકો બનાવવા માટે શેરડીનો રસ મેળવવો જોઇએ. આ માટે સાધારણ રીતે ખેડુતો પાસેથી ઉભી શેરડી ખરીદી લેવામાં આવે છે સાધારણ વરસમા ફર વિઘે ૪૦૦) રૂા. આપવા પડે છે જેમાં શેરડી પીલીને રસને કારખાને પહોચાડવાનુ ખર્ચ આવી જાય છે આમ રસ નવેમ્બર માસ સુધીમાં તઇયાર થાય છે. અને પીપોમા ભરીને કારખાને લાવવામા આવે છે એક પીપમા આશરે ૫૦૦) રતલ અથવા ૧૨ા મણ રસ માય છે પીપમાથી રસ ૧૫ મણ માય એવી કોઠીઓમા ઠાલવવામા આવે છે, રસ ભરવા માટે આ કોઠીઓને અદરથી લાખ દઇને ઝમે નહિ એવી બનાવેવામા આવેલી હોય છે, લાખ દીધેલી કોઠીની કીમત ૭ રૂપીઆ પડે છે, આ કોઠીઓમાં ત્રીજા ભાગ સુધી રસ ભરવામા આવે છે અને બધી કોઠીઓ ચોગાનમાં જ્યાં સુર્યનો તડકો બરાબર પડતો હોય ત્યા મુકવામા આવે છે કોઠીના મો પર તાપલાનો કડકો નાખીને તે ઉપર માટીની કચરોટ ઉધી પાડવામા આવે છે

આવી રીતે સરકો બનાવવાની શરૂઆત થાય છે. આ બનાવટમાં ઉભરણુ આવવા માટે કશુ ઉમેરવામા આવતુ નથી એમ કારખાનાના માલીકનું કહેવુ હતુ પરતુ જો આપણે આ બાબત વધારે ધ્યાનથી તપાસીએ તો જણાશે કે ઉભરણુ લાવનારી વસ્તુ જેને "સરકાની ઉત્પાદક વસ્તુ" કહેવામા આવે છે તે અજાણ પણે આપોઆપજ રસ સાથે મળે છે કારણ કે કારખાનાવાળાએ એમને કહ્યું હતું તે પ્રમાણે સરકો બનાવવાની આ કોઠીઓને કદી પુરેપુરી ધોઇને સાફ કરવામા આવતીજ નથી અને તેથી કરીને આગલા વરસના સરકામાથી કોઠીને તળીએ રહેલો થોડોક ભાગ "સરકાની ઉત્પાદક વસ્તુ" નુ કામ કરે છે અને ઉભરણુ આવવા શરૂ થાય છે કોઠીમા મથાળે આવેલો કચરો અને ફીણ વિગેરે કાઢી નાખવામા આવે છે પછીથી દર ચોથે દિવસે એક કોઠીમાંથી બીજી કોઠી મા રસને ફેરવવામા આવે છે અને તે વખતે રસ ઉપર ઠરેલી ઝારી કાઢી નાખવાપાં આવે છે આ ક્રિયા આઠ માસ સુધી ચાલે છે તે બાદ કોઠીઓને વરસાદની બીકે છાપરા નીચે લઇ જવામા આવે છે. અને થોડી જગામા સરકો ભરી શકાય તેટલા માટે મોટા પીપોમા, સરકાને કોઠીઓમાથી ઠાલવવામાં આવે છે આમ આખુ ચોમાસુ સરકો પીપમાં રહેવાથી તેમાંનો કસ્તર કચરો વિગેરે નીચે બેસે છે અને ઉપર નિર્મળ પ્રવાહી રહે છે જે વાપરવા યોગ્ય ગણાય છે. આ વખત દરમ્યાન રસનો રંગ બદલાઇને જે રંગથી સરકો ખાસ ઓળખી શકાય તેવો આછો ગુલાબી બને છે.

આમ બાર મહીના પછી જ્યારે નવો રસ બનવાની તૈયારી હોય છે ત્યારે જુના રસનો સરકો તઇયાર બની રહે છે સાધારણ રીતે રસનો બેતૃતિયાંશ ભાગ સરકો બને છે અને એક તૃતિયાંશનું સુર્યના તાપને લીધે બાષ્પિભવન થાય છે. નવસારીના એક કારખાનાવાળાના સને ૧૯૨૫-૨૬ ના વરસ દરમીઆન ના આવક જાવકના આંકડા નીચે પ્રમાણે છે —

( પાછળ જુઓ. )

| જ | ઉ |
|---|---|
| ૧૦૪૦૦) સગડાના ૨૦૦) પીપના (પીપ=૫૨ ગેલન) દર ગેલને એક રૂપીઆના ભાવે વેચાણના. | ૫૨૦૦) ૧૩ વીંઘા શેરડી ખરીદી તેનો રસ કારખાને આવતા સુધીના ખર્ચના |
| | ૮૦૦) કારખાનાના ચાર મજુરોનો આઠ માસનો પગાર. |
| | ૧૦૦) કારખાનાનું ભાડુ |
| | ૪૫૦) દર વરસે ૭૫) કોઠીઓ દરેક રૂ ૬) લેખે ભાગે તુટે તેના. |
| | ૧૬૦) દર વરસે ૮) પીપ દરેક રૂા. ૨૦ લેખે ભાગે તુટે તેના. |
| | ૩૨૫) કારખાનેથી દુકાને (મુબઈ અથવા કોઈ શહેરમા ) સગડા ના પીપ મોકલવાનુ ખર્ચ. |
| | ૭૦૨૫) ખર્ચ |
| | ૪૨૦) દરવરસે દરસેંકડે ૭ ટકા લેખે ખર્ચ ઉપરનું વ્યાજ. |
| | ૨૬૪) કારખાનુ કાઢતી વખતે શરૂઆતમા ખર્ચેલી સુડીનુ વ્યાજ. |
| | ૪૦૦ કોઠીના ૨૪૦૦ |
| | ૫૦ પીપના ૧૦૦૦ |
| | ૫ મોટા પીપ ૧૦૦૦ |
| | ૪૪૦૦ |
| | ૭૭૦૯ કુલ ખર્ચ |
| | ૨૬૯૧ ચોકખો નફો |
| ૧૦૪૦૦) | ૧૦૪૦૦ |

સરકાનો ઉપયોગ અથાણા તથા તરકારીને સ્વાદ આપવા માટે થાય છે, હાલમા પારસીઓ તથા મુસલમાનોજ સરકાનો ઉપયોગ કરે છે, સાધારણ રીતે હિંદુઓ સરકાનો વપરાશ કરતા નથી જો કે હવે કોઈ કોઈ કુટુંબોમા સરકા એ પ્રવેશ કીધો છે, સરકો ન વાપરવાના કારણમા હિંદુઓને ધાર્મિક અંતરાય નડે છે એમ કહેવાય છે, પરંતુ સરકો બનાવવાની રીત જોતા જણાશે કે એની બનાવટમા દારૂનો કાઇપણ સ્પર્શ આવતો નથી અને તેને માદક પદાર્થની કોટીમાં મુકી શકાયજ નહિ, જો આ બાબત ખુલાસા રૂપે તેમના સમક્ષ મુકવામાં આવે તો તેમનો વિરોધ નાબુદ થશે, આ ઉપરાંત એ જરૂરનુ છે કે કારખાના વાળાએ સરકો બનાવવાને અને તેટલી સ્વચ્છતા રાખવી જોઇએ જેથી કરીને કારખાના જોવા આવનારને પણ કોઈ પ્રકારની સુગ ચઢે નહિ,

સરકાની ખપત શહેરો સિવાય બીજે બહુ થોડી છે અને વેપારીઓના કહેવા પરથી માલમ પડયુ છે કે અત્રે બનતા સરકાનો અરધો ભાગ મુંબઇના બજારમા ખપે છે અને બાકીનો સ્થાનિક બજારમા ખપે છે, શરૂઆતમા જણાવ્યુ તેમ સરકો એ લાભકારી ખાધ છે, અને તેથી કરીને તેની વપરાશ વધે એ ઇચ્છવા યોગ્ય છે, ખાદ્ય વસ્તુઓના વપરાશને ઉત્તેજન આપવા માટે જાહેરાત કરવાની જરૂર સાધારણ રીતે હોતી નથી, છતાએ સરકાની ઉપયોગીતા વિષે જાહેરમા ઓછી માહીતી હોવના સબબે તે સબંધી માહીતી ફેલાવવી એ આવશ્યક ગણાય,

મુબઇ સરકારના એગ્રીકલ્ચરલ કેમીસ્ટ હાલમાં તાડીમાંથી સરકો બનાવવાના પ્રયત્નમા સફળ નીવડયા છે અને તેમના અભિપ્રાય પ્રમાણે તાડીમાંથી બનેલા અને શેરડીના રસના સરકામા કાઈ ફેર હોતો નથી, એટલે સરકો હજી વધારે પ્રમાણમા બનાવાય અને સોઘો થાય એ સભવિત છે, દક્ષિણ ગુજરાત મા તાડીની ઉત્પત્ત્ન તો પુષ્કળ થાય છે, તો તેમાથી આ નવા ઉદ્યોગની ખીલવણી કરવા તરફ વડોદરા રાજ્ય તેમજ મુબઇ સરકારનુ તથા કારખાનાવાળાઓનુ ધ્યાન ખેંચી આ લઘુ લેખ સમાપ્ત કરીશુ



# કાતરા સંબંધી જાણવા જેવું

લેખક :—પ્રાગજી રણછોડજી દેશાઇ ફાર્મ સુપ્રીન્ટેન્ડન્ટ–દાહોદ.

( ઓકટોબર–૧૯૨૬ના અંકના પૃષ્ઠ ૪૮થી ચાલુ )

વળી મોરથુથાના પાણીમા (૨ાા ટકાવાળા) પલાળી મકઇને ઓરી હોય તો એક દીવસ વહેલી અને સારી ઉગે છે એકલા પાણીમા પલાળેલી પણ સારી ઉગે છે પણ એરંડીના ખોળમા પલાળેલીને ઉગતા ૬ કલાકનો અંતર પડે છે પણ ઉગ્યા પછી ત્રણ દીવસમા ઉપલા બન્ને કરતાં વધુ વધારો દાખવે છે એનો ઉઘાડુ છે કે બાર કલાક પાણીમા મકઇને પલાળી ઓરીએ તો એક દીવસ મકઇ વહેલી ઉગે છે પણ મોરથુથાના (૨ાા ટકાવાળા) પાણીમા પલાળી (૧૨ કલાક સુધી) ઓરવાથી જીવાતથી પણ ઓછુ નુકશાન થાય છે. પણ એરંડીનો ખોળ જમીનમા વધુ વખત રહેતો હોવાથી એરંડીના ખોળથી વધુ સારી અસર થાય છે વળી ૫૬૭ દીવસની મકઇ થાય ત્યારે એક એકરે એ ગણ પ્રમાણે દીવેલીનો ખોળ આપ્યો હોય તો વરસાદ થયા બાદ મકઇ ઝપાટા બંધ વધવા માંડે છે. કપાશીઆ ઓરતી વખતે સાથે એરંડીનો ખોળ ભેળવવા મા આવે તો કપાશીઆ સારા ઉગે છે અને કાલા જીવડાથી ખા ઓછો થાય છે અને વધુ વરસાદથી કપાશીઆ કોહી જવાનો ભય રહેતો નથી વળી જો છોડને ખાવામા આવે તો ખાતરના ગુણને લઈ એ છોડ સારી રીતે ફુટી વધે છે

(૮) અનુભવ પરથી જણાય છે કે છાછરા પાનવાળી મકઇના છોડને કાતરાથી ઓછું નુકસાન થાય છે. માટે એવા છાછરા પાનવાળા છોડને પસંદ કરી એના ડોડા જુદા રાખી ઓરવાથી મકઇના તુલમા ઓછું નુકશાન થાય છે આ છોડનુ બી આવતી સાલ વધુ પ્રમાણમા દાહોદ ફારમ પરથી મળી શકશે

(૯) એતો કહેવાની જરૂર રહેતી નથી કે જમીનને આવર નવર ખેડી સારૂ નાખી હોય તો જીવાતનો ઉપદ્રવ ઓછો થાય છે અને જમીન ઉનાળામા તપતી હોવાથી એમા થતુ તુલ પણ ઝપાટાબંધ વધે છે માટે જ્યારે જ્યારે માવઠુ થાય ત્યારે અનુકુળતાએ ખેતરને ખેડી મુકવુ આ સાલ ખેડી જોતા જણાયુ કે વધુ તાપને લઇ મે અને જુન માસમા જમીનના ઉપલા ત્રણ ઇંચ ના પડમાથી કાતરાના કોપેટા ઘણાખરા મરેલા જણાયા વળી એ પણ એક

સવાલ છે કે આગળ પાછળના કોષેટામાંથી બે ત્રણ ચાર વરસે ફુટી નીકળે છે કે કેમ. તેથી ખેડ કરવાથી ગેરલાભ નથી. ઉંડી ખેડ જેમ થાય તેમ વધુ લાભ થશે અને અવરનવર થોડા થોડા દીવસે થાય તેમ સારૂં.

(૧૦) જ્યારે કાતરાના ઈંડા જણાય ત્યારે ઈંડાવાળા પાન એકઠાં કરી એક ખાડામાં દાટી દેવા, ઇંડામાંથી કાતરા નીકળતા હોય તેને પણ તેવી રીતે એક તગારામા પાણીને ઘાસ્તેલમાં એકઠા કરી ખાડામા જમીનમાં દાટી દેવા.

(૧૧) વળી ચાર ચાસ મકઇના અને બે ચાસ શણના એમ અવરનવર વાવેતર કર્યુ હોય તો જો કે શરૂઆતમાં નાની મકઇ હોય તે દરમ્યાન જો કાતરા જણાય તો મકઇને નુકસાન કરે છે પણ પછી કાતરા શણને વધુ પસંદ કરતા હોવાથી ને ખાતા હોવાથી મકઈ બચી જવા પામે છે.

(૧૨) કાતરાને બોકડું નામનું ખસલુ તેમજ કાચલી નામના ખસલાં નરમ તેમજ સુંવાળા હોવાથી વધુ પસંદ હોય છે માટે એના બી એકઠાં કરી શેઢા પર વીગેરે જગ્યાએ વરસાદ આગળ નાખી મુકવા જ્યારે કાતરા જણાય ત્યારે એના પર પાણી તથા ઘાસ્તેલને મિશ્રણ કરી છાંટવાથી કાતરા ઓછા થશે.

(૧૩) કપાસની આજુબાજુએ ભીંડા કર્યો હોય તો કપાસને છોડી ભીંડાને ખાય છે તેથી ભીંડા કરવાને ભલામણ કરવામા આવે છે ભીંડા પર ઝેરી દવાનો ઉપયોગ કરવાથી કપાસને નુકશાન ઓછું થયે.

કાતરા જણાય ત્યારે શા ઇલાજ લેવા તે વિષે—

(૧) કાતરાનો દેખાવ બે જગ્યાએથી થાય છે, (અ) ખેતરની અંદર વાવેલા તુલપર જણાઇ તુલને નુકશાન કરે તે, અને (બ) ખેતરની આજુબાજુ શેઢા, વાડ અને ખડખસલો વાળી પડતર જમીનમાં ઉત્પન્ન થઇ પછી ખેતરમાં પ્રવેશ કરી તુલને નુકશાન કરે તે

(અ) વાળી બાબતમાં દેખાવ ઘણોજ ઓછા પ્રમાણમાં હોયછે, આશરે ૨૦ થી ૩૦ ટકા હોયછે એટલે શરૂઆતમા કાતરાને વીણી લેવામાં આવે તો સંખ્યા ઘણી ઓછી હોવાથી કામ ઝપાટાબંધ થઇ જાય છે, નાની વયમા તાપ એમનાથી સહન થતો નથી તેમજ ગરમાટા અગર ઉકળાટ દરમ્યાન પણ, એ છોડના પાનના નીચલા ભાગમાં અગરતો છોડના મુળના ભાગમા સંતાઇ રહે છે માટે સવાર, બપોર અને સાંજના પાણી અને ઘાસ્તેલવાળા વાસણમાં ખંખેરી લેવાથી

એની સંખ્યા ઘણીજ ઓછી થશે. એમ બે ત્રણ દીવસ કરવાથી એનો નીકાલ થશે.

વળી ખેતરમાં રીતસર વાવેતર કરેલું હોય તો કરપી ફેરવવાથી વચ્ચેના ખડનો નાશ થશે, તેજ સમવારે છોડનો પણ વધારો થતો રહેશે અને વચ્ચેના કાતરા પણ ઓછા થશે. વળી ચણાના લોટ સાથે પેરીસ ગ્રીન નામની ઝેરી દવા (૩૦=૧) પ્રમાણમા મેળવી છોડપર સવારમા વહેલા અગર સાંજના ઠંડા પહોરે હાથ સાથી છાંટવી આ લોટ ઝેરી દવાના મિશ્રણવાળો હોવાથી તેમ જ ભેજથી છોડના પાનને ચોંટી જવાથી કાતરાના ખાધામા છોડનુ પાન આવે તો કાતરો મરી જાય છે. દવા છાંટયા પછી તરતજ વરસાદનુ ઝાપટું પડેતો દવા ધોવાઇ જાય છે. વળી જો પવનનું જોર વધુ હોય તો દવા બરાબર છંટાશે નહીં. એક માણસ દરરોજ એક એકરમા દવા છાંટી શકશે અને દવા આશરે શેર ૪૦ થી ૬૦ જોઇશે.

મારો અંગત અનુભવતો એ છે જે જો મકાઇને બે ફુટને અંતરે હારમાં વાવી હોય તો અવરનવર કરપી મારવાથી ખેતરમાથી કાતરા ઓછા થાય છે. સાથે દવાનો ઉપયોગ કરવાથી જીવતા કાતરાનું પ્રમાણ નજીવુ જેવું રહે છે. જે કાતરા રહે છે તેનાથી બુજ નુકશાન થાય છે વળી જો મકાઇને પોણા ફુટથી એક ફુટને છેટે વાવી હોય તો ઓછા છોડ હોવાથી દવા વિગેરેનો ઉપયોગ સહેલાઇથી અને બપાટાબધ થઇ શકશે અને જે છોડ રહયો તે સારી પેઠે વધશે. એટલે કાતરાનો ત્રાસ ઓછો થશે. કાતરા પડેલા છોડને વધુ વળગે છે અને ખાય છે તેથી વલણવાળા છોડમા ઘણા કાતરા જણાશે અને તેના પર ઝેરવાળી દવા છાટવાથી કાતરા મરી જશે. સારી ખેડાયલી અને ખતરાળ જમીનમા મકાઇનો વધારો સારો થાય છે, માટે જેમ બને તેમ વાવેતર વખતે એરંડીના ખોળનો ઉપયોગ કરેલો હોય તો વરસાદની અનુકૂળતાએ છોડમા વધારો બપાટાબધ થાય છે. વળી કાતરા મોટા થાય ત્યારે મહુડાં સાથે ચણાનો અગર બીજા લોટ સાથે ઉપલું ઝેર (૧૦=૧ ના પ્રમાણમાં લઇ મહુડા શેર ૪ તો લોટનુ મીશ્રણ શેર ૧ એમ લઇ ભેરવી) ખેતરમા છાટવા દર એકરે એક મણ જોઇએ છે. એક માણસ દરરોજ સહેલાઇથી દ્રથી૭ એકર જમીનમાં છાટી શકે છે. વળી મકાઇના ચારણ અગર ઘઉંવા ભુસા સાથે મહુડાને પલાળી, ઉકાળી તઇયાર કરેલું દારૂ જેવુ વાસ મારતું પાણીને મેળવી ઝેર નાખી છાંટી મુકયું હોય તો તે તરફ કાતરા વધુ આકર્ષાઇ ખાઇ મરે છે.

(બ) સેઢાપર કાતના જણાય કે તરતજ ખસલાવાળી જગા પર પાણી સાથે ધાસ્નેલ અગર ક્રુડ કેરોસીન તેલ મેળવી છાટવુ અને ત્યારબાદ ચણાનો લોટ

અને પેરીશગ્રીન નામની દવાવાળુ મિશ્રણ છાંટવુ એટલે કાતરા ઓછા થશે.

વળી ખેતરની આજુ બાજુએ ગટર અગર નીક ખોદી તેમાં મહુડાં ઝેર વાળા લોટની સાથે મેળવી (૧૦ લોટ=૧ ઝેર તથા ૪ શેર મહુડા એ એક શેર ઝેરવાળા લોટને મેળવી) હારબંધ છાટવા કે જેથી કાતરા મહુડાને ખાશે ને મરી જશે, એમ છતા પણ જ્યાર કાતરાની સખ્યા વધુ હોય છે ત્યારે કાતરા ઘણા પ્રમાણમાં ખેતરમા પ્રવેશ કરી નુકશાન કરે છે માટે ખેતરમાં પણ ઝેર વાળા મહુડા નાખવા (દર એકરે એક મણ જોઈએ છે) તેમજ કાતરાને વીણી મારી નાખવા એ સારૂં છે જો ચોખી કરેલી ગટરમા લાકડાનો વહેર પહેલા પાથરી પછી ઝેરવાળા મહુડા નાખવામા આવે તો મહુડા વધુ વખત અસર આપશે અને તે ઉપર ઝેરવાળો લોટ અવર નવર છાટવાથી વધુ મહુડા વારવાર નાખવા પડશે નહી કાતરાને છોડ પરથી સાળવણીથી ખખેરી નાખી છુંદી મારી નાખવાનુ સુગમ કારક પડશે

વળી રતનજોગના પાન વધુ ખાતા હોવાથી રતનજોગના ઝરડાં આમતેમ નાખવાથી કાતરા મકઇના છોડને પડતા મુકી રતનજોગના પાન તરફ ખેંચાશે. પછી ઝેરવાળો લોટ રતનજોગના પાનપરથી નાખવાથી કાતરા એને ખાવાથી મરી જશે અને ઓછા થશે.

કાતરાને દસ બાર દીવસ સુધી નુકશાન ન કરે તેને માટે સાચવવાનું કામ જો કે ઘણુ કઠણ, મહેનતવાળુ તેમજ ખર્ચાળ છે તોપણ બેવડા તુક્ર લેવાનો લાભ હોવાથી તેમજ પહેલા વરસાદના પાકનો અગર વાવેતરનો લાભ લેવાને એ ખાસ અગત્યનુ છે. જો પહેલો વરસાદ જુન માસની આખરે થયો હોય તો જુલાઇ માસમાં વરસાદના ઝાપટા અવર નવર થાય છે. તેમજ હવામા ભેજ વધુ રહેવાથી તેમજ ચાલુ વાદળ રહેતુ હોવાથી મકઇ, ઓળા વાલ વિગેરેનો નુકશાન પામેલા છોડ પાછા ફુટવા માંડે છે તોપણ એ સારો પાક આપે નહીં ફરીથી વાવેલા તુક્રને જો પાછલો વરસાદ સારો થાય નહીં તો પાક ઇયળ વીગેરે પડી ઓછો થાય છે માટે પહેલા વાવેતરને સાચવવાને ઉપાયતા ઇલાજ લેવા એ ઠીક છે



# ગુજરાતના જુદા જુદા કપાસના પ્રદેશોમાં એકજ સુધારેલી કપાસની જાત ફેલાવવાની જરૂરીઆત.

(લખનાર.—મી૦ મગનલાલ એમ. પટેલ. કોટન બ્રીડર—સાઉથ ગુજરાત-સુરત

ચાલુ જમાનામા વેપાર ચલાવવાનાં સાધનો સુધરેલાં હોવાને લીધે આખી દુનીયામાં કઇ જાતની કપાસની માગણી અને પુરવટો છે તે જાણી આપણા ખેડુતને કઇ જાતનો કપાસ ઉગાડવામા હંમેશાં વધારે ફાયદો થશે, તે નક્કી કરવાની જરૂર છે

આખી દુનીયામા ૨૨૦,૦૦,૦૦૦ થી તે ૨૨૯૦૦૦૦૦ ગાંસડીનો પાક થાય છે આનો અડધ ભાગ જેટલો અમેરીકા પકવે છે અને હિંદુસ્થાનમાં આખી દુનીઆનો પાચમા ભાગ જેટલો પાક થાય છે આખી દુનીયાના ભાવના ભાવનો આધાર અમેરીકાના પાક પર હોય છે. આખી દુનીઆમાં ઘણીખરી મીલો ૧થી ૧⅛ ઇચની લબાઇવાળું રૂ વાપરવાને માટે કાઢેલી છે. એટલે કે ૨૨ નબર કે વધારે નંબરનું સુતર કાંતવાને માટે છે. અને આ જાતનુંજ રૂ અમેરીકા પકવે છે આ કારણોને લીધે આ જાતના રૂની માગણી ઘણી છે. ને આ રૂ ખરીદવામા હરીફાઇ ઘણી થાય છે

હિંદુસ્થાનમા જેટલું રૂ પાકે છે તેનો ત્રીજો ભાગજ વપરાય છે એટલે એનો ઘણો ભાગ પરદેશ વેચવાની જરૂર છેજ. હાલમાં હિંદુસ્થાનમાં જે રૂ પાકે છે તેનો ચોથો ભાગજ ૨૨ અગર વધારે નંબરનુ સુતર કાતવાના ખપમાં આવે તેટલુજ છે. અને તેટલુ તો હિંદુસ્થાનના વપરાશ માટે જોઇએ છીએ. આને લીધે હિંદુસ્થાનમાથી જે રૂ પરદેશ જાય છે તે ઘણુ ખરૂં જાડુ સુતર વણવાના કામનુ છે અને તેથી જાપાન એકલુજ ઘણું ખરૂં ખરીદે છે તેથી બીજા દેશોની હરીફાઇનો ભાવ અહીના પાકને મળતો નથી. સાધારણ નીયમ એવો છે જે એક દેશમાં જે પાક થતો હોય તેના ભાવનો આધાર જેટલો માલ પરદેશ ચઢે ને જે ભાવ ઉપજે તેના ઉપર આધાર રાખે છે જેથી અહીંઆં રૂના બધા પાકનો જે ભાવ ઉપજવો જોઇએ તેના કરતા ઓછો ઉપજે

છે આ કારણોને લીધે હિંદુસ્થાનમા લાબા તારવાળા રૂનો પાક વધારવાથી ખેડુતને ફાયદો છે તે સાબીત થાય છે.

ઉંચા તારવાળુ રૂ પેદા કરવાનો સવાલ બાજુએ મુકીએ તો પણ એટલુ તો બધાએ કબુલજ કરવુ પડશે કે આપણા માલની આબરૂની ખાતર અને પરદેશી વેપારીઓ આપણા માલ પર વિશ્વાસ રાખી દરેક વર્ષ ખરીદે, તે માલ એક સરખા તારનો અને ચોકખો હોવો જોઇએ આપણે જોઇયુ તો પરદેશી કાપડના વેપારીઓ પોતાની છાપનો એક સરખોજ એટલો બધો રાખે છે અને હિંદુસ્તાનમા આવી છાપપર એટલો બધો વિશ્વાસ બેઠેલો હોય છે કે ઘરાક અમુક છાપનો માલ માગે છે ને કિંમત પણ વધારે આપે છે તેજ પ્રમાણે આપણા ખેડુતો એક સરખો માલ દરેક વર્ષે પકવે તો તે માલની આબરૂ વધશે અને ભાવ વધારે ઉપજ્યા વગર રહેશે નહિ. આને લીધે એકજ જાતનુ બી દરેક પ્રદેશમાં ફેલાવાની જરૂર છે.

મુંબાઇ ઇલાકો રૂની પેદાશમા અને તેની વપરાશમા આખા હિંદુસ્થાનમા પહેલો નબર છે હિંદુસ્તાનમા જેટલુ કાપડ તઇયાર થાય છે તેનો ૮૦ જેટલા માલ આ ઇલાકામાજ વણાય છે અને આ ઇલાકામા બીજા ઇલાકામાથી અને અમેરિકાથી રૂની આયાત કરવી પડે છે, હાલમા સુધરેલા જમાનામા ઝીણા કાપડની માગણી વધી છે અને મજુરો પણ ઉંચા નબરનુ સુતર કાતવા માટે વધારે સારૂ રૂ માગે છે આ હરિફાઇના દિવસોમા જોઇતુ અને ઉંચી જાતનું રૂ આપણા ઇલાકામા જે પકવવામા આવે ને જો તે એકજ જાતનુ હોય તો અહીંઆના વેપારીઓ સારો ભાવ જરૂર આપશેજ અને ખેડુતનુ હિત ઉંચી જાતનો કપાસ અને એક જાતનોજ રૂ પકવવામાં સમાયલુ છે.

હાલમાં જે કપાસ પાકે છે તેમા લાબા તારવાળા ટુકા તારવાળા તેમજ સુંવાળા રૂવાળા તેમજ ખડછટ રૂવાળા છોડનુ રૂ મિશ્રણ હોયછે, પણ જો દરેક પ્રદેશમા ખેડુતો ખેતીવાડી ખાતાએ પસદ કરેલા એકજ છોડનુ બી તઇયાર કરેલુ વાપરે તો માલ ચોકખો પાકે અને વેપારીનો વિશ્વાસ વધે અને માલનો ભાવ સારો આવે

માલ કેવી રીતે ઉતરી જાય છે ને તેથી વેચાણ થતુ નથી પણ ભાવ ઘણો ઓછો ઉપજે છે તે ભરૂચ જીલ્લામા પાકતા માલનો ૧૯૧૦ પહેલાનો ભાવ અને હાલના ભાવ સાથે સુરતી રૂ (જે ચોકખુ રહેલુ છે) તે સરખા-

વાથી જણાઇ આવે છે, ને તે ઘણા ખરા લોકો જાણે છે.

ખેડુતોને પોતાના માલનો સારો ભાવ ઉપજે તે માટે દલાલો અને માર ફતીઆઓ કમી કરવા જોઇએ રૂના વેચાણમાં દગા ફટકા એટલા થાય છે કે ગીલવાળાઓને જો ચોકખા માલનો વિશ્વાસ પડે તો બારોબાર ખરીદે અને દલાલો તથા ગાંસડીયો પારખનારાની જરૂર રહે નહી અને તેનો ખર્ચ ઓછો થાય. આનો ફાયદો ખેડુતોને મળ્યા વગર રહે નહી અને કપાસનો ભાવ વધે જો ખેડુતો એકજ જાતનો ચોકખો કપાસ વર્ષો વર્ષ પેદા કરે તોજ મીલવાળા નો વિશ્વાસ બેસે અને ઉપર લખેલો ફાયદો થાય તેમ છે માટે દરેક પ્રદેશમાં એકજ જાતનો કપાસ કરવાની ખાસ જરૂર છે.

હાલમાં રૂના ભાવમા તેજી મંદીના ભાવમા ફેર બહુ રહે છે આનું મુખ્ય કારણ એ છે જે સટોડીયાઓ એવી ઉમેદથી ત્યાગ કરે છે જે જો ભાવ ઘટી જશે તો જોડેના ભાગમાંથી હલકે કપાસ ઓછા ભાવે વેચાતો લાવી, મિશ્રણ કરી માલ પગખાવી દઇશુ અને આપણે ખોટમાથી બચી જઇશુ પણ જો એકજ પ્રદેશમાં એકજ જાતનો સારો કપાસ થતો હાય તો સટોડીઆઓ આવી ઉમેદથી વેપાર કરશે નહીં અને તેથી ભાવમા જે બહોળો ફેરફાર થાય છે તેટલો થશે નહી ને તેથી સાધારણ ખેડુતને જો એકજ જાતનો કપાસ થઇ જાય તો તે ફાયદો થશે

આવી રીતે રાજપીપળા સ્ટેટમા એકજ જાતનો સુધરેલો કપાસ છેલ્લા ચાર વર્ષથી કરવામા આવે છે ને તેથી તેના માલની એટલી બધી આબરૂ વધી છે કે હાલમા એની કીમત સુરતના માલ જેટલીજ ઉપજે છે ત્યારે પહેલા એક ખાંડીએ ૫૦ થી ૧૦૦ રૂપીઆ ઓછી ઉપજતી હતી.

ઉપર લખેલા ફાયદા સિવાય જો દરેક પ્રદેશમા એકજ જાતનું સુધરેલું બી થઇ જાય તો કુદરતી રીતે જે હલકા કપાસની સાથે મિશ્રણ થાય છે તે પણ થવાનો સભવ રહે નહિ, અને વજનપરખનો ફાયદો ખેડુતોને થાય.

આ પ્રમાણે હાલમાં ખેતીવાડી ખાતાએ સુરત જીલ્લાને માટે, કાનમ પ્રદેશને માટે, અને વાગડ પ્રદેશને માટે દરેક રીતે ફાયદેમદ બી તઇયાર કરેલ છે.



# હાથ વણાટનો વાડો.

—**************—

મુંબઇના હુન્નર ઉધ્યોગ ખાતાએ હાથ વણાટના કામદારોને આ ખાતાના વાડામાં જુદી જુદી જાતના સુધરેલા ઓજારોના નમુનાથી અખતરા કરવામાં આવ્યા છે તેની મદદથી તે લોકોને પોતાના કામનું ધોરણ તથા પેદાશ વધારવા મદદ કરવાનું માથે લીધુ છે. આ હમણાના બધારણે, દર વર્ષે આસરે રૂા. ૪૦,૦૦૦ ) આ બાબત પાછળ ખર્ચે છે.

**નાખવાનો કાટલો અને ઉડતો કાટલો.**

સહેલામા સહેલી જાતની હાથ વણાટની સાલો જે હિંદુસ્તાનમાં ચાલુ છે, તે ખોડાની સાલો કે જે નાંખવાના કાંટલાથી ફણીની અંદર કાંટલો લુગડાની બન્ને બાજુ પરથી વારાફરતી નાખવાની છે. આ રીત ઘણી ધીમી છે અને તે લુગડાની પહોળાઇ સાંકડી હદની બનાવે છે હાથ વણાટના ઉધ્યોગમા ઘણો અગત્યનો યાત્રિક સુધારો ઉડતા કાટલાને દાખલ કર્યાનો જેથી ફણી કે જેનેથી કાંટલો ફેંકાય છે તે બાહરો બાહર હાથથી નહી પણ વણકરના હાથમા જે હાથો હોય તેની સાથે દોરીથી ફેંકવાનુ યંત્ર જોડયુ છે તેની મદદથી ફેંકાય છે આમા વણકર પોતાનો ડાબો હાથ ફણી ચલાવવા છુટો રહેવા દઇને જમણે હાથે કાટલો ફેંકે છે. આ વાડામાં નાખવાની કાટલાની ખાડાની સાલ, ઉડતા કાટલાંની ફણીવાળી સાલની સાથે બાજુમા કામ કરતી દેખાડવામા આવે છે જેમને લાગતું વળગતું છે તે લોકો પોતાની મેળે નિર્ણય કરી લેશે કે ઉડતા કાંટલા વાળો વણકર પોતાનો માલ ૪૦ ટકા વધારે કહાડે છે. વળી બીજી સુધરેલી પોતાની મેળે કામ કરતી એવડાં કાટલાની હાથ વણાટની રેસમ, ચેક, ટોવેલ વિગેરે વણવાની સાલોના પણ નમુના દેખાડવામાં આવે છે

**બોબીન અને તાર વીંટવો**

વણકરનો હુન્નર માત્ર કાટલા વાપરવામાં નથી તેને વાણા તાણાનો કરી આર દેવો પડે છે, વણાટની તઇયારીમાં કાટલાને વાણાને વાસ્તે સુતરની આંટીયોમાથી તાર ભરવાનું પણ આવી જાય છે, આ તઇયારી કરવાને વાસ્તે અસલી રીવાજ હાથના ચરખાં અગર રેંટીયાનો છે કે જે ઘણો ધીમો છે; હુન્નર ઉદ્યોગ ખાતુ આ શરૂઆતની તઇયારીને વાસ્તે જમાનાને અનુસરતી સુધરેલી

રીત દાખલ કરવાને વાસ્તે અખત્રા કરે છે.

બોબીન સાથે તાર વીંટવાનું મશીન હમણા છેલ્લી ઢબે આ ખાતા તરફથી બનાવવામા આવ્યુ છે તે પહેલાની વીંટાળવાની ગામડીઆ રીતની સાથે સાથે બતાવવામા આવે છે હાથ વણાટના નાના કારખાનાને વાસ્તે આ માફક આવે એમ છે અને સુધરેલી ઢબનુ બોબીન અને તાર વીંટવાનું પેંડુ પણ બતાવવામાં આવે છે કે જે હલકુ અને કામ કરવામા ઝડપવાળુ છે.

**વણાટ અને કાંજી પાવી**

હાથ વણાટના ધંધાનો મુખ્ય સવાલ એ છે કે શરૂઆતની વણાટ અને કાંજી પાવાની રીતમા સુધારો કરવો ગામડાની હમેશની વણો બનાવવાની રીત, ઘોડીઓ પર સુતર ઉઘાડાં વાડામા લાગી પાથરી કાંજી દેવી આ સબંધમા અત્યાર સુધીમાં સારામા સારો પ્રયત્ન એટલો થયો છે કે મોટા વણાટ અને કાંજી દેવાના યંત્રો છે અને નાહના ઝુંપડાના વણાટ અને માંડ દેવાના યંત્રો આ ખાતા તરફથી બનાવવામાં આવ્યા છે પહેલું યંત્ર નાહના હાથ વણાટના કારખાનાને લાયકનુ છે અને બીજું છે તે એકલ દોકલ વણકરોને લાયકનું છે કેટલીક એનજીનથી ચાલતી નાની શાલો છે કે જેને સુતરને કાંજી દેવાના યંત્રની ઘણી જરૂર છે મોટું યંત્ર આ જમાઓ બરોબર માફક આવે એમ છે. આ ઉપરથી માલમ પડશે કે હાથ વણાટના ઉદયોગની શરૂઆતની રીત હુન્નર ઉદયોગ ખાતા તરફથી ઘણી સુધારવામા આવી છે

**હાટર્સલેની સાલો.**

આ હાથ વણાટના ઉદયોગને જમાનાને અનુસરતો કરવાને વાસ્તે, ઇંગ્લીશ હાટર્સલેની પગથી ચલાવવાની સાલોના ચાલુ હાલત મા અખત્રા કરવામા આવે છે આ સાલો આંખો ફણી સિવાય લોખંડનો બનાવેલો છે અને શીવવાના સાંચા ની માફક દાંડાથી પગે ચલાવવામા આવે છે તેને છ (૬) કાંટલાની ફરતી પેટી છે કે જે જુદી જુદી જાતના રંગના દોરા વપરાય છે અને બાર પીંછીનો ઝુમખો અંદર ગાલામા તથા કીનારીમાં ભાત પાડવાને વાસ્તે આવે છે. સાલો ને બોલ બેરીંગ નાખવાની જરૂર છે મુંબઈ ડીસ્ટ્રીક્ટમા હટર્સલેની સાલો ૩,૦૦૦ હજાર છે કે જે ઝીણુ સુતર અને કીમતી રેશમ કાઢે છે આ ઉપરાંત નીચે પ્રમાણેના શાખાઓના કામના અખત્રા પણ કરવા જોઈએ.

(૧) હાથથી રૂઉ ઝીણુ કાંતવાનુ
(૨) ઉન કાંતવુ અને વણવું
(૩) સુતર રંગવાનુ અને છીંટ છપવાનું
(૪) શુદાર વણવાનુ.

ઇંગ્લીસ પરથી ગુજરાતીમાં તરજુમો કરનાર
રાગલાલ સેતીલાલ દેશાઈ.

# કીટક નાશક કૃત્રિમ પક્ષી.

—************—

( લેખક—રણછોડજી જીવણજી નાયક બી. એજી.,
સ્પેશીયલ એન્ટોમોલોજીકલ ઓફીસર—સુરત. )

અમેરીકા દેશમાંથી "રૂરલ ન્યુ-યોર્કર" નામનું અંગ્રેજી અઠવાડીક નીકળે છે. તેમાં કેટલીકવાર ખેતી સંબંધી પણ ઘણી સરસ ખબરો આવે છે. થોડા દિવસ પર મારા વાંચવામાં આવ્યું હતું જેના મુખપૃષ્ઠ પરજ ઉપર બતાવેલ મથાળાવાળો લેખ અંગ્રેજીમાં હતો. લેખમાં ઘણી જાણવા લાયક બાબતો હતી; પણ તેમાંની ઉપયોગી બીના ટુકમા જણાવીશ.

અમેરીકા દેશમાં થોડા વર્ષોથી 'કોટન બોલ વીવીલ' (Cotton Boll Weevil) નામના કીટકથી પારાવાર નુકશાન થાય છે, એ કીટક કપાસના જીંડવા ખાઇ જાય છે અને કપાસનો પાક અશક્ય કરી મુકે છે, એના ત્રાસને લાધે તે દેશમાં થોડાક વર્ષો સુધી લોકોને કપાસ ઘણાજ ઓછા પ્રમાણમાં વાવવો પડયો, અને પુરતાં રૂના અભાવે સારો ભાવ મળવાથી આપણા દેશના ખેડુતોને પણ વચલા વર્ષોમાં થોડા દોડાવવાની, તેમજ સારા ગાડી બળદ વીગેરે સાધનોથી મોજ કરવાની તક મળી. આમ અમેરીકા દેશને કપાસ પ્રત્યેક અને અણગમો રાખવો પડયો, અને કપાસને બદલે બીજા તુરો તરફ ધ્યાન દોરવું પડયું, આથી અલબત બીજા પાકો તેજ જમીનપર ઘણી સારી રીતે કેમ લઇ શકાય તેની તાલીમ અને તેનું જ્ઞાન તેઓને મળ્યું, આ લાભ ત્યાં એટલે દરજ્જે ગણાયો કે આ Boll Weevil કીટકની યાદગીરી રાખવા એક કીર્તિસ્તંભ મુકાયો,

પણ અમેરીકાને કપાશ સિવાય ચાલે એમ નહિ, એટલે આ કીટકના નાશ માટે ઉપાયો ખોળવા સિવાય ત્યાના લોકોને ચેન પડે એમ ન હતુ; સરકારે, જમીનદારોએ તેમજ બીજા મુડીદારોએ સંખ્યાબંધ કીટક શાસ્ત્રીઓને રોક્યા અને કામ ધમધોકાર ચાલ્યું. પેરીસગ્રીન ( Paris green ) નામની દવાની ભુકી છાટવાનો ઉપાય અજમાવાયો, અને તે કાંમ જુદી જુદી રીતે દવા છાંટવાના યંત્રો વીગેરેની મદદથી આગળ ધપ્યું. વળી દવા ભભરાવવાની બીજી રીત પણ શોધી કહાડી તે એ હતી કે ખચ્ચરની ઉપર ખાંધની અગર તેના જેવી મજબુત એક લાકડી આડી બાંધવી અને તે લાકડીના બન્ને છેડે ઝીણા કપડાની કોથળીઓ લટકાવવી તે એવી રીતે કે કોથળીઓ આજુબાજુના ચાસપરના

બરાબર લટકે. જેમ જેમ ;અચ્ચર ખડ્ડક ખડ્ડક ચાલે તેમ તેમ કોથળીઓ પણ ઉંચી નીચી હાલે અને તેમાંની ભુકી આપોઆપ છોડ પર પથરાતી જાય. પણ ખેતીમાં આગળ પડતી મજા એમ જ પે તો થઇ રહયુ !

પેરીસગ્રીન લાયક દવા ન હતી. પ્રમાણ સ્હેજ વધી જાય તો છોડ પણ ચીમળાવા-માંડે. આવા અનેક કારણોને લઇ કેલસીયમ આરસીનેટ ( Calcium -Arsenate ) નામની અકશીર દવા શોધી કહાડી પણ મુખ્ય સવાલ મોટા મોટા ખેતરોમાં કેમ પહોચી વળવું એ હતો. તેને માટે બલુનનો ( Aeroplane ) ઉપયોગ અજમાવાયો અને આજે ઘણીજ ફતેહમંદ રીતે બલુનથી દવા ભભરાવી શકાય છે એમ સિધ્ધ થયું. એ રીતથી ઘણાજ બારીક રૂપમાં ધુમસની માફક દવા પથરાય છે, અને છોડના એકે એક ભાગને પહોચી વળે છે. ખુબીની વાત તો એ છે કે એક મિનિટમાં એક એકર પર દવા ભભરાવી શકાય છે. આમાંજ ઉપાયોની ફતેહની ચાવી રહેલી છે. એકી વખતે સંખ્યાબંધ ખેતરોમા કોઇ પણ ઉપાય અજમાવાય ત્યારેજ પાક રોગની સામે બરાબર લડી શકાય અને તેનો ફેલાવો અટકાવી એકદમ નાશ કરવાનું બની શકે આવો ઉપાય ઘણો લોકપ્રિય થઇ પડે તો તેમાં નવાઇ નથી રૂશી યા જેવા દેશોમાં પણ તીડોની સામે ઝુબેશ ઉઠાવવામાં આવી રીતે બલુનનો ઉપયોગ થયેલ વાંચવામા આવ્યું છે. સાંભળવા પ્રમાણે હમણાજ આપણા દેશ મા પણ સિંધમા લગભગ સાઠ માઇલ સુધી તીડોને લીધે જબરજસ્ત નુકશાન થયું. આવે વખતે તો અલબત્ત આપણને લાગે કે આવું સાધન આપણે ત્યાં વપરાતું હોય તો કેવું સારૂ ! એક મિનિટમા એક એકર દવા છાંટી ઉપદ્રવી કીટકોનું નાશ કરનારૂ બલુન " કીટક નાશક કૃત્રિમ પક્ષી " ગણાય તો નવાઈ શી ?

જેમ અત્યારે કેટલાકને જુની આખે નવા તમાશા જોવા પડતા હશે તેમ અત્યારની નવી આખો જુની થશે ત્યારે અવા અનેક તમાશા આ દેશમા પણ જોવા પડે તો તેમાં નવાઇ નથી. દુનિયાની હારોહાર ધપવુ હોય તો તેની સાથેજ રહે છુટકો, પણ પાક રોગ શાસ્ત્ર ની શાખાને આપણે ત્યાં જે કાઇ ઉત્તેજન મળે છે તે અમેરિકા દેશની સરકાર, જમીન દારો અને લોકો એ શાખા અગે જે રસ લે છે તેની કાંઇ બિસાતમાં નથી ખેતીના અંગની દરેક શાખાને આગળ ધપાવવાની જરૂર છે, પણ પાકરોગ તરફ પુરતી કાળજી ન રાખવામા આવે તો છેવટે પાલવે એમ નથી જુદા જુદા પાકો માટે વધુ ઉત્પન્ન આપે એવી જાતો, રીતો અને ખાતરો વીગેરે ખોળી કાઢીએ છતા એવો વખત આવે છે કે એ બધાને પાકના રોગ આગળ

ભરૂચ જીલ્લા ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ખીલવનાર મંડળનો
તા. ૧-૪-૨૫ થી તા. ૩૧-૩-૨૬ સુધીનો મંડળના
ઓનરરી સેક્રેટરીએ જીલ્લાના કલેક્ટર સાહેબ
અને મંડળના પ્રેસીડંટ સાહેબ તરફ કરેલો

# રીપોર્ટ.

(સને ૧૯૨૫-૨૬ ની સાલનો)

ઋતુ

અને ૧૯૨૫ના ચોમાસાએ સારા વરસાદના ઝાપટાથી શરૂઆત કરેલી અને પુષ્કળ પાક માટે આપણને આશા આપેલી પરંતુ છેલ્લે વરસાદ ના પડવાથી જીલ્લાના કેટલાક ભાગમા પુરતો પાક થયો હતો નહિ આગલા વરસમા કપાસની જે ઉતર આપેલી તેના કરતા આ વરસમા તે ઓછો ઉતરેલો અને તે બાદ કરતા સામાન્ય રીતે ચોમાસુ નિષ્ફળ નીવડેલુ નહિ. કપાસના ઓછા ઉતરને લીધે જીનો વહેલા બંધ કરવા પડેલાં અને તેમને પ્રમાણમા આવક પણ ઓછી થયેલી કપાસના હલકા ભાવે પણ વેપારીઓ પર અસર કરેલી

૨ પ્રવીણ પુરૂષો તરફથી હકીગત બહાર પાડવામા આવે છે તે પરથી આવતા ચોમાસા માટે ચોક્કસ કશું કહી સકાય એમ નથી પરંતુ સામાન્ય રીતે લેતા તે આબાદ નીવડે એવું જણાય છે

મંડળના કાર્યવાહકો.

૩ રીપોર્ટવાળા વરસ દરમ્યાન મંડળના પ્રેસીડેન્ટનો ઓધ્ધો મે. એ. ઓ. કુરેશી એસકવાયર એમ. એ. ભરૂચના કલેકટર સાહેબે ભોગવેલો અને તેમની સાથે ઉપપ્રમુખ તરીકે મે સરદાર-રાવ બહાદુર મોતીલાલ ચુનીલાલ દેસાઇએ કામ કર્યુ, તેમજ તેમને ખેતીવાડી ત્રીમાસીકના પ્રસિધ્ધ કરાવવાના કામ પર દેખરેખ પણ રાખેલી ઓનરરી સેકરેટરી તરીકે મેં કામ કરેલુ

સભ્યો.

૪ ૧૩૮ જીંદગીવાળા સભ્યોમાથી ત્રણ સભ્યો રીપોર્ટવાળા વરસ દરમ્યાન ગુજરી ગયા અને હાલમા તેમની સંખ્યા ૧૩૫ સભ્યોની છે

વાર્ષિક સભ્યોમા ત્રણનો ઉમેરો થયો હતો, અને હાલમા તેમની સંખ્યા ૧૬ સભ્યોની છે.

## મીટીંગો.

૫ મંડળની કાર્યવાહક કમીટીની ચાર બેઠકો થઈ હતી. અને જીલ્લાના કલેકટર સાહેબના પ્રમુખપણા નીચે એક વાર જનરલ બોર્ડની સભા મળી હતી. મ્યુઝીયમ કમીટી વરસમાં બે વાર મળી હતી

## મંડળની આર્થીક સ્થીતી

૬ આ સાથે રજુ કરેલાં પરીશિષ્ટ "અ" જોતા માલમ પડશે કે મંડળની આર્થિક સ્થિતિમા ,વરસ દરમ્યાન સુધારો થયો હતો. ગયા વરસની બાકી શીલક રૂપીઆ ૮૦૩૯-૧-૪ સાથે આ વરસની બાકી શીલીક રૂપીઆ ૯૦૪૩-૧૫-૧૧ સરખાવતા રૂપિઆ ૩૦૪-૧૪-૭ નો મંડળના ફંડમાં વધારો થયેલો માલુમ પડે છે અને તે કરકસર ભરેલા કારભારને આભારી છે

૭ રીપોર્ટવાલા વરસ દરમ્યાન મંડળની કુલ આવક રૂા, ૧૪૮૩-૯-૫ ની થઈ હતી તેમા મુખ્ય રકમો ખાતે રૂપીઆ ૮૧૦) ખેતીવાડી ત્રીમાસીકના લવાજમના તથા રૂપીઆ ૪૬૫-૩-૧૧ થાપણ ઉપરના વ્યાજના, તથા રૂા, ૧૦૦) ભરૂચ જીલ્લા ડીસ્ટ્રીકટ લોકલબોર્ડની ગ્રાંટના અને રૂા. ૩૨) વાર્ષિક સભ્યોના ફીના આવેલા છે મંડળનો કુલ્લે ખર્ચ રૂા. ૧૧૭૮-૧૦-૧૦ થયો હતો તેમાથી મુખ્ય કરીને રૂા ૪૭૬ છપામણી ખાતે, તથા રૂપીઆ ૫૨૮) ઓફીસ ખર્ચ ખાતે અને રૂપીઆ ૧૧૮ પોસ્ટેજ ખાતે વપરાયા હતા

૮ મંડળનું ભંડોળ સહકારી જામીનગીરીઓમાં રોકવામા આવ્યું છે તેમાં રૂા. ૫૦૦૦) ૫½ ટકાના વ્યાજે રૂા. ૧૦૦૦) ૫ ટકાના વ્યાજે અને રૂપીઆ ૧૦૦) ૩½ ટકાને વ્યાજે રોકેલા છે તે ઉપરાંત મંડળ પાસે રૂપીઆ ૭½ ટકાનુ ડીવીડંન્ટ મેલવતો ભરૂચ ડીસ્ટ્રીકટ કો-ઓપરેટીવ બેંક લીમીટેડનો રૂપીઆ ૧૦૦ની કીમતનો એક સેર છે તેમજ તે બેંકના ફીક્ષ્ડ ડીપોઝીટ ખાતે રૂા. ૨૫૦૦), સેવીંગ બેંક ખાતામા રૂા ૧૭૦ ) અને ચાલુ ખાતામાં રૂા ૧૭૦) જમે મુકેલા છે વરસ આખરે હાથપર રૂા ૩-૧૫-૧૧ શીલીક રહી હતી હીસાબ યોગ્ય રીતે તપાસવામા આવ્યો છે, અને તે ખરો હોવાનો જણાવવામા આવ્યો છે.

૯ સને ૧૯૨૬ ૨૭ નું સાલનુ અંદાજપત્ર મેનેજીંગ કમીટીએ મંજુર કર્યો મુજબનુ આ સાથે પરિશીષ્ટ અ-૧ તરીકે રજુ કર્યું છે તે જોતા જણા શે કે તે સાલનો ખર્ચ આવકમાંથી મળી રહેશે

## મંડળનુ કાર્ય અને સામાન્ય.

૧૦ રીપોર્ટવાલા વર્સ દરમ્યાન ખેતીવાડી ત્રિમાસીકમા જે ગ્રહસ્થો અને તેમા મુખ્ય કરી સહકારી ખેતીવાડી ખાતાના અમલદારો, કેજેઓ હમેશ મોકલે છે તેમની સહૃદય મદદથી ખેતીવાડી ત્રિમાસીક વખતસર નિયમીત રીતે પ્રગટ કરવામા આવેલું અને મંડળ તે ગૃહસ્થોનો ઉપકાર માને છે.

૧૧ સરકારના ખેતીવાડી ખાતા તરફથી ભરૂચ તાલુકામાં એક ડેવલપમેંટ એસોસીએશન કાઢવા માટે મહેરબાન કલેકટર સાહેબની ઓફીસમાં થોડા વખતપર એક પ્રાથમિક સભા બોલાવવામા આવેલી પરંતુ તેમા ભાગ લેવા માટે આ મંડળને આમંત્રણ કરવામા નહિ આવેલુ હોવાથી મંડળ તરફથી કોઇ હાજર રહી શકયું ન હતું અને તેથી ત્યાં ચાલેલા કામકાજ સંબંધી વિગત અત્રે આપી શકાય એમ નથી આવા એક તાલુકા મંડળની આવૃશ્યકતા માટે આગલા વરસોના મારા રીપોર્ટમા ઉલ્લેખ કરવામાં આવેલો અને તેટલા પુરતોજ તે વિષય અત્રે જણાવવામા આવ્યો છે, પરંતુ જે નવુ મંડળ સ્થાપવામાં આવનાર છે તેના કાર્યક્રમની આ મંડળને માહીતી નથી.

૧૨ મંડળની ઓફીસ માટે અત્યાર સધી વાઇસ પ્રેસીડટ સાહેબે પોતાના મકાનમાંથી એક રૂમ કાંઇ પણ ભાડુ લીધા વિના વાપરવા આપતાં હતા અને તેઓને અનેક વખત વિનંતી કર્યા છતાં તે માટે ભાડું લેવા ના પાડતા હતા. મારા ગયા વર્ષના રીપોર્ટમા જણાવ્યા મુજબ મંડળ એઓ સાહેબની ઉદારતાનો લાભ વધુ વખત લેવા રાજી હતુ નહિ અને તેથી એઓ સાહેબને મંડળને બીજા મકાનમાં ખસેડવા માટે યાતો હાલની ઓફીસ માટે ભાડું સ્વીકારવા માટે જણાવવામા આવેલુ અને તે સંજોગોમાં એઓ સાહેબે ભાડું લેવાનુ કબુલેલુ છે તેથી આ મંડળને માટે બીજું માલકીનુ મકાન મળે નહી ત્યાં સુધી ઓફીસની જગ્યા માટેના સવાલનો હાલને માટે ઉકેલ થયો છે,

૧૩ ભરૂચમા એક ખેતીવાડીની નીશાળ માટેની મંડળની જુની માગણી તરફ સત્તાવાળા તરફથી પસંદગી બતાવવામા આવતી નહિ હોવાથી તેઓના તરફના માનની ખાતર તે બાબત મારે પડતી મુકવી જોઇએ ફળદ્રુપ જમીન ધરાવનાર અને નામદાર સરકારને ભારે રેવેન્યુ આપનાર તેમજ ઘણાજ ચાલાક ખેડુતોથી વસાયેલા આપણા જીલ્લાના આવી એક નીશાળ માટેના દાવાનો સવાલ હુ આપનેજ સોપુ છુ

૧૪ નામદાર સરકારની હાલની નીતી ખેતીવાડીનાં પ્રદર્શનો ભરવાની હોવાથી આ જીલ્લામા વારસીક એવા પ્રદર્શનો ભરવા માટે એક નાણુકની

ખોટ આ મંડળને આપવા માટે માગણી કરવાનું કરેખરનું કહેવાશે નહિ.

૧૫ ખેતીવાડી ત્રિમાસીકની નકલો લેવા માટે કાઠીઆવાડ, રેવાકાંઠા અને સુરત એજન્સીના દેશી રાજ્યોના દરબાર સાહેબોનો તેમજ જુદા જુદા તાલુકા અને જીલ્લા લોકલ બોર્ડનો આ મંડળ ઉપકાર માને છે, તેમજ ભરૂચ જીલ્લા લોકલ બોર્ડના એકાઉટંટ મી૦ ભોગીલાલ હરીલાલનો આ મંડળનો હિસાબ તપાસવા બદલ પણ ઉપકાર માનવામા આવે છે.

મંડળના ઓફીસ કલાર્ક મી૦ સુરજરામ એમ૦ દીવાને વરસ દરમ્યાન સંતોષકારક રીતે કામ કર્યું છે.

રવાના મહેરબાન વાઈસ પ્રેસીડેન્ટ સાહેબ મારફતે.

I N DESAI.
ઓનરરી સેક્રેટરી.

---

સેલામ સાથે રવાના—

તારીખ ૨૮ જુલાઇ સને ૧૯૨૬ ના રોજ મળેલી મેનેજીંગ કમીટીએ આ રીપોર્ટ બાહલ રાખ્યા બાદ તેની પર પોતાનો શેરો કરવામા જે એક મહીનાથી વધુ ઢીલ થઇ છે તેને માટે વાઈસ પ્રેસીડંટ પોતે દીલગીર છે

૨ વાઇસ પ્રેસીડંટના પૌત્રની ગભીર માંદગીને લીધે એમને મુબઇ જવુ પડયું હતું અને ત્યાં તેમનો પોત્ર તા૦ ૩૧ મી ઓગસ્ટે રાતના સાડાઆઠ વાગે ગુજરી જવાથી એમને તા૦ ૨ જી સપ્ટેમ્બર સુધી ત્યા રહેવુ પડેયુ હતુ.

૩ ઓનરરી સેક્રેટરીએ પોતાના રીપોર્ટના ૧૧ મા પેરેગ્રાફના જે ફરીયાદ કરી છે તે જાણવા જોગ છે અને તેના પર મહેરબાન પ્રેસીડંટ સાહેબ તથા મહેરબાન ડાયરેકટર સાહેબ ઓફ એગ્રીકલચરસે ધ્યાન આપવા ઘટે છે આ હકીકત કઇ સરત ચુકથી બની નથી, પરંતુ એક જુની ૧૯ વરસની સંસ્થા કે જેના કાર્યના તેના જીલ્લા કલેકટર સાહેબ અને ડાયરેકટર ઓફ એગ્રીકલચર તરફથી વારવાર વખાણ કરવામાં આવ્યાં છે તે મંડળની હસ્તી તરફ જાણી બુઝીને આંખ મીચામણા કરવામાં આવ્યા છે.

૪ વાઇસ પ્રેસીડંટનો એવો મક્કમ અભિપ્રાય છે કે વ્યવહારિક કામ કરવાં માટે તાલુકા મડળોની જરૂર છે આ મડળે પોતાની તા૦ ૬ ઠી ડીસે મ્બર સને ૧૯૧૨ ની સભામા તાલુકા મડળો સ્થાપવા માટે ઠરાવ કરેલો, અને તેને માટે નિયમો પણ ઘડેલા સ્થાનિક અમલદાર તાલુકા મામલતદારને દરેક તાલુકા કમીટીના ચેરમેન બનાવેલા પરતુ છેલ્લા અગિઆર વર્ષમા એક પણ તાલુકા કમીટીએ પોતાની મીટીગ ભરી નથી.

૫ ભરૂચમા ખેતીવાડીની નિશાળ માટે આ જીલ્લાનો દાવો મુકી દેવાને વાઇસ પ્રેસીડટ તઇયાર નથી સને ૧૯૧૨ ની સાલથી વાઇસ પ્રેસીડટે તેને માટે ચાલુ અરજ કરી છે અને દરેક વર્ષે આશા આપવામાં આવતી હતી. સને ૧૯૨૨-૨૩ સુધીના દરેક કલેકટર સાહેબ અને મડળના પ્રેસીડંટે આ અરજને ટેકો આપેલો છે અને જો કે ત્યારપછીના બે કલેકટર સાહેબો તરફથી તે દાવાને ટેકો મળ્યો નથી, છતાં પણ વાઇસ પ્રેસીડટનો મક્કમ અભિપ્રાય છે કે મી૦ મુરધેકરે આ મડળના સને ૧૯૨૩-૨૪ ના રીપોર્ટ પાછળ નબર પી૦ આર૦ જી૦ આર૦ ના તા૦ ૧૪ જુલાઈના ચેરામા જણાવ્યું છે તે મુજબ અકલેશ્વરમા બ્રેથોર્ન-મીસનનુ ચર્ચ આવી એક નિશાળ ઉઘાડવાંનો ઇરાદો રાખે છે તેથી, યાતો સુરતમા આવી એક નિશાળ છે તેથી ત્યા ભુખ ભાગવાની નથી ખેતીવાડીનું શિક્ષણ ભારતની જીંદગીના પ્રાણ સમાન છે. દરેક ઉદ્યોગને સપુર્ણ બનાવવા માટે તેને શાસ્ત્રિય કેળવણીની જરૂર છે અને જ્યા સુધી નિશાળો ઘણી અને નજદીકમા હોય નહિ, ત્યા સુધી આવી કેળવણી દરેક ખેડુતને ઘેર પહોચી શકે એમ નથી.

૬ ઓનરરી સેક્રેટરી મી૦ ઇશ્વરલાલે તેમજ કારકુન મી૦ સુરજરામે સતોષકારક રીતે પોતાની ફરજો બજાવી છે. ઓનરરી સેક્રેટરીએ કાંઈપણ લીધા વીના પોતાના વખત તથા મહેનતનો ભોગ આપેલો હોવાથી આ મડળ તેમનો ઉપકાર માને છે

Motilal Chunilal,

વાઇસ પ્રેસીડંટ

# એપેનડીક્ષ અ.

ભરૂચ જીલ્લા ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ખીલવનાર મંડળનો સને ૧૯૨૫-૨૬ (તા૦ ૧ લી અપ્રેલ ૧૯૨૫ થી તા૦ ૩૧ માર્ચ ૧૯૨૬ સુધી) ના જમા ખર્ચનો હીસાબ.

| જમા | | | બાબત | ખર્ચ | | |
|---|---|---|---|---|---|---|
| રૂ૦ | આ | પા | | રૂ | આ | પા. |
| ૮૭૩૯ | ૧ | ૪ | ખુલતી શીલક<br>ધી ભરૂચ કો-ઓપરેટીવ બેંક<br>લી. મા ફીક્ષ્ડ ડીપોઝીટ ખાતે ૨૦૦૦-૦-૦<br>સેવીંગ એકાઉન્ટ ખાતે ૫૨૫-૦-૦<br>કરંટ એકાઉંટ ખાતે ૫-૦-૦<br>શેર ૧ ૧૦૦-૦-૦<br>સરકારી પ્રોમેસરી નોટ ૧ ૧૦૦-૦-૦<br>વોર બોન્ડસ ૫ ૫૦૦૦-૦-૦<br>બોન્ડ ૧ સને ૧૯૩૩ નો ૧૦૦૦-૦-૦<br>૮૭૩૦-૦-૦<br>પાછલી સીલક ૯-૧-૪<br>કુલ્લે ૮૭૩૯-૧-૪ | | | |
| ૪૬૫ | ૩ | ૧૧ | થાપણ મુકેલી રકમના વ્યાજ ખાતે | ૦ | ૦ | ૦ |
| ૮૧૦ | ૦ | ૦ | ત્રિમાસીક લવાજમ ખાતે | ૦ | ૦ | ૦ |
| ૧૦૦ | ૦ | ૦ | ભરૂચ ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડ ગ્રાંટ ખાતે | ૦ | ૦ | ૦ |
| ૨૨ | ૦ | ૦ | વાર્ષિક મેમ્બર ફી ખાતે | ૦ | ૦ | ૦ |
| ૩૭ | ૭ | ૦ | પોસ્ટેજ ખાતે | ૧૧૮ | ૦ | ૦ |
| ૩૦ | ૦ | ૦ | મ્યુઝીયમ ખાતે | ૦ | ૬ | ૬ |
| ૬ | ૧૪ | ૦ | અનામત ખાતે | ૪ | ૬ | ૦ |
| ૭ | ૦ | ૬ | પરચુરણ ખાતે | ૦ | ૦ | ૦ |
| ૧૪૮૩ | ૯ | ૫ | પગાર ખાતે | ૫૨૮ | ૦ | ૦ |
| | | | ખાધાખોરાકી ખાતે | ૪૭૧ | ૦ | ૦ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | | | સ્ટેશનરી ખાતે | ૧૭ | ૨ | ૬ |
| | | | પુસ્તક ખરીદી ખાતે | ૩ | ૪ | ૦ |
| | | | પરચુરણ ખાતે | ૩ | ૪ | ૦ |
| | | | ડેડસ્ટોક ખાતે | ૧ | ૧૨ | ૦ |
| | | | ટ્રાવેલીંગ ખાતે | ૧ | ૮ | ૦ |
| | | | ઑફીસ ભાડા ખાતે | ૨૫ | ૦ | ૦ |
| ૧૦૨૨૨ | ૧૦ | ૯ | | ૧૧૭૮ | ૧૦ | ૧૦ |

બંધ થતી શીલક

| | |
|---|---|
| ધી ભરૂચ કો-ઓપરેટીવ બેંક લીમીટેડ ફીક્સ્ડ ડીપોઝીટ ખાતે | ૨૫૦૦-૦-૦ |
| સેવીંગ એકાઉન્ટ ખાતે | ૧૭૦-૦-૦ |
| કરંટ એકાઉન્ટ ખા। | ૧૭૦-૦-૦ |
| શેર ૧ | ૧૦૦-૦-૦ |
| સરકારી પ્રોમેસરી નોટ | ૧૦૦-૦-૦ |
| વાર બોન્ડસ ૫ | ૫૦૦૦-૦-૦ |
| બોન્ડ ૧ સને ૧૯૩૩ નો | ૧૦૦૦-૦-૦ |
| | ૯૦૪૦-૦-૦ |
| હાથ ઉપરની સીલીક | ૩-૧૫-૧૧ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | | | કુલ્લે ૯૦૪૩-૧૫-૧૧ | ૯૦૪૩ | ૧૫ | ૧૧ |
| ૧૦૨૨૨ | ૧૦ | ૯ | ગ્રાંડ ટોટલ | ૧૦૨૨૨ | ૧૦ | ૯ |

અંકે દસ હજાર બસો બાવીસ રૂપીઆ દસ આના નવ પાઈ,

S. M.      . N DESAI

કારકુન      ઓનરરી સેક્રેટરી,

# એપેનડીક્ષ અ. ૧.

ભરૂચ જીલ્લા ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ખીલવનાર મંડળનું
સને ૧૯૨૬-૨૭ ની સાલનું બજેટ.

| જમા રૂ૦ | આ | પા | બાબત | ખર્ચ રૂા | આ | પા. |
|---|---|---|---|---|---|---|
| ૯૦૪૪ | ૧૫ | ૧૧ | વર્ષ શરૂઆત પુરાંતી શીલક | | | |
| | | | ભરૂચ કો-ઓપરેટીવ બેંક | | | |
| | | | ફીક્ષ્ડ ડીપાઝીટ ખાતે ૨૫૦૦-૦-૦ | | | |
| | | | સેવીંગ એકાઉન્ટ ખાતે ૧૭૦-૦-૦ | | | |
| | | | કરંટ એકાઉન્ટ ખાતે ૧૭૦-૦-૦ | | | |
| | | | શેર ૧ ૧૦૦-૦-૦ | | | |
| | | | સરકારી પ્રોમેસરી નોટ ૧૦૦-૦-૦ | | | |
| | | | વોર બોન્ડસ ૫ ૫૦૦૦-૦-૦ | | | |
| | | | બોન્ડ ૧ સને ૧૯૨૪ નો ૧૦૦૦-૦-૦ | | | |
| | | | એકંદર ૯૦૪૦-૦-૦ | | | |
| | | | હાથ ઉપરની શીલક ૪-૧૫-૧૧ | | | |
| | | | ૯૦૪૪-૧૫-૧૧ | | | |
| ૮૭૫ | ૦ | ૦ | થાપણ મુકેલી રકમના વ્યાજના | | | |
| ૪૫૦ | ૦ | ૦ | ત્રીમાસીક લવાજમના | | | |
| ૧૦૦ | ૦ | ૦ | ભરૂચ ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડ ગ્રાંટના | | | |
| ૪૦ | ૦ | ૦ | વાર્ષીક મેમ્બર ફીના | | | |
| ૨૦ | ૦ | ૦ | ત્રીમાસીકમાં જાહેર ખબર છપામણીની ઉપજના | | | |
| ૪૦ | ૦ | ૦ | પોસ્ટેજના | ૧૨૫ | ૦ | ૦ |
| | | | ત્રીમાસીક વીગેરે છપામણી ખર્ચના | ૫૦૦ | ૦ | ૦ |
| ૧૫૨૫ | | | | | | |
| | | | નોકરોના પગાર ખાતે | ૫૪૮ | ૦ | ૦ |
| | | | ઓફીસ ભાડા ખાતે | ૧૫૦ | ૦ | ૦ |

| | | | |
|---|---|---|---|
| મ્યુઝીયમ ખાતે | ૧૦૦ | ૦ | ૦ |
| સ્ટેશનરી ખાતે | ૬૫ | ૦ | ૦ |
| ડીમોન્સ્ટ્રેશન ખાતે | ૨૦ | ૦ | ૦ |
| પુસ્તક ખરીદી ખાતે | ૧૦ | ૦ | ૦ |
| પરચુરણ ખાતે | ૫ | ૦ | ૦ |
| મોત્યુયુ ખાતે | ૫ | ૦ | ૦ |
| ટ્રાવેલીંગ ખાતે એલાઉન્સ ખાતે | ૫ | ૦ | ૦ |
| તલાટી મ્હેનતાણા ખાતે | ૫ | ૦ | ૦ |
| ડેડસ્ટોક ખાતે | ૫ | ૦ | ૦ |
| ઓજાર ખરીદી ખાતે | ૫ | ૦ | ૦ |
| | ૧૫૦૦ | ૦ | ૦ |
| | ૯૦૬૮ | ૧૫ | ૧૧ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૦૫૬૮ | ૧૫ | ૧૧ | ગ્રાંડ ટોટલ | ૧૦૫૬૮ | ૧૫ | ૧૧ |

અકે દસ હજાર પાંચસો અડસઠ રૂપીઆ પંદર આના અગીઆર પાઈ

S. M.

કારકુન

I. N. DESAI,

ઓનરરી સેક્રેટરી.

# બળદની પરીક્ષા.

—**********—

પોતાના કામને લાયકની ઉંચાઈનો, ઉંમરનો, અને મજબુત બાંધાનો બળદ લેવો.

ગરીબ સ્વભાવનો અને કટેવ વગરનો બળદ લેવો. ગળીઓ, મારકણો, સરકણ, અને અટકણ વગેરે દુર્ગુણવાળો બળદ લેવો નહી. ગળીઆ બળદની પરીક્ષા હળે અથવા ગાડે જોડી કરી શકાય છે ગળીઓ બળદ ચાલતો નથી પણ બેશી જાય છે, અગર આડો થઈ સુઇ જાય છે બળદને ચલાવ્યા, ફેરવ્યા, અને દોડાવ્યા વગર લેવો નહી ચાલતી વખતે લગરાપણું, લણુછ, સાધા, રહી જવા. લકવો વીગેરે દરદો જોવા. લગડો બળદ લેવો નહી

જખમ અને સડેલા દાત માટે મોઢુ તપાસવું ફુલ, મોતીઓ, ડોળા ઉપર ગાઠ, આંધળાપણુ, વીગેરે દરદોને માટે બળદની બંન્ને આખો તપાસી જોવી, અને કોઈપણ દરદ વગરની સાફ આખો હોય તેવો બળદ લેવો.

કાન પાકતો હોય, તેવો બળદ લેવો નહી. ગળે કઠમડી (એક જાતની ગાંઠ) છે કે નહી તે જોવુ. ચેપી રોગો જેવા કે બળીઓ વીગેરેથી પીડાતો બળદ લેવો નહી

શરીરના બધા ભાગો રોગો અને ખોડો માટે તપાસી જોવા અને કામ કરતા હરકત પડે તેવા રોગ અથવા ખોડવાળો બળદ લેવો નહીં.

ભાગેલા સીગડાવાલો અને કરમોડીવાળો બળદ લેવો નહી. ભાગેલું શીંગડુ ખગભર રૂઝાઇ ગયુ હોય અને દબાવી જોતા નરમ ન લાગતું હોય તો તેવા બળદને લેવાને હરકત નથી

સોજો, ચાદી, ગાઠ, ગુમડુ વગેરે દરદોને માટે ખાંધ તપાસવું અને ખાંધ સાફ હોય અને ચાદી ઉછળવાનો સંભવ ના હોય તેવા બળદને લેવો.

બરડો અને કમર મજબુત (ભાગેલી કમરવાળો બળદ લેવો નહી) છાતી પહોળી, પગ સીધા, અને નળીઓ મજબુત અને દરદ વગરની હોય તેવા બળદને લેવે

પગનુ કોઈ હાડકું અગાઉ ભાગી સધાઇ ગયેલુ હોય તો ભાગેલા ભાગ આગળ ગાઠ પડેલી જણુય છે, એવો બળદ લેવો નહી

પુછરના હાડકા ભાગેલા હોય અને પુછડુ હલાવી શકતો ન હોય તેવો બળદ લેવો નહીં

છાતીનાં દરદો જેવાં કે હાંફ, ઉધરસ, દમ, ક્ષય વીગેરેને માટે તપાસીને બળદ લેવો આફરો, કુસવા, વીગેરેને માટે પેટ તપાસવું. તપલો બળદ લેવો નહિ. તપલા બળદના વાળ ખંધોલી ઉપર ઉભા થઇ ગએલા હોય છે. તાપમાં ઉભો રહે તો શ્વાસોશ્વાસ જોરથી ચાલે છે.

બળદની ખરીઓ તપાસવી. ફાટેલી ના હોય, બધી સરખી હોય, અને ખોડ ખાપણ વગરની હોય તો બળદ લેવો.

ચામડીનાં દરદો જેવા કે ખોડો ઉંદરી વીગેરે વાળો બળદ લેવો નહિ. ઝાડો, પેશાબ બરાબર થતો હોય તેવો બળદ લેવો.

આ દેશમાં કોઇપણ દરદોને માટે બળદોને ડામવાનો રીવાજ છે. માટે ડામેલા ભાગો બરાબર તપાસી જોવા, અને રોગ બરાબર સારો ના થયો હોય તો તેવા બળદને લેવો નહીં. બળદની ઉમર જોવી. બળદની ઉમર જાણવાની રીત નીચે પ્રમાણે છે.—

દાત બે પ્રકારના હોય છે, દુધીયા અને પાકા. જયારે ગાય વીયાય છે ત્યારે વાછરડાંને નીચેના જડબામાં બે દુધીયા દાત હોય છે પાચથી દસ દિવસ પછી બીજા બે દુધીયા દાત ઉગે છે; ૧૨ થી ૨૦ દિવસમા ત્રીજા બે દુધીયા દાંત ઉગે છે, અને ૩૦ થી ૩૫ દિવસમાં ચોથા બે દુધીયા દાત ઉગે છે; એ રીતે લગભગ એક મહીનામાં આઠે દુધીયા દાત ઉગે છે, આ ઉપરથી બે દાત હોય તો એક અઠવાડીયાનું, ચાર હોય તો બે અઠવાડીયાનું, છ હોય તો ત્રણ અઠવાડીયાનું, અને અને આઠ હોય તો એક મહિનાનું વાછરડું છે એમ કહી શકાય.

ત્યારપછી આ દુધીયા દાંત ઘસાવા માંડે છે, અને પોચા પડે છે. જ્યારે વચલા બે દાત આ પ્રમાણે પોચા પડે ત્યારે તેની ઉમર આશરે બાર મહિનાની, ને ચાર દાંત પોચાં પડે ત્યારે સવા વરસની, છ પોચા પડે ત્યારે દોઢ વરસની, અને આઠ પોચા પડે ત્યારે બે વર્ષની ઉમર લગભગ થઇ છે એમ સમજવું. વચલા બે દાંત પડી ગયા પછી ત્યાં બે દાત પાકા ઉગે છે ત્યારે તેની ઉંમર સવાબે વર્ષની સમજવી જ્યારે ચાર પાકા દાત ઉગે ત્યારે ત્રણ વર્ષની, અને છ ઉગે ત્યારે ચાર વર્ષની, અને જ્યારે આઠ ઉગી જાય ત્યારે પાંચ વર્ષની ઉમર છે એમ સમજવુ. દુધીયા અને પાકા દાત નજરે જોયાથી તરત ઓળખાય છે, દુધીઆ દાત ખૂબ સફેદ હોઇને પોચા હોય છે, અને પાકા દાત જરા પીળાશપર તથા પાકા હોય છે

જ્યારે કોઇ વાછરડાંની કે ગોધલાની ઉમર પુછવામાં આવે છે, ત્યાર

ઉપર પ્રમાણે કહેવાને બદલે લોકો કહે છે કે તે બે દાંતે છે, ચાર દાંતે છે વગેરે.

પાંચ વર્ષની ઉમર પછી દાંત ઉપરથી પરિક્ષા કરવાનું કામ જરા મુશ્કેલ થાય છે. ત્યારપછી દાંતના ઉપર ઘસારો જણાય તે ઉપરથી, દાંતનો રંગ વધારે પીળાશ મારતો થતો જાય છે તે ઉપરથી અને દાંત નાના થતા જાય છે તે ઉપરથી અનુભવી માણસો ઉમર કહી શકે છે. આ કામ કાંઇ મુશ્કેલ નથી. જેની ઉમર માપવા જાણવામાં હોય એવા બળદના દાંત જોવાની અને તે લક્ષમાં રાખવાની ટેવ રાખવાથી આ બાબતનું જ્ઞાન થોડા વખતમાં થઇ શકે છે.

શીંગડા ઉપરથી પણ ઉમરની પરિક્ષા થાય છે, બળદના શીંગડા ઉપર દર વર્ષે એક વળીયું અથવા ચક્કરી પડે છે. પણ આ વળીયું ત્રીજે વર્ષથી પડવું શરૂ થાય છે. તેથી બળદના શીંગડા ઉપર જેટલાં વળીઆં હોય તેના બે વર્ષની ઉમર વધારે ગણવી. દાખલા તરીકે જો શીંગડાં ઉપરનાં વળીયા અથવા આંકા છ હોય તો તે બળદની ઉમર આઠ વર્ષની છે, એમ સમજવું.

પાંચ સાત વર્ષની ઉમર પછી દાંત અને શીંગડાંની નિશાનીઓનો આધાર આનુમાનિક છે, તેથી તે નીશાનીઓની સાથે બળદના મોંઢાને તથા શરીરને પણ આંખ હેઠળ કહાડી જવાની જરૂર પડે છે. શરીરની ચામડી, વાળ, અને એકંદર દેખાવ ઉપરથી અનુભવી માણસો ઉમરની ભુલ કરતા નથી પણ અનુભવ મેળવવા માટે પ્રયાસ કરવો જોઇએ.

બળદના વેપારીઓ બળદની ઉમર ઓછી જણાય તેટલા માટે ઘરડા બળદોના દાંતને ઘસાને તેના ઉપરની બેરી કહાડી નાંખી દાંત સફેદ દેખાય એમ કરવાનો, તથા શીંગડાને પણ ઘસી તેલ ચોપડી, તેના ઉપરના વળીયા બરોબર ન દેખાય એમ કરવાનો યત્ન કરે છે, અને તેથી ઘણા માણસો છેતરાઇ જાય છે; તે માટે દરેક ખેડુતે સાવચેત રહેવું જોઇએ.



# શહેરના દુધાળાં જાનવરો બચાવશો?

શહેર અને ગામડાના જીવન એક બીજા ઉપર આધાર રાખે છે, આ કારણને લઈને એક વસ્તુ શહેરમા જાય અને તેનો ઉપયોગ થઈ રહયા બાદ પાછી ફરે યા તેના બદલામા તેવીજ ઉપયોગી વસ્તુ પરત થાય તોજ કુદરતનો વહેવાર ચાલે.

મુબઇ જેવા શહેરમાં હાલ એકંદર ૨૫૦ ઉપર દુધાળા જાનવરો રાખવાને તબેલા છે અને એકદર રીતે ૩૬૦૦૦ જીવોનુ એ રહેઠાણ સ્થાન છે. આ જીવો હમેશને માટે કતલખાનાઓમાજ જાય છે એ મો જાણીએ છીએ અને તેને લઈને ખાસ ગુજરાત-કાઠીયાવાડ વિગેરે દેશોને ખેતીમા અને દુધના ઉપયોગમાં સહન કરવુ પડે છે આટલી અગવડે પણ શહેરીઓને સ્વચ્છ, સારૂ અને સસ્તું દુધ તો મળતુજ નથી કે જેના કારણોમા મુખ્ય બે નીચે પ્રમાણે છે —

(૧) ઢોરોને મળતો ખોરાક શહેરમા મોઘો હોય છે તે મળે છે

(૨) દુધાળા જાનવરની કિંમત અને વગર દુધાળા જીવની કિંમતમા બહુજ તફાવત રહે છે.

કૃતિમ જીવનમા તેમજ ઘાસચારાની ટાણમાં જાનવરો કેમ દુધ સારૂ આપે એવા ઉપાયો વપરાશમાં લેવાય છે અને દુધ મળે એ સમયમાં જેમ બને તેમ વધારે રકમ પાછી ફરે તે ઉપરજ ઢોરના માલીકની દ્રષ્ટિ રહે છે આવા ઢોરને કસાઇખાને મોકલવા અને તેઓને ભવિષ્યની માતા થવા ન દેવામા આવે છે કે જેથી ઢોરની વસ્તિ ઓછી કરે છે અને સારા ઢોરોને અછતમા નાખે છે. શહેરોમા ઢોરોના નિવાસસ્થાન ચોખ્ખાં હોતા નથી અને તેને લઈને દુધ પણ અસ્વચ્છ રુપેને મળે છે ઢોરના તબેલાઓ મનુષ્યના રહેવાના ઘરની જગ્યાઓનુ હરણ કરે છે અને ઢોરને ખાતર પુરૂ પાડે છે તેનો ઉપયોગ શહેરોમા થતોજ નથી એટલે એ વસ્તુનો તો દુર ઉપયોગજ થાય છે.

ઉપરની હકીકત પરથી વગર દુધના ઢોરો જો ગામડામા પાછા ફરે તો જતનમા તે અતિ ઉપયોગી થાય, અને તે પ્રમાણે કરવામા કસાઇખાને ઉપજતી કિંમત ઢોરના માલીકને આપવી જોઇએ આને માટે પઇસાની જરૂર

હવે આપણે જોઇશુ તો દરેક જગાએ ખેડુત વર્ગ પઇસાની તંગીમાજ હોય છે કવક સારી સ્થિતિના ખેડુતો પણ રોકડ નાણુ લે એ પણ સંભવિતજ નથી શ્રીમતો સારી ગરજ કરી

તેઓ દરેક પોતાનો લાભ પ્રથમજ જોવાના અને પોતાના સ્વાર્થ પુરતાં થોડાં ઢોરો ખરીદી લે તેથી કાંઇ વળે એમ નથી જે ખેડુત વર્ગ ઢોર અવશ્ય રાખી પાળે છે ને ઉછેર કરે છે, તેના વર્ગ નીચે પ્રમાણે છે.—

(૧) અમુક જમીન હોય તેને આધારે એક કે વધારે જાનવર પાળે અને તેના દુધ વી૦ ઘર ઉપયોગમાં લે, તેમજ કરકસરથી વેચી રોકડ પણ મેળવે; આ જાનવર સિવાય તે શક્તિ પ્રમાણે પાળે નહિ તો વેચી પણ નાખે છે આવા પાટીદાર લોકો ઘણા હોય છે.

(૨) ધારાળા લોકો કે દુબળા લોકો ઢોરોને ભાગે રાખે છે, અને સાહુકાર વિ૦ લોકોના ઢોરો ચરાવવા ખેતરના શેઢા ઉપર લઇ જાય છે આ લોકો જાતે ખેતી કરે છે કે કામે જાય છે કામે જનાર લોકો ખડભુસુ વિ૦ કાપે તે (નીંદામણ) ઘર લઇ આવે છે અને ઢોરને ખવરાવે છે. આ મહેનત બદલ તે લોકોને ઢોર મળે છે કે રોકડ મળે છે પોતાને ત્યાં ઢોર હોય ત્યા સુધી તેના. તેના દુધ વિ૦ વેચી નિર્વાહમા વાપરે છે.

(૩) સારી સ્થિતિવાળા અનેક જાનવરો પાળે છે પણ રોકડથી લઇને તો નહી. પોતાને ત્યાં જે વધે તેને તેઓ સારી રીતે રાખી ઉપયોગમા લે છે અને

(૪) કેટલાક દલાલ ને વેપારી વર્ગમાંના, જેમાં ખેડુતો પણ હોય છે તેઓ ઢોર લઇ વેચાતો ચારો વી૦ લઇ પાળે છે અને તેને યોગ્ય સમયે રોકડ સારી ઉપજાવવામાજ તેમની બહાદુરી હોય છે આ વર્ગ તો ઉદ્દેશ પુરતો નકામોજ છે

છેલ્લા વર્ગ સિવાય બીજા વર્ગોમાના લોકો પોતાના ઢોરોને ન ચાલેજ કાઢે છે ઉપરથી એટલું તો ચોકકસ છે કે રોકડની ખેંચ એ મોટી હરકત. આ ઉપરાંત શહેરના ઢોર પાછા ફરે તેને અમુક નીચે જણાવેલી ટેવો હોય છે

(૧) ગામડામા ઘાસ વી૦ વીશેષ ખાવાનુ હોય છે ને ખોળ, ગવાર, ઠ પામીઆ, જોઇતા પ્રમાણમાં હોય છે પણ શહેરમા આથી ઉલટું થાય છે દુધ નું પ્રમાણ ખોરાક ઉપર આધાર રાખે છે અને જેમ રોટલી ખાનારને રોટલો ભાવતો નથી એવી સ્થીતી ઢોરોમા ઉપજે છે

(૨) શહેરમા બ્હાર ચરવા ફરવાનુ નહિ હોવાથી એ ટેવ પાછી ઢોરને પડે નહીં ત્યાસુધી હરકત પડે છે તેમજ જો અમુક અવયવો સીથીલ થઇ ગયેલાં હોય તો તેને લઇને દુધના પ્રમાણમા પણ અજબ ફેર પડે છે

(૩) સિવાય ગાય કે ભેંસ ગાભણી ન થાય માટે અટકાવવા નુકશાન

બીઆવુ—ગુંઠે એક રતલ એટલે એકરે ૪૦ રતલ બીઆવું જોઈએ. બીની કીંમત દર રતલે આશરે ૧) રૂા. પડે છે

ઢોરને કેટલું આપવું? બધા જાનવરોને પ્રથમ તો થોડું થોડુંજ આપવું અને પછીથી ધીરે ધીરે વધારતા જવું, ઢોરના ખોરાકમાં જોઈતા પ્રમાણમા બીડું આપવાની કાળજી રાખવી

ઉતારો—પાચ કે છ વખત કાપણી લઇ શકાય છે. અને બધો થઇને એકરે સરેરાસ ૪૦૦૦૦) ચાળીસ હજાર રતલ ઉતારો ઉતરે છે

આ પાકથી જમીન ઉપર ઘણી સારી અસર થાય છે કારણ કે બરસીમ એ લેગ્યુમીનસ-કઠોળની જાતનુજ ઘાસ છે.

મહાદેવપ્રસાદ હ દેસાઇ.

---

## જલાલપુર તાલુકા ખેડુત મંડળનું પ્રથમ વાપર્ષિક સમ્મેલનઃ—

—*******—

સંમેલન તા. ૨૯-૧૧-૨૬ ને સોમવારે બપોરના અઢી વાગે શ્રી વી૦ ડા૦ જયુ૦ લાયબ્રેરીના મકાનમા મી૦ કે૦ એલ૦ પંજાબી આઇ૦ સી૦ એસ૦ સુરત જીલ્લાના દક્ષિણ પ્રાંતના એસીસ્ટંટ કલેકટર સાહેબના પ્રમુખપણા નીચે ભરવામા આવ્યુ હતું પ્રમુખની રીતસર ચુંટણી થયા બાદ નીચેનું કામકાજ થયું હતું—(૧) સને ૧૯૨૫-૨૬ નો રીપોર્ટ યોગ્ય ચર્ચા થયા બાદ પસાર આવ્યો હતો. (૨) સને ૧૯૨૬-૨૭ માટેના વર્ષનું અંદાજ પત્રક મંજુર થયું હતુ (૩) નવા વર્ષ માટે કાર્યવાહક કમીટીની નિમણુંક થઇ હતી (૪) મંડળને કો-ઓપરેટીવ સોસાયટીઝ એક્ટ મુજબ રજીષ્ટર કરાવવાનો પ્રશ્ન ચર્ચાતા એવો નિર્ણય થયો કે મંડળને ફકત સહકારી મંડળીઓના રજીસ્ટ્રાર સાહેબની સત્તા નીચે રાખવાને બદલે ઇલાકાના જોઈન્ટ બોર્ડ ઓફ એગ્રીકલ્ચરની સત્તા નીચે રાખવા માટે લડત ચલાવવી સભામાથી અન્ય સભાસદોને બીજુ કામ લાવવાની પ્રમુખે રજા આપી એટલે (૫) ચાલુ સાલે અતિવૃષ્ટિને લીધે તુલને પહોચેલા નુકશાન બદલ રાહત મેળવવા બાબતનો પ્રશ્ન સભાસદથી રજુ થયો હતો, અને તે ઉપર છુટથી વીવેચન કરવામા આવ્યું હતુ શરૂઆતમા મે૦ ડે૦ ડાયરેકટર ઓફ એગ્રીકલ્ચર સાહેબે જણાવ્યુ

કે સદર મંડળ દ્વારા આપણે ખેડુત વર્ગની સાચેસાચી અને અતિશયો ક્તિ સિવાયની હકીકત સરકાર સમક્ષ રજુ કરવી એ સર્વથા યોગ્ય છે, કારણ કે સરકાર સદર મંડળની માગણીઓનો અવિકાર કરતા બહુ વિચાર કરે છે. આગળ આ ચર્ચાના સંબંધમાં સભાના પ્રમુખ મો૦ પંજાબી સાહેબે જણાવેલું કે "ખેડુત વર્ગની વ્યાજબી ફરિયાદ સરકાર ખચુસ સાંભળશે.' છેવટે એવું ઠરાવવામાં આવ્યું કે દરેક ગામે આનાવારી કરતી વખતે સરકારી અમલદારે ખેડુત વર્ગ તરફથી નીમેલા બે સભ્યોની સાથે રહીને કામ કરવા હુકમ ફરમાવવા મે૦ કલેકટર સાહેબને વિનંતી કરવી જણાવતાં આનંદ થાય છે કે આ ઠરાવનો અમલ તાલુકામાં કરવા માટે યોગ્ય પગલાં લેવાઈ ગયા છે. (૬) સરકારી મહેસુલના બને હપ્તા એક માસ પછળ ખસેડીને ફેબરૂઆરી તથા એપ્રીલમાં રાખવા માટે સરકારી અમલદારને વિનંતી કરવાનો ઠરાવ થયો હતો.

ત્યારબાદ પ્રમુખનો ઉપકાર મનાયા બાદ સભા વિસર્જન થઇ હતી.

---

# જલાલપુર તાલુકા ખેડુત મંડળ.

## પ્રથમ *વાર્ષિક રીપોર્ટ, સને ૧૯૨૫-૨૬.

જલાલપુર તાલુકાની ખેતીવાડીની પ્રગતિ અને બીજા ગ્રામ્ય પ્રશ્નોનો ઉકેલ હાથ ધરવાના ઉન્નત આશયથી પ્રેરાઇને આ તાલુકાના

સ્થાપના

હાલના લોકપ્રીય મામલતદાર મે૦ બાલુભાઇ જેઠાભાઇ પટેલ સાહેબે આ મંડળની સ્થાપના કરવાની ચળવળ સને ૧૯૨૫ના એપ્રીલ માસમાં ઉપાડી અને ગુજરાત ખેતીવાડી ખાતાના વડા મે૦ રા૦ સા૦ ભીમભાઇ મોરારજી દેસાઇ સાહેબ તથા સુરત જીલ્લાના એગ્રીકલ્ચરલ ઓવરસીયર મીસર્સ પાઠક અને નગરશેઠની સાથે રહીને તાલુકામાં જુદા જુદા મથકો એ સભાઓ બોલાવી મંડળના આશય અને કર્તવ્યની ખેડુત વર્ગને સમજુતી આપવાનું કામ ચલાવ્યું તેના પરીણામે જુન મહીનામાં તો દશ હજાર રૂપી આંનું સ્થાયી ફંડ મંડળની પ્રવૃતિઓ માટે ઉભું કરવામાં આવ્યું. મંડળની સ્થાપના જુન માસની આખરે કરવાનું નક્કી થયું હતું પરંતુ તે સમય ખેડુત વર્ગને અનુકુળ ન હોવાના સબબે મંડળની સ્થાપના ચોમાસુ વીતી ગયા બાદ

* તા૦ ૨૬-૧૧-૧૯૨૫ થી તા૦ ૩૧-૩-૧૯૨૬ સુધીનો

નવેમ્બર માસની ૨૬મી તારીખે મુબઈ ઇલાકાના ખેતીવાડી ખાતાના વડા મેo ડોકટર હેરોલ્ડ એચ મેન સાહેબના અધ્યક્ષપણા નીચે કરવામાં આવી હતી.

સભાસદની સખ્યા — ૨. મડળ સ્થાપવામાં આવ્યું તે દિવસે તથા વર્ષ આખેરે સભાસદોની સખ્યા નીચે પ્રમાણે હતી.

| અનુક્રમ. | સભાસદોનો વર્ગ. | તા ૨૯-૧૧-૨૫ ને દિવસે સખ્યા. | તા. ૩૧-૩-૨૬ ને દિવસે સંખ્યા. |
|---|---|---|---|
| ૧ | આશ્રય દાતા | ૧૪ | ૧૫ |
| ૨ | આજીવન સભ્ય | ૧૩૩ | ૧૫૬ |
| ૩ | વાર્ષિક સભાસદ | ૧૫ | ૭૧ * |

સ્ટાફ. — ૩. મેનેજીંગ કમીટીની તાo ૧૪-૧૨-૧૯૨૫ ની બેઠકમા મડળ માટે એક એગ્રીકલચરલ ગ્રેજ્યુએટ રાખવાનો ઠરાવ થયો હતો. નીમણુક માટે લાયક માણસની ભલામણ કરવા ગુજરાત વિભાગના મેo ડેo ડાયરેકટર ઓફ એગ્રીકલચરને વિનતી કરવામા આવી હતી તે મુજબ તાo ૨૦-૨-૨૬ થી મીo એમo એચo દેશાઇની નીમણુંક થઇ હતી. તેમને ઓફીસનુ કામ ને તાલુકામા ફરીને ખેડુતોને ખેતી સબધી સલાહ, સગવડ, અને મદદ આપવાનુ કામ સોપવામા આવ્યું છે આશા છે કે લોકો તેમની પાસેથી યોગ્ય કામ લઇને મંડળના ઉદ્દેશ પાર પાડવામાં હેતુભુત થશે. મંડળ ને માટે એક પટાવાળો રાખવાની મજુરી અંદાજ પત્રમા આપવામા આવી હતી પરતુ વરસ દરમ્યાન તે જગા પુરવામા આવી ન હતી

સભાઓ — ૪. વરસ દરમ્યાન એક શરૂઆતની સાધારણ સભા ભરી મંડળની સ્થાપના થઇ તે ઉપરાંત મંડળના કામકાજને માટે સ્થાપના અગાઉ ચાર અને તે પછી બે એમ મળીને મેનેજીંગ કમીટીની છ મીટીગો ભરવામાં આવી હતી આ ઉપરાંત ટ્રેકટર ખરીદવાના પ્રશ્નનો નીકાલ કરવા માટે એક અસાધારણ સભા બોલાવવામાં આવી હતી. વર્ષ માટે નો કાર્યક્રમ ઉપર જણાવેલી સાધારણ સભામાંજ નકકી કરેલો હોવાથી સલાહ કાર સમીતિ (એડવાઇઝરી કમીટી)ની સભા બોલાવવામા આવી ન હતી.

**સને ૧૯૨૫-૨૬ ની સાલમાં થએલી સભાઓની વિગતઃ—**

| સાધારણ સભા | અસાધારણ | મેનેજીંગ કમીટી | એડવાઇઝરી કમીટી |
|---|---|---|---|
| ૧ | ૧ | ૪+૨ | |

૫. મંડળની સ્થાપના નવેમ્બર માસની આખરમાં થઈ અને મંડળના કાર્ય માટે એગ્રીકલ્ચરલ ગ્રેજ્યુએટ (ઈન્સ્પેકટર ઓફ એગ્રીકલ્ચર) ની નીમણુંક

કામકાજ. ફેબ્રુઆરી માસની આખરે થઈ હતી આથી કરીને રીપોર્ટવાળા વર્ષમાં જોઈએ તેવું કામકાજ થઈ શક્યું નથી. આશા છે કે આવતા વર્ષમાં મંડળ, ખેડુતોના સહકાર વડે વધારે કામ કરવા ભાગ્યશાળી બનશે. વરસ દરમ્યાન થએલાં નોંધવા જેવા કામની વીગત નીચે ટાંકી છે :—

(ક) સુરત અડવા ફાર્મ ઉપર ખેડુતોને પાણીઆ પાવાથી થતા ફાયદાઓ તથા સુધરેલી રીતે ખેતી કરવાનાં સાધનો પ્રત્યક્ષ બતાવવા માટે તા. ૨૧, ૨૨, અને ૨૩ મી ડીસેમ્બર ૧૯૨૫ ના દિવસો નક્કી કરવામાં આવ્યા હતા તે બાબત સેક્રેટરીઓએ જાહેર ખબરો અને નિમંત્રણો છપાવીને બહાર પાડયા હતા. અને તેથી આ તાલુકાના લગભગ ખેડુતોએ સદર પ્રાત્યક્ષિક (ડિમોનસ્ટ્રેશન) લાભ લીધો હતો.

(ખ) મેનેજીંગ કમીટીની તા૦ ૧૪–૧૨–૧૯૨૫ ની બેઠકમાં સુપા અને પારડી વિભાગ માટે એકેક કોટન સેલ સોસાયટી (રૂના વેચાણ માટેની મંડળી) સ્થાપવાનો ઠરાવ થયો હતો. તે મુજબ વરસ દરમ્યાન સુપા પરગણામાં સોસાયટી સ્થાપવાનું કામ હાથ ધરવામાં આવ્યું હતું અને વલસાડ ડીવીઝનના પ્રોપેગન્ડા ઓફીસરને બોલાવીને સુપા ગામે એક મંડળી ઉભી કરવામાં આવી હતી. પરંતુ દીલગીરી સાથે જણાવવું પડે છે કે કપાસની મોસમ વખતે સોસાયટીના સભ્યો મક્કમ નહિ રહેવાથી મંડળી કામ કરી શકી નહિ પારડી પરગણામાં મંડળી કાઢવાનું કામ આવતે વર્ષે હાથ ધરવાનું છે તો ખેડુત વર્ગને તે કાર્યમાં જોડાઈને મદદ કરવા વિનતી છે.

(ગ) તાલુકામાં ટ્રેકટરની જરૂર હોવાનું જણાયાથી મેનેજીંગ કમીટીએ તે કામ હાથમાં લીધું હતું અને પ્રથમ ટ્રેકટરથી ખેડ કરવા જેવી તાલુકામાં કેટલી જમીન છે, તથા ખેડુતો ખેડાવવા તઈયાર છે કે નહિ તે બાબત છાપેલી જાહેર ખબર કાઢીને તથા મે૦ મામલતદાર સાહેબ મારફત નક્કી કર્યા બાદ, ટ્રેકટર ખરીદવા સંબંધી મંડળના સભ્યોનો અભિપ્રાય મેળવવા તા૦ ૨૧–૩–૨૬ ના દીને એક અસાધારણ સભા બોલાવી હતી જેમાં ટ્રેકટર ખરીદવાનું કામ એક મોસમ વીત્યા બાદ હાથપર લેવું એમ ઠરાવવામાં આવ્યું હતું.

(ઘ) તાલુકામા નવસારી અને અમલસાડ એ બે રેલ્વે સ્ટેશનો નજીક સડક જોડવા માટે ખોટી થવાની મોટી મુશ્કેલી ભોગવવી પડે છે એ ધ્યાન

માં લઇને મેનેજીંગ કમીટીએ લાગતા વળગતાઓ સાથે પત્ર વ્યવહાર ચલાવી ને એ મુશ્કેલી દુર કરવાનુ કામ હાથપર લીધુ છે અને તે બાબતમા રેલ્વે કંપની તરફથી યોગ્ય ઇન્સાફ મળવાની આશા છે.

(ઙ) ખેડુત વર્ગને પાણીની અછતને લીધે ભોગવવી પડતી હાડમારી દુર કરવા માટે ખેડુતોના કુવાઓ ખોદાવવાની મંડળે જરૂર જોઇ હતી અને તે બાબત ખેતીવાડી ખાતાના અધિકારીઓને તથા ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડના પ્રમુખને મળી ને બોરીંગ મેળવવાની તજવીજ કરી હતી. મંડળનુ એક ખાસ ડેપ્યુટેશન તા ૧૯–૩–૨૬ ને દિને મેહે ડાયરેકટર ઓફ એગ્રીકલચર સાહેબને વલસાડ મુકામે મળીને સદર મશીનની માગણી કરતા તેઓ સાહેબે એક મશીન તાલુકા ખાતે આપવાનું કબુલ કર્યું છે, જેથી કરીને ટુંક મુદતમા બોરીંગ મશીન મંડળના સભાસદો અને તાલુકાના ખેડુતોના ઉપયોગ માટે આવી જશે.

(ચ) દેશી બોરડી ઉપર સારી જાતની આબ ચઢાવવાનુ તથા આંબાની કલમ બાધવાનુ વિગેરે બાગાયત કામ કરવા માટે સરકારી માળી તાલુકામા આવનાર હોવાની ખબર મંડળના સભાસદો અને તાલુકાના બીજા ખેડુત વર્ગ ને સરક્યુલરો કાઢીને આપવામા આવી હતી અને તે તે કામો માટે અગાઉથી જોઇતી સઘળી તૈયારીઓ કરવાની સમજુત અને સુચના આપવામાં આવી હતી. એમ ધારવામા આવે છે કે ખેડુતો સદરહુ માળીની કારીગીરીનો લાભ મોટા પ્રમાણમાં લેશે.

(છ) વરસ દરમીઆન તાલુકામાં ત્રણ સુધરેલાં ખેતીના ઓજારોની આયાત થઇ છે આ અગાઉના વર્ષોમા બધા થઇને ફકત ચારજ આવા ઓજાર
૪. ધ્યા હતા આથી ચાલુ વર્ષમા તેને મુકાબલે ઘણી સારી પ્રગતી થએલી
પના થઇ તે ઉપરાત મંડળના ઓજાર ખરીદેલા છે તેમને પુછવાથી
સભાઓ. ચાર અને તે પછી બે એમ મળરક કામ આપે છે આથી બીજા બે
ગો ભરવામાં આવી હતી આ કઇને તેના ઉપયોગનો લાભ લેવા
નીકાલ કરવા માટે એક અસાધારણ સભા ઉપયોગ માટે બીજા ઓજારો પણ
નો કાર્યક્રમ ઉપર જણાવેલી સાધારણ સ ખેડુતોને પુરાં પાડવામા આવશે
કાર સમીતિ (એડવાઇઝરી કમીટી)ની સ્થ્રી વધારે મહત્વનું કામ મહેસુલને
ડવાનુ છે હાલમાં પહેલાં હપ્તો જાન્યુઆરી
સને ૧૯૨૫–૨૬ ની સાલમાં
સાધારણ સભા અસાધારણ મતે સદર બોરીંગ તાલુકામા આવી ગયુ છે
૧ ૧ ાં સફળ નીવડ્યુ છે

માસની શરૂઆતમાં લેવામાં આવે છે તે વખતે ખેડુત વર્ગને નાણાની ભીડ હોય છે અને એવા ઘણા દાખલા મળી છે કે સરકારી મહેસુલ ભરવા માટે ખેડુતને શાહુકારને ત્યા જવું પડે. પરંતુ મહેસુલ લેવાનું ફક્ત એક માસ મોડું રાખવામા આવે તો ખેડુતોની આ મુશ્કેલી દુર થાય અને મહેસુલ ભરાતા વાર ન થાય કારણ કે ફેબરૂઆરી મહીનામા ખેડુતને કપાસમાંથી પૈસા મળી શકે એમ છે. આટલાજ ફેરફારથી ખેડુત વર્ગને ઘણી રાહત મળે એ દેખીતું છે અને રીપોર્ટવાળા વરસ દરમ્યાન આ પ્રકારની રાહત ખેડુત વર્ગને આપવામાં આવી હતી આ હાડમારીમાથી ખેડુત વર્ગ વરસો વરસ ઉગરે તેટલા માટે મંડળે આ બાબતમાં સુરત જીલ્લાના મે૦, કલેક્ટર સાહેબને વિનતી કરી છે અને આશા રાખવામા આવે છે કે સરકાર તરફથી આટલી રાહત આપવાનો હુકમ આવતા વરસના હપ્તા પહેલા નીકળી જશે

૬. રીપોર્ટની શરૂઆતમા વરસ આખરે મંડળના સભાસદોની સંખ્યાનો કોઠો આપેલો છે તે ઉપરથી મંડળની આવકનો

હીસાબનું સરવાયુ

આંકડો કાઢતા જણાશે કે વરસ દરમ્યાન મંડળના સ્થાયી ફંડમાં રૂ. ૭૪૭૫) જમા થયા હતા જ્યારે વારસીક સભાસદોની ફી તરીકે ફક્ત રૂ. ૭૧) જમા થયા છે, મંડળના સ્ટાફ ના પગાર અને ભથ્થાનું કુલ્લે ખરચ રૂા ૧૭૯–૮–૦ થયુ છે તે ખરચ બેટલીજ રકમની ગ્રાંટ સને ૧૯૨૫–૨૬ માટે મંડળને આપવાનું મે. ડાયરેક્ટર ઓફ એગ્રીકલ્ચર સાહેબે વચન આપ્યુ છે, બીજુ ખરચ રૂ. ૨૬–૧૨–૦ મંડળને માટે છપામણી, ટાઇપીંગ અને પોસ્ટેજ વિ. નુ મળીને થયું છે. વરસ આખરે મંડળની શીલીક રૂા. ૭૪૭૬–૧૧–૦ રહે છે. મંડળના માન્ય ઓડીટરોએ તપાસેલો હીસાબ તેમના પ્રમાણ પત્ર સહીત આ સાથે જોડેલો છે.

૭ આ મંડળને કો–ઓપરેટીવ સોસાઇટીઝ એકટ મુજબ

રજીસ્ટ્રેશન.

રજીસ્ટર કરાવવુ એમ સરકાર તરફથી ભલામણ કરવામાં આવી છે અને તે બાબત મેનેજીંગ કમીટી હાલમાં પત્ર વ્યવહાર ચલાવી રહી છે.

૮. જલાલપુર તાલુકા મામલતદાર કચેરીમા મંડળની ઓફીસ માટે

ઓફીસનું મકાન

સગવડ કરી આપવા બદલ આ સ્થળે મંડળની મેનેજીંગ કમીટી સુરત જીલ્લાના મેં કલેક્ટર સાહેબ તથા રેવન્યુ ખાતાના સ્થાનિક અમલદારનો આભાર માનવાની તક લે છે

૯ વિજ્ઞપતિ—આ રીપોર્ટ સાથે મંડળને ઉભુ કરવામાં આર્થીક મદદ કરનારા સર્વે સદગૃહસ્થોના નામ જોડવામા આવ્યા છે. આવી રીતે ફાળો આપીને મંડળમા જોડાનાર ગૃહસ્થો મંડળના ઉદ્દેશ અને કર્તવ્ય સંપુર્ણ રીતે સમજી લે અને તે બર આણવા પ્રયત્ન સેવવા તત્પર થાય એ વિજ્ઞપ્તિ સાથે એટલુ ઉમેરવાની રજા લઇએ છીએ કે તાલુકાના સઘળા ખેડુત ભાઇઓ આ મંડળમા જોડાઇ અને ખેતીના કાર્યો માટે પરસ્પર સહકાર સાધીને તાલુકાની ખેતીવાડીની પ્રગતી કરવામા સહાયભુત થાય.

જલાલપુર તાલુકા ખેડુત મંડળનો સને ૧૯૨૫-૨૬ નો ઓડીટ થએલો હીસાબ.

આવક

| | | | |
|---|---|---|---|
| ૧ | ખુલતી સીલક | | ૦–૦–૦ |
| ૨ | સભાસદોનુ લવાજમ | | |
| ન | સભાસદો | | |
| ૧૫ | પેટ્રન | ૩૦૦૦ | |
| ૧૭૯ | લાઇફ મેમ્બર | ૪૪૭૬ | |
| ૭૧ | વાર્ષીક મેમ્બર | ૭૧ | ૭૫૪૬–૦–૦ |
| | | ૭૫૪૬ | |
| | | | ૭૫૪૬–૦–૦ |

જાવક

| | | | |
|---|---|---|---|
| (૧) | નોકરોના પગાર ખાતે | | ૪૦–૩–૦ |
| (૨) | નોકરોના ભથ્થા ખાતે | | ૨–૪–૦ |
| (૩) | પોસ્ટેજ (ઓપનીંગ સેરીમની વીગેરે નું) | | ૧૨–૦–૦ |
| (૪) | છપામણી ટાઇપીંગ વી૦ | | ૧૪ ૧૨-૦ |
| (૫) | ડીપોઝીટ સુરત ડી. કો-ઓપરેટીવ બેંકમા | | |
| | | ૪૪૦૦ | |
| | | ૧૮૦૦ | |
| | | ૫૦૦ | |
| | | ૬૭૦૦ | ૬૭૦૦–૦–૦ |
| (૬) | સુરત ડી' કો બેંકના ૨૫) શેર | | ૫૦૦–૦–૦ |
| | | ખર્ચ | ૭૨૬૯–૩–૦ |

(૭) સીલીક (ક), સેક્રેટરી
સુરત પાસે ૨૨૦-૪-૦
(ખ) હાથપર ૫૬-૯-૦ ૨૭૬-૧૩-૦

પ્રમાણ પત્ર — ૨૭૬-૧૩-૦ કુલ્લ ૭૫૪૬-૦-૦

ઉપરનો હીસાબ તપાસતા બરાબર છે વાવચર વીગેરે જોયા છે. બેંકની ડીપોઝીટ, રસીદો તથા બેંકના શેર સરટીફીકેટો જોયા છે.

(Sd) M J Shah.
માન્ય ઓડીટર.

જલાલપુર તાલુકા ખેડુત મંડળની કાર્યવાહક
સમીતિ સને ૧૯૨૫-૨૬

—*************—

પ્રમુખ

૧ સરદાર ફ્રામરોજ બરજોરજી ગારડા

ઉપ પ્રમુખ.

૨ દા૦ જીવણલાલ ભુલાભાઇ પટેલ એમ. બી બી. એસ.
૩ રા૦ ઘેલાભાઇ પરાગજી એરૂ
૪ મે૦ મામલતદાર સાહેબ જલાલપુર

સેક્રેટરી.

૫ દા૦ તાહેરભાઇ હકીમજી
૬ મે૦ ડીસ્ટ્રીક્ટ એગ્રીકલચરલ ઓવરસીયર સુરત

સભ્યો.

૭ રા૦ અંબેલાલ દયાળજી સુલતાનપુર
૮ રા૦ નીછાભાઇ ગાંડાભાઇ સાલેજ
૯ રા૦ ભગાભાઇ નાગજી ઇટાળવા
૧૦ રા૦ જહાંગીરજી બરજોરજી ગારડા જલાલપુર
૧૧ રા૦ ઇશ્વરલાલ ડાહ્યાભાઇ અબામા
૧૨ મે૦ એગ્રીકલચરલ ઓવરસીયર અમલસાડ ફાર્મ
૧૩ રા૦ છોટુભાઇ વસનજી એરૂ
૧૪ રા૦ માધવભાઇ નારણભાઇ ખડસુપા
૧૫ રા૦ હીરાભાઇ છીણાભાઇ નાગધરા
૧૬ મે૦ ઓડીટર સરકારી મંડળીઓ સુરત
૧૭ રા૦ મોતીચંદ જીવણજી જલાલપોર

## દાહોદ ફારમપર થયેલા તુલના છેલ્લા પાંચ વર્ષ દરમ્યાન ના વિગતવાર આકડા દર્શાવનારૂં પત્રક.

### સને ૧૯૨૧-૨૨.

| | પાકનું નામ | સરેરાશ પાક રતલમા | ખર્ચ | ઉપજ |
|---|---|---|---|---|
| ૧ | ચણા | ૮૨૮ | ૪૩-૫ | ૫૭-૧૨ |
| ૨ | મગફળી | ૮૦૧ | ૭૧-૧૪ | ૫૧-૦ |
| ૩ | કપાસ | ૬૫૯ | ૫૧-૧૩ | ૧૬-૧૫ |
| ૪ | મકાઇ | ૬૬૦ | ૪૨-૧૧ | ૪૧-૦ |
| ૫ | ઘઉં | ૧૯૫૧ | ૬-૧૪ | ૧૧૭-૧૨ |
| ૬ | ડાંગર | ૧૯૩૩ | ૧૧૩-૧ | ૧૨૦-૦ |

### સને ૧૯૨૨-૨૩

| | પાકનું નામ | સરેરાશ પાક રતલમા | ખર્ચ | ઉપજ |
|---|---|---|---|---|
| ૧ | ચણા | ૬૯૨ | ૩૨-૧૧ | ૩૦-૫ |
| ૨ | મગફળી | ૧૦૦૦ | ૫૦-૧૪ | ૫૭-૭ |
| ૩ | કપાસ | ૫૪૮ | ૪૮-૧૪ | ૪૧-૮ |
| ૪ | મકાઇ | ૯૫૬ | ૩૯-૧ | ૩૦-૦ |
| ૫ | ઘઉં | ૧૧૧૬ | ૪૭-૭ | ૬૭-૦ |
| ૬ | ડાંગર | ૧૭૧૦ | ૭૫-૯ | ૯૩-૧૨ |

### સને ૧૯૨૩-૨૪

| | પાકનું નામ | સરેરાશ પાક રતલમા | ખર્ચ | ઉપજ |
|---|---|---|---|---|
| ૧ | ચણા | ૩૭૪ | ૨૪-૮ | ૧૭-૯ |
| ૨ | મગફળી | ૬૭૬ | ૩૭-૩ | ૨૭-૩ |
| ૩ | કપાસ | ૫૯૮ | ૨૮-૬ | ૭૧-૦ |
| ૪ | મકાઇ | ૧૦૦૬ | ૨૧-૪ | ૪૧-૫ |
| ૫ | ઘઉં | ૯૧૩ | ૨૯-૨ | ૫૬-૮ |
| ૬ | ડાંગર | ૧૨૮૦ | ૫૩-૩ | ૭૪-૧૦ |

## સને ૧૯૨૪-૨૫

| | પાકનુ નામ | સરેરાસ પાક રતલમા | ખર્ચ | ઉપજ |
|---|---|---|---|---|
| ૧ | ચણા | ૪૯૦ | ૨૯–૨ | ૬૧–૮ |
| ૨ | મગફળી | ૩૫૩ | ૫૮–૯ | ૨૦–૯ |
| ૩ | કપાસ | ૪૫૩ | ૫૪–૬ | ૭૪–૩ |
| ૪ | મકાઈ | ૭૬૬ | ૩૫–૬ | ૩૦–૫ |
| ૫ | ઘઉં | ૮૨૮ | ૩૯–૧૪ | ૨૬–૧૦ |
| ૬ | ડાંગર | ૨૦૫ | ૬૨–૧૩ | ૫૨–૦ |

## સને ૧૯૨૫–૨૬

| | પાકનુ નામ | સરેરાસ પાક રતલમા | ખર્ચ | ઉપજ |
|---|---|---|---|---|
| ૧ | ચણા | ૩૫૨ | ૩૩–૧૨ | ૨૪–૭ |
| ૨ | મગફળી | ૪૯૪ | ૭૪-૧૦ | ૩૪–૧૦ |
| ૩ | કપાસ | ૪૪૧ | ૪૫–૧ | ૫૦–૧ |
| ૪ | મકાઈ | ૧૪૧૫ | ૪૧–૧૨ | ૬૩–૧૪ |
| ૫ | ઘઉ | ૯૫૧ | ૫૦–૨ | ૭૭–૩ |
| ૬ | ડાંગર | ૨૦૩૨ | ૧૦૧–૧૨ | ૧૧૯–૮ |

રી.માર્ક —દાહોદ ફારમ પચમહાલ જીલ્લામા આવેલુ છે જમીન ભુરી તેમજ કાળી એમ બે પ્રકારની છે મકાઈનુ વાવેતર (૨૦ થી ૨૫ એકર) ઘઉનુ (૨૦ એકર) મગફળી (૨ થી ૩) કપાસ (૬ એકર) ડાંગર (૪ એકર) અને ચણા (૧૦ એકર) થાય છે

# નોંધ.

ખર્ચમા નીચેની ગણત્રીનો સમાવેશ થાય છે.—

મજુરના રોજ.

| | | | |
|---|---|---|---|
| મરદના રૂ૦ | ૦-૪-૬ થી ૦-૫-૦ | દર એકરે ઓજારનુ ભાડુ | રૂ ૧૮-૦ |
| બાઈરાનાં ,, | ૦-૩-૬ થી ૦-૪-૦ | જમીનનુ ભાડુ .... | ,, ૧-૦-૦ |
| છોકરા ,, | ૦-૨-૬ થી ૦-૨-૬ | દેખરેખ . ... | ,, ૩-૬-૦ |
| બળદ ,, | ૦-૫-૦ (રોજના | બીયનો દર. | |
| | | ડાંગર | ૩-૦-૦ |
| | | ઘઉં | ૩-૦-૦ |
| | | કપાસ | ૨-૦-૦ |

ચણાના વાવેતરમા સરેરાશ ખોટ જાય છે.

મગફળીમા ખોદવાનો ખર્ચ વધુ થવાથી ખોટ આવે છે.

મકાઈના વાવેતરમા વધુ વરસાદવાળા વરસમા ખોટ અને મા લાભ થાય છે

ઘઉના વાવેતરમા ઘણે ભાગે લાભ થાય છે.
ડાંગરમા પણ લાભ થાય છે પણ આ તુલમા ખાતર વધુ જરૂર પડે છે.

લેખક—
પરાગજી રણછોડજી દેશાઈ
સુપ્રિન્ટેન્ડેન્ટ—દાહોદ ફાર્મ.

શ્રી ગુજરાત

# ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ

 ત્રિમાસિક. 

વર્ષ ૧૪ મુ ] એપ્રીલ–૧૯૨૭ [ અંક ૧ લો.

## વનસ્પતિ, જીવ, જંતુ, પ્રાણી અને મનુષ્યનો જમીન એડનો સંબંધ.

—**********—

પત્થરમાથી ઉત્પન્ન થઇ જમીન સર્વે જીવોને કેટલી આધાર રૂપ છે એ જાણ બહારની વાત નથી જમીનમાથી પેટનુ પોષણ ગૌ કોઇ જીવ કરે છે કપડાં લત્તા પણ જમીનમાના દ્રવ્યને કેળવી કપાસ મેળવી કરવામા આવે છે. વૈદક ઔષધો પણ ઝાડ જગલોમાથી બનાવવામા આવે છે લાકડા, કોલસા, હીરા, ધાતુઓ, તેલો વિ વિ. જમીનની અંદરથીજ મળી આવે છે. જરીક વિચાર કરી એકદી વસ્તુ નહોત જેમકે જમીનમાં વનસ્પતિ ઉત્પન્ન થાય તેવાં દ્રવ્યો નહોત, કે હવા પાણી જેવી વસ્તુઓનો અભાવ હોત તો સૃષ્ટિમા ગૌ જણની શી વલે થતે આ જમીન જે અતિશય ઉપયોગી છે તે હલની સ્થિતિમા એટલે ખાસ કરી જન સમાજના ઉપયોગમાં કેવી રીતે આવી?

આ પૃથ્વી ખગોળ વિદ્યાને આધારે એક સુર્ય મડળનો ભાગ છે. લાપ્લાસ ખગોળશાસ્ત્રી એક વખત આ સુર્ય મંડળ વાયુથી ભરેલુ હતુ એમ માનતા હતા આ વાયુ યા નિહારિકા એકદમ મનુષ્યની આખે જોઇ શકાતુ નથી એ સઉ જાણે છે, કેમકે તેમાં રહેલા રજકણો અતિશય ન્હાના છે આ બારીક રજકણો ગુરૂત્વાકર્ષણના નિયમ પ્રમાણે એક બીજાને પોતા તરફ લોહચુબકની માફક આકર્ષવાની શક્તિને આધારે અમુક દીસાઓએ જતા હતા. આવી રીતે આ રજકણોના પ્રવાસને લઇને અમુક રજકણો અમુક લત્તાઓમા એકઠા સગઠન રૂપ થતા ગયા અને પછીથી તેઓ પાસે પાસે થતાં એક જથ્થા રૂપ બન્યા આ જણાવ્યા મુજબ વાયુના અમુક જથ્થાઓ થઇ

ગયા અને તે જથ્થાઓ રજકણો માફકજ ઉપર જણાવેલા નિયમ પ્રમાણે પાછા એક બીજાને ખેંચાણ કરવા લાગ્યા. આમ વાયુનું ઐકયતા તુટી ભાગલા થયાં ને જથ્થાઓ ઉત્પન્ન થયા. પછી તે જથ્થાઓ પાછા એક બીજા જોડે ખેંચાણથી મોટા જથ્થારૂપ થતા ગયા અને અમુક હદમા આવતા સ્વ ધરી ઉપર ફરવા પણ લાગ્યા. ગોળ ફરવાથી અને રજકણોના આકર્ષણથી એકદર જથ્થાઓનો આકાર ગોળ થતો ગયો જેમ એક દડો ગોળ ફરે અને તેનો વચ્ચેનો ભાગ અતિશય ફરે છે તેમ આ જથ્થાઓના વચ્ચેના ભાગના રજકણો અતિશય ફરે જ; તેને લઇને ઉપરનો તેમજ નીચેનો ભાગ સ્હેજ ચપટ થઇ જાય અને એકંદર આકાર ગોળ પણ મોસંબીના આકારમય થયો આમ એક જથ્થો વધતોજ જતો હનો તેમા વધારે રજકણોને ખેચી રાખવાની શકિત રહી નહી, ત્યારે તે વધારે રજકણો નો ભાગ જુદો પડી નાનો ગોળો બન્યો અને આ છુટા થએલા ગોળા પણ ગોળ ફરતા રહયા આ ગોળાઓ ગ્રહોના નામથી ઓળખવામા આવ્યા, અને તેમનાથી છુટા પડેલા ભાગો ઉપગ્રહો તરીકે ઓળખાણમા આવ્યા ઉપર જણાવેલી રીત પ્રમાણે જે જે ગોળાઓ બન્યા ત્યારપછી જે બાકી વાયુ રહ્યો તે સુર્યના રૂપમા રહયો આ સુર્ય અને તેની આજુબાજુ ફરતા ગ્રહો તથા તેની જોડે ફરતા ઉપગ્રહો મળી એક મંડળ થયુ આ મંડળમા એક પૃથ્વી કે ગ્રહ કે જથ્થો પણ આવેલો છે. સમય જતા વાયુ મટી પ્રવાહી થયુ અને પ્રવાહીમાથી જડરૂપ ધારણ કર્યું. આ જડ ઉપર પણ કેટલીક નીચી જમીનમા પાણી ભરાયું છે, જે સમુદ્રરૂપ છે, અને જે ભાગ ઉંચો રહયો તે ડુંગરોથી જાણીતો છે

ઉપરની હકીકતથી માલમ પડે છે કે પૃથ્વીમાં અતિશય ગરમાઇ છે. જ્વાળામુખી પર્વતો તેને માટે સાક્ષીરૂપ છે. ઉના ઝરાઓ વિ૦ પણ ખાત્રી આપે છે આ ગરમાવો વખત જતા ઠંડો થતો ગયો અને જેમ વરાળનુ પાણી ને પછી બરફ બને છે તેમ જમીનોમા ફેરફાર ને પડ ઉપર પડ થતા ગયા. આખરે વાયુમાથી નકકર જમીન અમુક ઉંડાઇ સુધી કાયમી થઈ રહી, હાલ એમ મનાય છે કે પૃથ્વીની અંદરના ગર્ભમાં વરાળરૂપ વાયુ પછી પ્રવાહી અને પછી જડરૂપ ઘનપડો છે કે જે આપણે જમીન તરીકે ઓળખીએ છીએ.

આ સ્થિતિયાંતરને જે ફેરફારો થયા તે ફકત વસ્તુ કે વસ્તુઓના થયા. આ પદાર્થ કે પદાર્થોમાં કંઇ ફેરફાર તો નજ થયા આ વસ્તુઓને હવે આપણે રસાયણ શાસ્ત્રની મદદથી જોઇએ

રસાયણ શાસ્ત્રી માને છે કે જે આ જગત બનેલું છે તે શાસ્ત્રના નિયમ પ્રમાણે દરેક ચીજ બહુજ નાના અણુઓના સમુહથી બનેલી છે અને એ અણુંઓ ફકત ૭૫ તત્વોમાથી એક કે વધારે તત્વોનું બનેલુ હોય છે. આ તત્વોનાં પ્રમાણમા પણ ફેરફાર તો હોય છે દાખલા તરીકે હવામા એક ઓકસીજન, નાઇટ્રોજન, કારબોનીક એસીડગ્યાસ, એમોનીયા વિ. તત્વો અમુક પ્રમાણમા એકઠા થયેલા છે, તેનો એ જથ્થો છે, તેમજ પાણી ઓકસીજન તથા હાઇડ્રોજનનુ ૧ થી ૩ ના પ્રમાણથી થએલુ છે. આવીજ રીતે જમીન પણ આવા તત્વોના રસાયણીક પ્રિતિના આધારે જથ્થો બનેલો છે, જમીનનુ પૃથકકરણ કરાવીશુ તો જણાશે કે કારબન, ફોસ્ફરસ, ગધક, ચુનો, લોખડ, પોટેશિયમ, એલ્યુમીનમ, વિ૦ વિ૦ તત્વોથી ભરેલી છે

ઉપર જણાવેલા તત્વોથી ભરેલી જમીનની મદદથી જે વનસ્પતી ઉત્પન્ન થાય છે, તેને આપણે હવે ઓળખવા પ્રયત્ન કરીએ જમીનને. તૈયાર કરી એમા રોપ ઉછેરવા બી જમીનમા મુકીએ છીએ કે કુદરત એની મેળે જમીન અદર બી ને રાખી ઉગાડે છે આ બી ઉગવા માટે અજવાળુ યા સુર્યકીરણ, પાણી યા ભીનાશ કુદરતી કે કૃત્રિમ રાતે મેળવે છે આની મદદથી મોટો છોડ નીપજે છે, એ પણ એક સમજવા જેવી બાબત તો છે વનસ્પતિશાસ્રને આધારે એમ સાબીત થયુ છે કે બી એ એક ઉંઘતો નાનો છોડ છે. કુદરત એને ચંચળ સ્થિતિ ઉપર લાવે છે અને તેથી તેનું કદ વધે છે આ જોવા માટે જો આપણે કોઇપણ જાતના બીને પાણીમા પલાળીશુ તો તેના બે દળો છુટી પડશે અને તે દળોમા બારીકીથી જોઇશુ તો સફેદ વાળરૂપી બહુજ ઝીણા તાતણાઓ જોવાશે કે જે અનુકુળ સમયે ઉપલો ભાગ તોડી બહાર ફુટી નીકળે છે આ ફુટી નીકળેલો ભાગ જમીનમા મુળીઆરૂપ થાય છે અને જે ઉપલો ભાગ દેખાય છે તેના ભવિષ્યમા પાદડા થાય છે. આવી રીતે એક બીમાથી મુળીઆ થડ, ડાળીઓ, પાદડાઓ બને છે જે ડાળો ફુટે છે તે હમેશા પોષણ માટે દ્રવ્ય ભરી રાખે છે અને તે આધારે છોડ મોટુ થાય છે પાનામા બહુજ બારીક કાણાઓ (છીદ્રો) હોય છે કે જે હવામાથી કારબોનીક એસીડગ્યાસ ખેચે છે, અને તે મુળ રસ્તેથી જે રસ ચુસાએલો હોય છે તેની જોડે મળી સાકર જેવો પદાર્થ તઇઆર કરે છે આ પદાર્થનાથી આગળ જતા બીજા ઘણી જાતના પદાર્થો બને છે આ બનેલા પદાર્થો ઝાડનુ જીવન છે, અને તે ગમે તે ઝાડનો ભાગ કાપી સુક્ષ્મદર્શક યત્રથી જોઇશુ તો ઝીણાં ઝીણા ખાના ઓમા ભરેલો દેખાશે.

સુક્ષ્મ સુળીઆ જમીનના દ્રવ્યને ખેંચે છે અને તેને ચુસી પાણીની જોડે મિશ્રણ કરે છે આ પદાર્થ પછી થડમાં જાય છે અને પાંદડાઓમાં પ્રસરે છે અને તેમા કારબોનીક એસીડગેસનુ મિશ્રણ થતા સાકર બની કારબોહાઇડ્રેડ જેવી ચીજ બને છે કે જે ઝાડને ટકાવી રાખે છે આ પ્રમાણે વનસ્પતિ જમીન ના દ્રવ્યના આધારે પેદા થાય છે. જે દ્રવ્ય એક છોડને જરૂરી હોય અને તે જમીન કે હવા પાણીમાથી મળી શકે એમ ન હોય અથવા એક દ્રવ્ય જોઈએ તેના કરતા વધારે હોય અને તેથી છોડને અપચા જેવુ થતુ હોય તો તે છોડ ને ઉગવામા હરકત થાય છે. આનો ઉપાય ખાતર નાખવાનો છે અને વધારેનુ દ્રવ્ય આપવા કે લેવાને પ્રયત્ન કરવાથી ફતેહ મળે છે

જમીનના તત્વોનાં પાછો એક ગુણ જોવાનો રહે છે કેમકે કેટલાક તત્વો એવા આકારમાં કે એવા મિશ્રણમા હોય છે કે પાણીમા ન ઓગળતા એમજ જડ રૂપ રહે છે. આ ઉપરથી જે પદાર્થો જમીનમા હોય છે તેની વસ્તુ સ્થિતિ જાણવાની જરૂર રહે છે અયોગ્ય મિશ્રણ હોય તો છોડના સુળીઆ તેનો ઉપયોગ કરી શકે નહી અને તેને લઇને છોડને ખોરાક પુરતો મળે નહી અને એકદર પાકને નુકશાન પહોચે દ્રષ્ટાંત રૂપે પહાડો અને ઉંડી ખીણોમાં ખાસ પાક લઈ શકાતો નથી જોકે તેમા દ્રવ્યો તો તેના તેજ હોય છે અને ખેડ કરેલી જમીનોમા ગમે તે પાક લઇ શકાય છે.

કુદરતના નિયમોથી અને હવા, પાણી, બરફ, વનસ્પતીના સુળીઆં, ગરમી, ઠડી, જમીનના જંતુઓ, જીવ જેવા કે ઉંદર વિ. અનાયાસે પર્વતોને તોડી ભુકો કરી ખેડાણને લાયક જમીનો તઇયાર કરે છે આં જમીનને ખેડવી પડે છે કેમકે ઉથલ પાથલ થયેલી જમીનને હવા અજવાળુ ને ગરમી ઠડીનો લાભ મળે છે અને એને લઇને સુળીઆ પાણીની મદદથી જમીનનું દ્રવ્ય છોડના પોષણ માટે સ્હેલાઇથી મેળવી શકે છે

વનસ્પતિમાથી જીવ જતુઓ પોષણનો આધાર રાખે છે અને એ સર્વે ઉપર પ્રાણીમાત્ર અને મનુષ્ય આધાર રાખે છે ભક્ષણ કરેલી વનસ્પતિ હોજરી મા જઇ પિત વિ૦ દ્રવ્યો જોડે મળી શરીરની વૃદ્ધિ થાય તથા શરીર ટકી રહે એવુ પોષણ કરે છે જેમ વનસ્પતિ વધે છે કે પોષાય છે તેમજ જીવ પણ વધે છે કે પોષાય છે આ પ્રમાણે જીવનો દેહ ટકી રહેલો હોય છે એક રીતે મનુષ્ય ને પ્રાણીનુ શરીર રૂપાતર રૂપ વનસ્પતિના તત્વોનુંજ હોય છે. મતલબ કે જમીન, વનસ્પતિ, જીવ જતુઓ, પાણીઓ અને મનુષ્ય આગળ

જણાવેલા પચોતેર તત્વોના જુદા જુદા અનેક અનેક રૂપો છે પદાર્થ કે વસ્તુનો કુદરત કે કૃત્રિમ રીતે નાશ થાય છે પણ તેથી પચોતેર તત્વોની બહાર તો તે જતુંજ નથી. ફક્ત એક રૂપથી બીજું રૂપ ધારણ કરે છે.

જમીનમાંથી ધાતુ, તેલ, વિગેરે જે જે વસ્તુઓ નીકળે છે તેનું પૃથક્કરણ કરશું તોપણ આ ૭૫ તત્વોમાંથીજ નીકળશે. એ વસ્તુઓનો ઉપયોગ થતાં વૃદ્ધિ કે નાશ થશે અને તે ફક્ત રૂપાન્તરે રૂપેજ કેમકે એમાં નવું તત્વ જડશે નહી અને એકાદ તત્વની ગેરહાજરી પણ માલુમ પડશે નહી.

મનુષ્ય યોગ જેવા અભ્યાસથી મુળ કુદરતી તત્વોને ઓળખવા પ્રયત્ન કરે છે અને તેને આધારે સુક્ષ્મ કળની માહીતી મેળવવા મથે છે. સમજ શક્તિની મદદથી મનુષ્ય પંચતત્વને પામવા અને અનેક અનેક જન્મમાંથી પંચંમાં કુદરતનું પાલન કરે છે અને તે પાલન કરવાનું સર્વે ધર્મોમાં લખેલું છે તેજ પુરવાર કરે છે કે સર્વે જગાનો સબંધ બહુજ ગાઢો છે.

શ્રી હર્ષ

---

ઓસ્ટ્રેલિયાના અગ્નિકોણમાં આવેલ યુકેલિપ્ટસના
જંગલો જેવા આપણા દેશમાં કરવા જરૂર.

—***********—

("ખેતીવાડી વિજ્ઞાન" માસિકના માહે ડીસેમ્બર સને
૧૯૨૬ ના અંક ઉપરથી)

એમ્પાયર ફોરેસ્ટી એસોસીએશનના સેક્રેટરી મી. જે એસ ફોબેટ તરફથી નંબર ૨૨ ફોરેસ્ટર ગાર્ડન્સ લંડન પ્રસિદ્ધ થાય છે તેનો પાંચમો અંક વાંચતાં જણાવું છું કે.—

નૈઋત્ય ઓસ્ટ્રેલીયાની જમીનમાં ઘણા મોટા વિસ્તાર ઉપર જંગલો છે. ફોરેસ્ટ કન્ઝરવેટર, એમ એસ કેથલ પ્રાહેમ લખે છે કે આ વિભાગમાં નીચાણની જમીનો છે, જ્યાં સાત ફુટ નીચે ખોદતાં ખારૂં પાણી નીકળે છે, અને નીચેની જાતનાં યુકેલીપ્ટસના ઝાડ કદોની સંખ્યામાં ઘણા છે.

(૧) માઈજશે કે જેને યુકેલીપ્ટસ-મારજીનેટા કહે છે, તેનું જંગલ અહીં લાખ એકરમા વિસ્તાર પર છે આયર્ન હીલ્સની ડુંગરી દરીઆ કીનારાથી ૨૦ માઈલ છે ત્યા પણ આ ઝાડો મોટા વિસ્તારમા ઉભા છે.

(૨) માઈમ-કરી-યુકેલીપ્ટસ-ડાઇવર મીકર બે લાખ એકરના વિસ્તારમા ઉભા છે. આ ઝાડના લાકડામાથી રેલ્વેનાં સલેપાટ બને છે, તેથી કમાવો લાગ્યું છે

(૩) ટુઆર્ટ-યુકેલીપ્ટસ-ગોમ્ફોસીફેલા, સાત હજાર એકર રેતી સમાતી જમીન ઉપર છે. તેથી આ ઝાડ જયા ખારૂ પાણી અને રેતાળ જમીન હોય, ત્યાં થાય છે.

(૪) વન્ડુ-યુકેલીપ્ટસ-રીન્ડક ફેઇલાટા, સખ્યાબધ આ ઝાડીમાં છે.

(૫) મેલેટા-યુકેલીપ્ટસ-એસ્ટ્રીન્જીસ કહેવાય છે તેની છાલમાથી ટેનીન પણું નીકળે છે.

(૬) માલમન-ગમ-યુકેલીપ્ટસ કાલમોના ફોલોરીઆ જેને સાલમન ગમ કહે છે

(૭) મોરેબ યુકેલીપ્ટસ લોગી ફોરનમ,

(૮) ચોક-ગમ યુકેલીપ્ટસ ધ્રીકન્ડાની જાત ખેતી કરવા જરૂર હોવાથી કાઢી નાખવા લાગ્યા છે.

ઉપરના આઠ જાતના યુકેલીપ્ટસ ઇમારતી લાકડું પુરૂ પાડે છે અને તેને કાપવા, વેરવા, તથા પાટીઆ પાડવા વીગેરે કામ માટે ઓસ્ટ્રેલીયાના આ જંગલોમાં ફેકટરીઓ છે

૬૦ થી ૭૦-ફુટ ઉંચાઈના યુકેલીપ્ટસ સરખાં હોય તો એક ચોરસ માઇલમાથી ૫૬૦૦ ટન બાધવાનાં લાકડા પુરા પાડે છે. એક ટન ૫૬ મણનો ગણાય છે, જે પ્રદેશમા ૮ ઇંચ વરસાદની સરાસરી છે ત્યા આ ઝાડ થાય છે.

યુકેલીપ્ટસનાં જંગલોમાથી ૧૯૧૪ થી ૧૯૨૫ સુધીમાં જંગલ રાખવાવાળા આઠ કરોડ પાઉંડ સોનુ ખરીદાય તેટલું કમાણા છે. યુકેલીપ્ટસનાં લાકડા રેલ્વેમા સ્લીપર કરવામાં તથા બોઈલર ચુલામાં બાળે છે. ઓસ્ટ્રેલીયાના જંગલોની વ્યવસ્થા ઈ૦ સ૦ ૧૯૧૪ થી બરોબર કરવામાં આવી, ત્યારે શરૂમા ફક્ત ત્રેપન હજાર પાઉંડની ઉપજ આવતી તે વધીને ૧૯૨૫ માં હવે એક લાખ સીતેર હજાર પાઉંડની આવવા લાગી છે જેનો પાંચમો ભાગ જંગલની આબાદી માટે ખરચવામાં આવે છે. આપણા દેશમાં મારવાડ, રજપુતાના, સીંધ, રાધણપુર, પાલણપુર, કાઠીઆવાડ, ગુજરાત અને ખભાતના

દરીઆ તરફ, ધોલેરાના દરીઆના કાંઠે, નળકાંઠા અને ભાલ પ્રદેશમા, લીંબડી અને ધોળકા ધંધુકા તરફ જો યુકેલીપ્ટસના સખ્યાબંધ ઝાડ વાવવામા આવે તો ત્યા થોડા વખ્ખતમાં વરસે છે વળી જમીન પણ રેતળ ભાગની પોચી અને તળીએ ખારા પાણી હોવાથી આ ઝાડને તે માફક આવે છે.

લીંબડી રાજ્યમા લીંબડીથી ૩ માઈલ નૈરૃત્ય ખુણે ઝોડીયાનો ખારો કહેવાય છે ત્યા રેતાળ જમીન છે અને ખારૂં પાણી નીકળે છે તેમા યુકેલીપ્ટસના ઝાડ ઘણા સારા થયા છે એ તેનો પુરાવો છે. માટે લીંબડી અને બીજાં રાજસ્થાનો તથા નામદાર ગાયકવાડ સરકાર પણ આવી જમીન પર સખ્યાબંધ ઝાડ વાવશે એમ ઉમેદ છે વાવવાની રીત અમોએ આ ત્રૈમાસિકમા આગળ લખી છે

જે ખાનગી ખેડુતો અને વેપારીઓ પોતાની મુડીથી મોટા વિસ્તારપર સંખ્યાબંધ યુકેલીપ્ટસના ઝાડ વાવે તેને માલીકી હક આપી જમીનની વીઘોટી મુકરર કરી અગર પઈસાની ધીરધાર કરી વાવેતર કરાવવા સ્ટેટ સગવડ પડતા ધારા ધોરણ કરે તો ઘણા લોકો આ કાર્ય હાથમાં લેશે.

બાવળ, બોરડીની માફક આ ઝાડના વાવેતર કરવા લોકો તથા રાજ-સ્થાનો પોતાનો થોડો ભાગ દર વરસે ખચ્ચશે તો લાંબા દીવસે ઘણો ફાયદો થશે ઉપજ વધશે, જમીન સુધરશે અને નકામી જમીન ઉપયોગમા આવશે

યુકેલીપ્ટસના ઝાડનો ઉગાવો જલદી વધે છે તે મોટો ફાયદો છે જંગલના આ ઝાડ જલદી વધી છાયો કરે છે અને મચ્છરનો નાશ કરે છે. તેથી મેલેરીયાનો ઉપદ્રવ ઓછો થાય છે તેથી આ ઝાડ નકામી જમીનમા વાવવાથી બેવડો લાભ છે.

દુલેરાય સી. અંજારીઆ
તંત્રી

---

## મુંબઈ ઈલાકાનુ સરકારી ખેતીવાડી ખાતુ.

# અમદાવાદ ખેતીવાડી પ્રદર્શન—૧૯૨૭.

(પત્રીકા નાં૦ ૧)

ઉત્તર વિભાગના કમીશનર સાહેબ મી૦ છ૦ ઇ૦ ચેટફીલ્ડના પ્રમુખ પણા નીચે અમદાવાદ ૧૯૨૭ના જાન્યુઆરીની છઠ્ઠી તારીખે એક સાધારણ સભા ભરવામા આવેલી જેમા મુંબઈ ઇલાકાનુ વાર્ષિક પ્રદર્શન ૧૯૨૭ના

હીમ્મતનગરની તા૦ ૧લી થી તા૦ ૧૨ મી સુધી અમદાવા૦ મુકામે મોટા પાયા પર ભરવા નક્કી કરવામા આવ્યુ છે, અને તેના પ્રેસીડન્ટ મુંબઇ ઇલાકાના નામદાર ગવરનર સાહેબ રહેશે, ૨૦ મેમ્બરોની એક કાર્યવાહક કમીટી નિમાઈ ગઈ છે, અને ઘણા આશ્રયદાતાઓના નામ નોધાઇ ગયા છે, જેમાં ગુજરાત; કાઠીઆવાડના રાજકર્તાઓ, સરદારો અને અગ્રગણ્ય ગ્રહસ્થો પણ છે, વળી વધારાના નામ આવતા જાય છે, અને જન સમાજના જુદા જુદા વર્ગના સહકારથી જોઇતા નાણા ભેગા થઇ જશે એવી આશા રાખવામાં આવે છે;

૨. ૧૯૨૯ના અકટોબર માસમા પુના મુકામે જે નમુના રૂપ પ્રદર્શન ભરવામાં આવેલુ તે ઉપરથી જુદી જુદી જગ્યાઓએ પ્રતિવર્ષે આવા પ્રદર્શન ભરવાનુ કેટલુ લાભદાઇ છે બલ્કે જરૂરનુ છે તે કબુલ કરવુ જોઇએ. હિન્દુસ્તાનના ભવિષ્યના ઉધ્ધાર માટે જે ઘણા મતો હસ્તી ધરાવે છે તેમા એકને માટે બધા મત છે અને તે એ છે કે હિન્દુસ્તાનનુ ભવીષ્ય ખેતીકરો ની ઉન્નતિ સાથે જોડાયલુ છે તેમની ઉન્નતિનો આધાર નીચે જણાવેલી ચાર બાબતો ઉપર રહેલો છે —

(૧) શાસ્ત્રિય પદ્ધતિ પ્રમાણે ખેતીવાડીના સુધારા દાખલ કરવા,

(૨ ઘરગથુ હુન્નરોને કેળવવા

(૩) નુકશાન અટકાવવા માટે મંડળો સ્થાપવા,

(૪) જન સમાજની તંદુરસ્તીમા સુધારો કરવો, એટલે કે બીજા શબ્દો મા કહીએ તો—

(૧) હાલ જે પાક ઉત્પન્ન કરવામા આવે છે તેના કરતા સવાયો અથવા દોઢો પાક કેવી રીતે ઉત્પન્ન કરી શકાય.

(૨) ખેડુતનો નવરાશનો વખત બીજી કઇ રીતે ઉપયોગમા લેવાય;

(૩) ખેતરની પેદાશ કેમ પુરી કીમતે વેચાય;

અને (૪) ગામડાના બાળકો નિરોગી અને મજબુત રહે તે માટે શું ઉપાય યોજવા વિગેરેનુ જ્ઞાન આપણે લોકને આપવુ જોઇએ.

ગ્રામ્ય પ્રજાના મનપર ઉપર જણાવેલી બાબતો ઠસાવવાની એક રીત પ્રદર્શન ભરવાની છે. કારણ કે તે પ્રત્યક્ષ દાખલા સાથે શુ કરવુ અને કેમ કરવુ તેનો પાઠ બતાવે છે

૩ ઉપરનો હેતુ ફળીભૂત કરવા સરકારી અમલદારો અને ખાનગી ગ્રહસ્થો, ખેડુત મંડળો, ડેપાર્ટમેન્ટ મંડળો અને જે જે લોકો પોતાના ઉત્કર્ષમા રસ લેતા

હોય તે બધાને, પુનાના પ્રદર્શનને જેવા ફતેહ મળી તેવીજ અમદાવાદના પ્રદર્શનને ફતેહ મળે તે માટે બનતી મેવા અર્પવા નિમંત્રણ કરવામા આવે છે અમદાવાદ ખાતે બહુ ભારે પ્રયાસ કરવાની ખાસ જરૂર છે કારણ કે પુના પ્રદર્શન વખતે તઇયાર જમીન મકાનો, મગીન મલાહ, પુના ખેતીવાડી કાલેજના સ્ટાફની દેખરેખ, લશ્કરી બાંધકામ અને બીજા ખાતાની મદદનો લાભ મળેલો માટે આશા રાખવામાં આવે છે કે દરેક જણ પ્રદર્શનની તઇયારો કરવામાં જે કંઇ મદદ આપી શકે તે માટે બનતુ કરવાને આગળ પડશે -

૪ મુંબાઇ ઇલાકાના બધા ખેતીવાડી ખાતાના અમલદારોને પુના પ્રદર્શન માટે જેવી રીતે ખેતી પેદાશના નમુના એકઠા કરેલા તેવી રીતે અત્યારથી તજવીજ કરવા વિનંતી કરવામા આવે છે ૧૯૨૭ના ડીસેમ્બર માસમાં પ્રદર્શન ભરાનાર હોવાથી આવતી મોસમની જુવાર, કપાસ, શીઆળુ અને બીજા કેટલાક પાકના નમુના મેળવવાનું નાહ બની શ', માટે જરૂરનુ છે કે તેવા નમુના આ સાલના પાકમાંથી એકઠા કરવા અને નેમ કરવા તાબડતોબ પુરતી વ્યવસ્થા કરવા તજવીજ કરવી.

પ પ્રદર્શનની સાધારણ વ્યવસ્થા ઉપર જણાવેલી કાર્યવાહક કમીટી હસ્તક રહેશે; જેના ચેરમેન ઉતર વિભાગના કમીશનર સાહેબ અને જનરલ સેક્રેટરી ખેતીવાડી ખાતાના ગુજરાતના ડેપ્યુટી ડીરેક્ટર સાહેબ રહેશે પ્રદર્શનના જુદા જુદા ભાગ અને પેટા વિભાગ પાડવામા આવશે જેને માટે કમીટીઓ અને તેના સેક્રેટરીઓની નીમણુક હવે પછી થશે ખાવા પીવાનો બંદોબસ્ત પુના પ્રદર્શનની માફક કરવામાં આવનાર છે. અને પ્રદર્શન જોવા આવનાર તેમજ નમુના મોકલનાર માટે ખાસ કનસેશન આપવા રેલ્વે કંપનીઓને ભલામણ કરવામાં આવશે ઇનામો મોટા પ્રમાણમા રાખવામા આવશે સંચાઓ (મશીનરી) અને બીજા નમુનાઓ માટે કીમતી ઇનામો, ચાંદો અથવા પદકો આપવામાં આવશે પ્રદર્શનની જગા શાહીબાગ આગળ રાખવામાં આવી છે હવે પછીની વ્યવસ્થા બીજી પત્રિકા મારફત જણાવવાની ગોઠવણ થશે.

સુરત, ૨૮ મી જાન્યુઆરી ૧૯૨૭,

---

# "દાહોદ ફાર્મ પર થતા ઘઉં વિષે"

—**********—

લેખક:—પરાગજી રણછોડજી દેસાઇ.

ફાર્મ સુપ્રીન્ટેન્ડન્ટ—દાહોદ.

ગુજરાતમાં ઘઉના સંબંધમાં બી સુધારવાનું તેમજ નવી જાતના ઘઉં દાખલ કરવાના અખ્તરાનું કામ દાહોદ ફારમ પર થાય છે. આ ફારમ પર ભુરી અને મધ્યમ કાળી જાતની જમીન ઘણે ભાગે લાગે મળી આવે છે, ભુરી

જમીનમા સેજ વધુ સભ્રહી રાખવાની શકિત હોવાથી તેમજ વધારે ફળદ્રુપ હોવાથી એ જમીનમાં ઘઉ સારા થાય છે દાહોદ અને આલોદ તાલુકામાં પહેલ વહેલા ઘણું કરી વાજીઆ ઘઉ મુખ્ય ભાગે વવાતા તેથી એ ઘઉંની જાતમાં કેવી રીતે સુધારો થાય તેના પર લક્ષ અપાયુ. છોડ ભરાવાદાર હોય, ઘણી ફુટ આવતી હોય, ઘણી ઉબીઓ હોય અને તે લાંબી હોય તેમજ તેમા ઘણા દાણા હોય અને તે સારા હોય અને વજનદાર હોય તે પર લક્ષ અપાયું. પસંદગી થતી હોવાથી જાતમા કંઈક સુધારો જણાયો. પણ જે વરસે વરસાદ વધુ હોય તેમજ વાદળ વધુ હોય અગર તો ઘઉનો ઉભો પાક હોય અને વરસાદ થાય તેવા વરસમાં વાજીઆ ઘઉંમા ગેરૂ નામના રોગનો ઉપદ્રવ વધુ જણાતો અને પાકનો સદંતર નાશ થતો તેથી ગેરૂ ન લાગે તેવા પ્રકારના ઘઉંની તજવીજ કરવામા આવી પોપટીઆ અને વાજીઆ ઘઉનો સયોગ કરી એક મિશ્ર જાતના ઘઉ પેદા કરવામા આવ્યા. એનો પાક પણ વધુ જણાયો પણ કોઈ કોઈ વાર એમા પણ થોડા પ્રમાણમા ગેરૂનો રોગ જણાતો એવામાં આઠેક વરસપર નંબર ૪ જેને હાલમા બોડીઆ ઘઉંથી ઓળખવામાં આવે છે તે ઘઉ આ ફારમ પર દાખલ કરવામાં આવ્યા. આ ઘઉ ઘણા સારા જણાયા અને તેથી એનું વાવેતર ફાર્મ પર તેમજ આજુબાજુ વધુ પ્રમાણમા વાજીઆની જગ્યાએ થવા માંડયુ.

આ ફાર્મપર જે જે ઘઉ કરવામા આવે છે તેનું ટુંક વર્ણન અત્રે અસ્થાને ન ગણાશે એમ માની નીચે પ્રમાણે ખેડુતની દ્રષ્ટિએ આપવામા આવે છે. ( એ તો કહેવાની જરૂર નથી કે મકાઈનો પાક કાપી લીધા પછી ત્રણ ચાર ખેડ કરી ઘઉનુ વાવેતર નવેમ્બરની પહેલીથી ડીસેમ્બરની આખર સુધીમા ઠંડી મોસમમા કરવામા આવે છે. અને મુવાલીઆ તળાવમાંથી નહેર વડે ત્રણ ચાર પાણી જેમ જોઈએ તેમ આપવામા આવે છે, પાણીની અનુકુળતા ન હોય અને પાછલો વરસાદ સારો ન હોય તો પછી ખેડુત લોક ચણાનુ વાવેતર કરે છે. જો પાછલો વરસાદ સારો હોય તો વગર પાણીએ પણ ઉપલી જમીનમાં ઘઉનો પાક થાય છે ) દરેક જાતમા ધીની પસંદગી દર વરસે કરવામાં આવે છે. દરેક જાતના બબે ચાસ અવરનવર બીજી જાતની સાથે સરખામણી કરવા વાવવામા આવે છે અને પાકની નોધ લેવાય છે.

( ૧ ) વાજીઆ —

આના દાણા રતાશ પડતા પીળા રંગના હોય છે દાણા પોચા હોય છે. એના છોડ પાતળા હોય છે. છોડને ફુટ ઘણી અને લગભગ ચોકી વખતે

હોય છે, તેથી એકરે બી બે મણ ઓરીએ તો ચાલે એક છોડમાથી ૭ થી ૧૨ છોડ બાઝે છે છોડ ઘણેખરે ભાગે ઉભા રહે છે. પાન ઘણા સહેજ લાંબા પણ એકદર ટુકા હેયં છે છોડને ૯ મું પાન નીકળે ત્યારે ફુટ થવા માડે છે પાન પર સહેજ સફેદાઇનો ભાગ જણાય છે ઉબી પર સુખલા લગભગ ઉબીના કદના ટુકા હોય છે. દાણા છોડામા ઢીલી રીતે રહેલા હોય છે.

ફુલ અને ગેરૂ સાથે જણાય છે જો ગેરૂ ન હોય તો આ જાતનો પાક ઘણો સારો થાય છે ( આ જાતમા ઘી ઓછુ જોઈતુ હોવાથી સામાન્ય તેમજ ચોમાસામા આ ઘઉનો ઉપયોગ કરવાથી પેટમા દુખતુ નથી તેમજ આમ પણ થતો નથી ) જે વખતે દાણો પાકતો હોય તે વખતે ઉબીમાથી દાણો દેખાય છે. આ જાત પરિપકવ થાય ત્યારે છોડ જમીનદોસ્ત થવા માડે છે.

ઉભો પાક હોય અને એકદમ ભારે વરસાદ તોફાની પવન સાથે થાય તો આ ઘઉમાં ઘણુ નુકશાન થાય છે. કારણ કે છોડ પાતળા અને પોચા હોવાથી પડી જાય છે અને ઘણાખરા ઉભા થતા નથી અને વાકા રહે છે એટલે ઉદર તેમજ પશુ પક્ષી પણ નુકશાન કરે છે

આ જાત ગમે તે જમીનમા ઓછા ભેજથી તેમજ પ્રતિકુળ સજોગમા પણ પાકતી હોવાથી તેમજ જલદી થતી હોવાથી તેમજ એનો સારા વરસમા ઘણો પાક થતો હોવાથી લોક એનુ વાવેતર ઘણા પ્રમાણમા કરે છે.

આ ફાર્મ પર એ જાતમા બીની પસદગીથી હાલમા સુધારો થયેલો હોવાથી તેમજ બીમા ભેળસેળ ન હોવાથી તેમજ ગયે સાલ સુકું વરસ પસાર થયેલું હોવાથી નવા પાકેલા ( ગઇ સાલમા ) ઘઉની માગ આ સાલ વધુ પ્રમાણમા થયેલી. આ વરસે પણ આનું બી આજુબાજુ તેમજ બાવકા ગામે વાવેતર માટે આપેલું છે.

૧૦ શેર છોડના વજનમાંથી ઉંબીનું વજન શેર ૬ અને દાણાનું વજન ૪, ૨–૫. થાય છે. આ ઘઉના લોટમાથી ચારણુ નજીવુ જેવુ નીકળે છે. લોટનો રગ રતાશ પડતો હોય છે. એક તોલામા આશરે ૨૭૭ દાણા હોય છે, એક છોડનો દાણાનો પાક ૦ાા થી ૩ ( ત્રણ ) તોલા થાય છે.

( ૨ ) પીસી:—

આના દાણા સફેદ અને ટુકાં હોય છે આના દાણા પણ નરમ હોય છે આ હવકી જાતના ઘઉ છે.

છોડનો રંગ પીળાશ પડતો હોય છે છોડ મજબુત પણ નહી તેમજ પોચા પણ ન કહેવાય. છોડનો વધારો ફુલ આવે ત્યા સુધી ધીમે ધીમે થાય છે. કઠી આવવાની શરૂઆત થાય કે છોડ એકદમ વધવા માડે છે. ઉબીનો રંગ પણ પીળાશ પડતો હોય છે કઠીના સુખલા પાકયા પછી પીળા રંગના થવા માડે છે દાણાની ગોઠવણ ઢીલી રીતે હોય છે કંઠી લાબી અને ઉપરથી સહેજ અણીદાર થાય છે. ઉબી સુખળા કરતા લાંબી હોય છે. આ જાતના છોડને પણ ફુટ ઘણી થાય છે (બી વાવવા માટે એકરે આશરે એ મણ જોઈએ.) દરેક છોડમાથી ૭–૧૦ થાય છે પાન પહોળા ચામ જેવા અને છેલ્લુ પાન લગભગ એક ફુટની લબાઇનુ હોય છે પાત ની ઉપલી બાજુએ વાળ હોય છે અને નીચલી બાજુ સાફ હોય છે કઠીના નીચવા પાનપર સફેદાઇ ( WAX ) જણાય છે ફુલ મોડા આવે છે અને આ જાત પાકે છે પણ મોરી આ જાતમા ગાભમરાથી સહેજ વધુ નુકશાન થાય છે તોફાની પવન સાથે જોરબધ વરસાદ થાય ત્યારે આ જાતમા પણ પાકને નુકશાન થાય છે ગેરૂથી પણ નુકશાન થાય છે સામાન્ય રીતે છોડ થોડા પ્રમાણમા જમીનદોસ્ત થાય છે.

આ જાતનો દાણો પોચો હોવાથી તેમજ લોટનો રંગ સફેદ ફસરો હોવા થી વહોરા લોક આ જાતને રોટલી માટે વધારે પસંદ કરે છે આ જાતને દળે ત્યાર લોટમાથી ચારણુ નજીવુ નીકળે છે ૧૦ શેર છોડના વજનમાથી ઉબીનું વજન શેર ૫ ૩–૪ અને દાણાનુ વજન શેર ૪ ૧–૩ નીકળે છે. એક તોલા વજનમા દાણા ૨૯૫ દાણા હોય છે. એક છોડનો પાક ૧ા થી ૩ા તોલા હોય છે.

*(ક) પુસા નબર ૪*

આ સારી જાતના, સહેજ કઠણ અને તેજદાર ઘઉં છે. છોડ બધ્ધવાદાર, મજબુત તેમજ ઘણેખરે ભાગે સીધા જતા જણાય છે. છોડમા ફુટ ઓછી હોય છે ૫–૭ થાય છે. સફેદાઈ WAX ઉબી પર, નીંધલપર, અને છેલ્લા પાન પર દેખાય છે. ઉબીનો દાડો લગભગ ૩–૪' થી ૧' ફુટ સુધીનો લબાઈ મા હોય છે. ત્યારબાદ છોડ ઉંચાઇમા ઝપાટાબધ વધે છે. બાકી ઘઉંના કરતા આનો દાડો લાબો હોય છે, પાન રૂવાંટીવાળા અને કકળા હોય છે. બન્ને બાજુએ ધારવાળા હોય છે છેલ્લા પાનપર ખાડા ટેકરાવાળી સુમડી હોય છે ઉબીમા દાણા છેટે છેટે ગોઠવાયલા હોવાથી તે લાબી હોય છે અને ટોચ પર ચોરસ હોય છે. છોડની ઉંચાઈ બેથી ત્રણ ફુટ હોય છે.

આ જાતને ગેરૂથી બીલકુલ નુકશાન થતું નથી. વાવેતર વખતે ઠંડી હોવી જોઇએ. વાદળ અને તાપ હોય તો ઘઉ ઉગી, ઉડી જઈ પાતળા પડી જાય છે. તેમજ અપરહીથી પણ નુકશાન થાય છે, લગભગ વાણીઆની સાથે પાકી જાય છે, આનો પાક પણ સારો થાય છે, ફળદ્રૂપ જમીન, તેમજ ખનરાળ જમીનને એ ઘણા માફક આવે છે. આ ન્યારી જાતના ઘઉં જે દાણા સખ્ત તેજદાર, ભરાવાદાર અને સહેજ ટુંકા હોય છે કઠી આવ્યા બાદ છોડ માં વધારો અપાટાબંધ થાય છે ફુલ વહેલા આવે છે અને આ જાતને કંઠી નીકળ્યા બાદ પાકી થવા માટે વધુ વખત રહે છે. પક્ષી, ભુંડ તેમજ શીઆળ થી આ જાતમાં ખેતરમા નુકશાન થવા સભવ છે. કઠીને મુખલા હોતા નથી તેથી એનું નામ બોડીઆ પડેલું છે છોડ મજબુત હોવાથી તે જમીન દોસ્ત થતા નથી. સખ્ત પવન વખતે પણ ટકકર ઝીલે છે આ જાતમાં ફુંગ ઓછી થતી હોવાથી વાવેતર વખતે બી વધુ વાપરી જાડા વાવવા પડે છે. એકરે ૧૦૦ રતલ બી જોઇએ જ્યારે બોડીઆ ઘઉંના ખેતરમા કઠી આવે છે ત્યારે તેનો રંગ-ભુરાશ પડતો દેખાય છે આ જાતમા ગેરૂનો બીલકુલ દેખાવ થતો નથી કોઇ વખતે ગાભમરાથી સહેજ નુકશાન થાય છે ઉબીનો નીચેનો દાંડો ઘણો લાંબો હોવાથી કઠી બગાગર દેખાય છે.

આ જાતને વાવેતર વખતે ભેજ વધુ જોઇએ છે ખાતરવાળી, ફળદ્રૂપ જમીનમા પાક સારો થાય છે. આ જાતના ઘઉંને દળીએ ત્યારે ભુસુ વધારે નીકળે છે આ જાતમાં ઘી જરા વધુ જોઇએ છે. એની રોટલી સારી થાય છે. છોડ પાણી વધારે પીએ છે. ૧૦ શેર છોડના વજનમાથી ઉબીનું વજન શેર ૫॥। અને દાણાનુ વજન શેર ૪॥ થાય છે. એક તોલામા આશરે ૨૬૯ દાણા હોય છે. એક એકરના પાક ૧॥ થી ૨॥ તોલા હોય છે. આ જાતના ઘઉં ભાણુ બાજુમાં તેમજ ભરૂચ, કાઠીઆવાડમા, રાજકોટ, અમરેલી, પામસર, ખાનદેશ, નાસીક વિગેરે ભાગમાં વાવેતર માટે આ ખાસ મોકલવામા આવ્યા છે. (આ ફારમ મારફતે)

(૪) પુસા નબર ૧૨.

આ જાત પણ બોડીઆને નામે ઓળખાય છે કારણ કે કંઠીને મુખવા હોતા નથી

છોડ સાધારણ રીતે મજબુત હોય છે સહેજ આખા છોડ પર જણાય છે, ફુટ ઓછી આવે છે, ૪ થી ૬ હોય છે. વાવવા માટે બી એકરે અઢી મણ જોઇએ. છોડ પચરાતા જણાય છે દાણાનું ઉપલુ આચ્છાદન સહેદ તેમજ સુવાળુ હોય છે ફુલ મોડા આવે છે, અને ઉપલી જાત કરતાં લગભગ દશની

પંદર દિવસે મોડી થાય છે નીચેના પાન અવાર નવાર નમી-પડેલાં હોય છે. આ જાતમા પાને લગભગ વધુ હોય છે. પાનનો ઉપલો ભાગ રૂંવાટી વાળો હોય છે. પાન પહોળા અને ચામડાં જેવાં હોય છે. છેલ્લુ પાન લગભગ ૧| ફુટનું લંબાઈમાં હોય છે.

કંઠી ઉપલી જાત કરતાં લગભગ બે ઇંચ વધુ લંબાઈમાં (આસરે છ ઇંચ) હોય છે. ટોચ પર ચોરસ હોય છે. કંઠી પાકતી વખતે રતાશ પડતો રંગ પકડે છે. પરીપકવ થાય ત્યારે કંઠીમાથી દાણા છોડાં સાથે ખરી જાય છે. વધુ ભેજવાળા વરસમા નીચાણવાળા ભાગમાં સહેજ ગેરૂ આ જાતમાં જણાય છે આ જાત ઉપલી કરતાં સહેજ હલકા પ્રકારની છે. દાણો નરમ, બીજું ફીકકો પીળાશ પડતો હોય છે બોડીઆ ના૦ ૪ કરતાં ફુલ આઠ દશ દિવસે મોડાં આવે છે કંઠી નીકળે ત્યારે પીળાશ પરતી હોય છે દાણાના આચ્છાદાન ને ટોચ ભાગ પર રતાશ પડતો રગ હોય છે. કંઠી સાંકડી અને લાંબી હોય છે. કંઠી પાકી થાય ત્યારબાદ જમીનપર ખરી પડી જાય છે

૧૦ શેર છોડના વજનમાથી ઉબીનું વજન શેર ૬ અને દાણાનું વજન શેર ૩॥ થાય છે એક તોલામા આશરે ૩૧૫ દાણા હોય છે એક છોડનો પાક ૧ા થી ૨॥ તોલા થાયછે, આ ઘઉંની વાવેતર માટે ભલામણ નથી.

(૫) બક્ષી—આ ઘઉં કાઠાને મળતા સારી જાતના છે. એ દાણા સુખલાને નામે ઓળખાય છે છોડ મજબુત અને સીધા હોય છે. મજબુતાઈ છોડપર સહેલાઈથી ફુલ આવ્યા પહેલાં માલુમ પડી આવે છે. ફુલ આવે ત્યા સુધી છોડમા વધારો ધીમે ધીમે થાય છે. ફુલ આવેથી વધારો ઝપાટા બધ થાય છે ફુટ પણ ધીમે ધીમે સારી થાય છે, પણ બધી ફુટ ઘણે અંતરે નીકળતી હોવાથી છોડ એકી વખતે પાકતા નથી અને પાકી જવા પામે તો દાણો નાનો મોટો થાય છે. ફુટ ૮ થી ૧૨ હોય છે, દાણાની ગોઠ વણી નીયમીત રીતે બે હારમા કાસકીની માફક હોય છે. કંઠી કરતા સુખલાં લાબા હોય છે પાન પહોળા, ખડબચડા અને ચામડા જેવા હોય છે છેલ્લું પાન ૧૦ ઇંચથી ૧૫ ઇંચનુ લંબાઈમાં હોય છે. અને તેથી એ નમેલુ અગર વાંકુ વળેલુ હોય છે. છોડમાં વધારો સારો હોય છે

આ જાતમા ગાભમારાથી બધી જાત કરતાં સહેજ વધારે નુકશાન થાય છે તેમજ એમાં અગારીઓ પણ જણાય છે. મોડું વાવેતર થાય તો મુંડ કાઠે છે ખરા પણ પાક આઠ આની થાય છે. ગેરૂ જણાતો નથી, મોડી પાકની

હોવાથી લગભગ બે પાણી વધુ આપવા પડે છે. દાણા લાંબા કઠણ અને તેજદાર હોય છે છોડ જુજ ભાગે જમીન દોસ્ત થાય છે. કારણ કે મજબુત હોય છે. છોડ ૨ાા ફુટથી ૪ ફુટ ઉંચાઈ થાય છે.

જ્યારે અક્ષી થઉને કંઠી આવે છે. ત્યારે ખેતરનો દેખાવ સહેદાઈ પર જતો ઘેરો રંગ જણાય છે જ્યારે કંઠી પાકે છે ત્યારે સુખલા કાળા પડતા જાય છે. ફુટ વધુ થતી હોવાથી જાડું વાવેતર કરવાની જરૂર નથી. બી એકરે ૭૦ રતલ હોય તો પણ ચાલશે. આ જાતમા છોડને પાન વધુ હોય છે એટલે ઘાસ ચારો પણ ઠીક મળે છે. વાણીઆ અને પુસા નબર ૪ કરતાં ૫ દ૨ દીવસ મોડા ફુલ આવે છે.

આ જાતને મળતા ઘઉ શેટ પારતેર, હાસોટી, અને કાઠા હોય છે. ડાંગર કાપી લીધા પછી આ ઘઉં વાવ્યા હોય તો એકરે આશરે ૬૦૦ રતલ પાકે છે.

૧૦ શેર છોડના વજનમાથી ઉબીનું વજન શેર ૫ાાા અને દાણાનું વજન શેર ૪ થાય છે. એક તોલામા આશરે ૨૭૦ દાણા હોય છે. એક છોડનો પાક ૦ાા થી ૩ાા તોલા થાય છે. આ ઘઉંનું બી પણ વહેંચવામાં આવેલું છે.

(૬) વાણીઆ × પોપટીઆ

આ મિશ્ર જાત વાણીઆ અને પોપટીઆ નામના ઘઉંના સંયોગથી થયેલ છે. આ જાતનો દાણો કઠણ, પાતળો અને ટુંકો અને તેજદાર હોય છે. આ જાતમા પણ કોઈવાર ગેરૂ જણાય છે. ફુલ મોડા આવે છે અને પાકે છે પણ મોડા, પણ પાક વધુ આપે છે. ગાભમરો નણીવો જેવો જણાય છે. પોચી જાત કરતા કઠી કઈક નાની હોય છે દાણાના ઉપરના આચ્છાદાન લીલાશ પડતા રંગના હોય છે અને મજબુત અને સખત રીતે બાજુએ ગોઠવાયલી હોય છે. આની ઉત્પત્તી કરવાનો મુખ્ય હેતુ ગેરૂ ન થાય તે માટેનો હતો. પણ આ જાતમાં પણ ગેરૂ કોઈકવાર જણાય છે.

દશ શેર છોડના વજનમાથી ઉંબી શેર ૬ નીકળે છે જ્યારે ઘઉં શેર ૪ાા મળે છે એક તોલા વજનમા દાણા ૨૯૩ હોય છે જ્યારે દરેક છોડનો પાક ૦ાા થી ૪ાા તોલા થાય છે પત્રક (અ) માં જુદી જુદી જાતના ઘઉંનો એકરે કેટલો પાક થાય છે તે જણાવેલ છે.

સામાન્ય —

ઘઉંને માટે જમીનમા એઉ કરવાથી રવો રવો થાય તેવી જમીન સારી હૈડકાથી વાવેલુ ઉગે છે પણ ઠીક અને સામાન્ય વરસમા પાક પણ ઠીક આપે

છે. જે વરસમાં ભેજ ઓછો હોય, જમીનમાં ઢફાં હોય અને કાચી વરાપે ખેડ કરેલી હોય ત્યારે હળવતી વાવેતર કર્યું હોય તો ઠીક. ઘઉંના ફુડકાને કરાર કરી ઉંડુ વાવેતર કરી ઉંડુ વાવેતર કર્યું હોય તો ઠીક બન્ને ચાસમાં સરખા દાણાનુ વાવેતર થવુ જોઇએ. જે જાતના છોડ મજબુત હોયે અને જમીન દોસ્ત છે ડ થતા નથી તે જાતમા છોડને મુળ બરાબાદાર, ઉંડા મજબુત પથરાયલા તેમજ ઘણા હોય છે માટે આવી જાતમાં વાવેતર આવુ કર્યું હોય તો બાઝ સારી, પાક ફાલે છે અને વધુ થાય છે એમ અનુભવ સુચવે છે.

સાધારણ રીતે આ ભાગમાં ઘઉં આશરે ૧૪ ઇંચના આંળાથી ઓરાય છે પણ બે ફુટના અતરે વાવેતર કર્યું હોય તો ભીનો બચાવ થાય છે અને પાક પણ ઠીક થાય છે એમ અનુભવ સુચવે છે. ઘઉં ઉગી નીકળ્યા પછી વરસાદ થાય તો ઘઉંને ફુટ સારી થાય છે. વાવેતર વખતે ઠંડી મોસમ હોય તો ઘઉં ઉગે છે સારા. જો વાદળ થાય અને તાપ પડે તો ખપરડીથી નુકશાન થાય છે અને આછા પડી જાય છે. ઘણો ભેજ હોય અને વાણીઆ ઘઉંને વાવ્યા હોય અને ત્યાર બાદ વાદળ રહે અને બે માસની અંદર વરસાદ થાય તો ગેરૂ:ઘણો આવે છે અને વાણીઆનો દાણો ઝીણો થઈ જાય છે જે વખતે ઠંડી આવે તે વખતે જો પુષ્કળ વરસાદ પવન સાથે થાય તો વાણીઆ અને પીસી ઘઉં જમીન દોસ્ત વધુ પ્રમાણમાં થાય છે, છોડને કંઠી અવર નવર આવતી હોવાથી દાણો તો બાઝે છે, સાધારણ સરેરાશ પાક બી થી આશરે ૧૪ થી ૧૫ ગણો થાય છે.

આગલા પાકને ખાતર આપેલુ હોય તે ઘઉંને ગુણ કરાવે છે મેલા અગર મનુષ્ય મળના ખાતરથી પાકમાં વધુ વધારો થાય છે એકરે ૮૦ ગાડાં આપ્યા હોય તો પુષ્કળ થાય છે. ઉકરડાનું ખાતર કોહેલુ આપેલું હોય તો સારૂ. મકઈ તેમજ બાજરીના ખુપરા ખેતરમાથી સાફ કરવા જોઇએ નહીં તો ઉધઈનો ત્રાસ થાય છે વધુ ભેજને લઈ કોઈ વરસમાં ઘઉં પીળા પડી જાય છે તે વખતે ઘઉંને હળી કહાડયા હોય અને ત્રણ ચાર દીવસ તપવા દઈ પછી રાપડી ફેરવી હોય તો ઘઉં કાળાશ પકડતો રંગ ધરે છે અને ફાયદો થાય છે પણ આને માટે રીતસરનું વાવેતર થવું જોઇએ. પાણી જેમ જોઇએ તેમ આપ્યુ હોય તો ફાયદો થાય આ ભાગમાં ખારવાળી જમીનમાં પણ ઘઉં થાય છે (ખારમાં એકંદર ખાર (ફપલી ૯" ના પડમાં ૦-૧૮ હોય છે તે પઈકી કેલશીઅમ કારબોનેટ ૦-૦૨, કેલશીઅમ સલ્ફેટ ૦-૦૬, કેલશીઅમ

ક્લોરાઇડ ૦-૦૨, મેગ્નીશીઅમ ૦-૦૬, મેગ્નીશીઅમ કારબોનેટ ૦-૦૧) નહેરના પાણીમા એકદર ખાર (૧,૦૦,૦૦૦ ભાગમા) ૧૨ થી ૧૪ હોય છે! તેમા કેલશીઅમ કારબોનેટ થી ૭, મેગ્નીશીઅમ કારબોનેટ ૧-૪૨ થી ૩-૨૦, મેગ્નીશીઅમ સલ્ફેટ ૧-૦૩, મેગ્નીશીઅમ ક્લોરાઇડ ૧-૯૦ થી ૨-૮૨) હોય છે,

ઘઉના વાવેતર વખને ચાસમાં ઢેફાં પડયા હોય તો ઢેફાને ઉંચકા? આજુબાજુએ મુકાવવા ઘઉ બે ફુટના ફડકાના ગાળાથી ઓરેલા હોય અને એક પાણી પાયા પછી ખેડી રાપડી ફેરવી હોય તો જમીનમા ભેજ ટકી રહે છે અને એક પાણી ઓછુ હોય તો પણ ચાલે એ તો કહેવાની જરૂર નથી કે ચણાના વાવેતર કરતા ઘઉંના વાવેતરમા ફાયદો વધુ થાય છે ઘઉંને હીમ થી નુકશાન થતુ નથી વાવેતર પછી કઠી આવતા ૮૦ થી ૧૦૫ દીવસ થાય છે ત્યાર બાદ આશરે એક મહીને ઘઉ પાકી ઘઉં તઇયાર થાય છે

કઠી આવવા માડે એટલે આશરે એક અઠવાડીઆમા ઘણા ખરા ઘઉંને કઠી આવી જાય છે બાવળના છયડા નીચે ઘઉ થતા નથી તેમજ મોસબી મનરા, લીબોઇના ઝાડની નીચે નાના છોડ રહી જાય છે અને ઠુંકી અને ઝીણી કઠી આવે છે. બોડીઓ અને પંક્ષી ઘઉની કઠીમા ગથાળે તેમજ નીચે પણ દાણા ભરાયલા હોય છે

લેખક —પરાગજી રણછોડજી દેસાઈ

દાહોદ ફાર્મ સુપ્રીન્ટેન્ડન્ટ



## ( ઞ )

વરસવાર પાક દર્શાવનારૂં પત્રક, પાક દર એકરે રતલમાં

| ઘઉંની જાત | ૧૯૨૦-૨૧ દાણાનો પાક | ૧૯૨૧-૨૨ દાણાનો પાક | ૧૯૨૨-૨૩ દાણાનો પાક | ૧૯૨૩-૨૪ દાણાનો પાક | ૧૯૨૪-૨૫ દાણાનો પાક | ૧૯૨૫-૨૬ દાણાનો પાક | ૭ વર્ષનો સરેરાસ પાક |
|---|---|---|---|---|---|---|---|
| ૧ વાજીઆ | ૧૦૩૨ | ૧૫૧૪ | ૧૧૦૫ | ૧૧૭૫ | ૬૨૬ | ૯૬૬ | ૧૦૭૮ |
| ૨ પીસી | ૧૨૦૦ | ૧૨૦૯ | ૧૨૫૯ | ૧૪૬૩ | ૭૩૯ | ૮૯૩ | ૧૧૨૭ |
| ૩ પુસાન ૪ | ૭૭૨ | ૧૩૧૬ | ૧૧૭૮ | ૧૧૧૪ | ૭૨૫ | ૧૧૪૦ | ૧૦૪૧ |
| ૪ પુસાન ૧૨ | ૮૪૦ | ૧૩૨૫ | ૧૧૮૫ | ૧૧૫૨ | ૮૨૨ | ૮૮૬ | ૧૦૩૫ |
| ૫ બક્ષી | ૧૪૭૦ | ૧૫૪૯ | ૧૧૬૪ | ૧૧૪૩ | ૬૧૭ | ૬૦૬ | ૧૧૪૧ |
| ૬ વાજીઆ ચોપટીઆ | ૧૪૫૫ | ૧૪૮૩ | ૧૩૦૨ | ૧૧૩૧ | ૭૨૫ | ૧૧૬૦ | ૧૨૦૯ |

પરાગજી રણછોડજી દેશાઈ.

# જાહેર ખબર.

**સંસ્થાન ઇડરના રેવન્યુ કમીશનરની ઓફીસથી**

ઈડર રાજયની જમીન ઘણી કીમતી અને ફળદરૂપ છે અને ખેતીવાડીના કામ માટે તે ઉત્તમ પ્રતિની ગણાય છે. ખેડવાણ જમીન મોટા પ્રમાણમાં પડતર પડી છે તે સાથવા માટે તજવીજ ચાલે છે જેથી આ જાહેર ખબરથી ખેતીના ધંધામાં પડવાવાળા સાહસિક ગ્રહસ્થો તેમજ સાગ સાધનવાળા ઉત્સાહી ખેડુતોને ખબર આપવામા આવે છે કે જેને મોટા કથામા જમીન રાખવી હશે તેમજ હાલના સુધરતા જતા જમાનામા વખત અને મજુરીનો બચાવ થઈ શકે તેવા ઓજાર જેવા કે ટ્રેકટર, પ્લાઉ, લોઢાનાં સુધરેલી જાતના હળ વિગેરેથી ખેતી કરવાની ઇચ્છા હશે તેને માટે આ ઉતમ તક છે.

જમીનમા પાણી બહુ ઉંડા નથી તેથી પુરતા પાણીવાળા કુવા સહેલાઈથી ગાળી શકાય છે મોટી નદીઓ પણ છે કે જેમાથી ઈરીગેશન માટે પુરત પાણી મળી શકે નેમ છે હવા પાણી પણ તન્દુરસ્તી માટે સારાં છે સરેગશ વરસાદ પાત્રીશથી ચાલીસ ઇંચ પડે છે

દરેક જાતના પાક જેવા કે—કપાસ, ઘઉ, સરસવ, સેલડી, મેથી, અળશી, તમાકુ, બાજરી, જુવાર, ભોવસીગ, તલ, મકાઇ, વિગેરે—કીમતી પાકનુ વાવેતર મોટા પ્રમાણમાં થઇ શકે તેવી એટલુજ નહીં, પણ દરેક જાતનુ શાક બકાલુ ઉત્પન્ન કરી શકાય, અને આબા, મહુડા, ચીકુ મીઠા તથા ખાટા લીબુ, જામફળ અને અજમેરી બોર, કેળ, પપૈયા, વિગેરેના બાગ બગીચા બનાવી શકાય તેવી રસાળ જમીન છે તેની સાથે ઉત્પન્ન કરવામાં આવતી ચીજો એક સ્થળેથી બીજે સ્થળે જ્યા તેની બજાર હોય ત્યા સહેલાઇથી મોકલી આપવા માટે અમદાવાદ-પ્રાતીજ રેલ્વેની પુરતી સગવડ છે

**ખાસ ધ્યાનમા રાખવા લાયક હકીકત એ છે કે જમીન રાખનારને રાજ્ય તરફથી વેચાણનો ઉત્તાર હક આપવામા આવે છે.** એટલે ખેતી માટે જમીન સુધરવા પાછળ જે ખર્ચ કરવામા આવ્યો હોય તે નિષ્ફળ જતો નથી

જમીન ઉદાર સરતોથી આપવામા આવશે માટે જેને આ રાજયમા જમીન રાખવા વિચાર હોય તેણે અમને મળવુ

હીમતનગર. અમદાવાદ-પ્રાંતીજ રેલ્વે.

તા૦ ૯ માહે માર્ચ સને ૧૯૨૭, મુાં૦ હીમતનગર

KESHAVLAL A JOSHI

રેવન્યુ કમીશનર સ્વસ્થાન ઈડર

# તીડનો ઉપદ્રવ.

હાલમા આપણે તીડના ટોળાથી થતા ઉપદ્રવની હકીકત વાચીએ કે સાભળીએ છીએ ત્યારે આશ્ચર્યચકિત થઇને ભયની લાગણી અનુભવીએ છીએ. હમણા સીધ, કાઠીયાવાડ, અમદાવાદ અને ભાલના પ્રદેશમાં North Weəז નામના તીડના ઉપદ્રવથી તુળના વિશાળ ક્ષેત્રફળનો ઘાણ નીકળી ગયો તે હકીકત છાપામા વાચનારી આલમને તીડ વિષે જાણવાની અપેક્ષા ઉદ્ભવે એ સ્વભાવિક છે આ નાના પણ ભયકર પ્રાણીઓ ક્યા થઇને જાય ત્યા તુલનુ નિકદન કાઢે છે તે કેવા હશે? તેમના ઉપદ્રવની આગાહી આપણાથી કેમ કરી શકાતી નથી? અમુક સ્થળેજ કયાથી તેઓ ફુટી નીકળે છે? આ તીડનુ જીવન કેમ શરૂ થાય છે અને પુરૂ કેળવાય છે? તથા આ ભયકર પ્રાણીઓનો નાશ અથવા અટકાવ કરવા માટે શા રસ્તા લેવા જોઈએ આવા અનેક સવાલો ઉઠે છે. અથી કરીને અત્રે આ ઉપદ્રવ સબધી સામાન્ય માહિની જીજ્ઞાસુ વાચકોને ઉપયોગી થઇ પડશે એમ ધારીને આપવામાં આવી છે અત્રે જણાવવુ જોઇએ કે પ્રસ્તુત લેખમા આપેલી હકીકત કાઇ ખાસ નવી નથી પરતુ તે વિગતો પુસ્તકોમાથી એકઠી કરેલી છે

### ઇશ્વરી કોપ

વિજ્ઞાન જ્ઞાન વિહનિ મનુષ્યો માને છે કે તીડોનો આવો ઉપદ્રવ થવો એ ઇશ્વરી કોપ છે અને તેમા પુરૂષ પ્રયત્ન નિરર્થક છે આ બાબતમા સત્યા સત્ય નિર્ણય કરવો બાજુએ રાખીને આપણે વઇજ્ઞાનિક દ્રષ્ટિએ આ વિષય પર વિચાર કરીએ તો જણાશે કે આતો એક સામાન્ય બનાવ છે, અને એમા ઇસ્વરના હાથનુ આરોપણ કરવુ જરૂરી નથી પ્રથમ તો એ જાણવુ જરૂરનુ છે કે તીડ એ એક નાનુ, ખેતરમા થતા ખપરી અને તીતીઘોડાની જાતનુ જ. એથી ત્રણ ઇચ લાબુ અને અધો ઇચ જાડુ પ્રાણી છે, અને તેની વશવૃધ્ધી કરવાની શકતી ભયકર પ્રમાણમા મોટી છે આ પ્રાણીઓનો સ્વભાવ સમુહમાં ફરવાનો હોય છે. આખો સમુહ સાથેને સાથે ઉડે છે, લાબી મુસાફરી કરે છે અને અહી તહી જયા ખાવાનુ મળે ત્યા ઉતરીને ખાવા માંડે છે

### તીડની જાતો

હીદુસ્તાનમા બે જાતના તીડનો મરિન્નવ તવારીખવાર અહેવાલ મળી આવે છે એક બોમ્બે લોકસ્ટ ( Bombay Locust ) અને બીજાને નોમ વેસ્ટ

અથવા ( માયગ્રેટરી ) તીડ કહે છે આ બે તીડના સ્વભાવ અને રહેણી કરણી મા ઘણો તફાવત છે તેમની ઉત્પત્તીના પ્રદેશ વચ્ચે ઘણું અંતર છે, તેમ તેઓ જુદા જુદા મુલકમા ફરે છે. તેઓ એક બીજાના મુલક ઉપર આક્રમણ કરતાંજ નથી સિવાય કે બંનેની અનુમતીથી તેઓ સરહદ પરના પ્રાંત ઉપર ભેગા અથવા જુદા જુદા હલ્લો લઇ જાય છે. બોમ્બે લોકસ્ટ તરીકે ઓળખાતી જાતીનો અધિકાર મુંબઇ અને કલકત્તા સાધથી લાટીની દક્ષિણ બાજુમા છે. ત્યારે ઉત્તર હિંદુસ્થાનના સઘળા ભાગમા નોર્થ વેસ્ટ તીડનો અમલ ચાલે છે. પરંતુ કેટલીક વખત એમ બને છે કે અમદાવાદની દક્ષિણના ગુજરાતમા, રજપુતાના, મધ્યપ્રાંત, વરાડ, બંગાળા અને આસામમા આ બંને અથવા બેમાથી એક ગમે તે જાતી જોવામાં આવે છે.

## ૪ રહેઠાણના મુલક.

હાલમાં સીધમાં તથા ગુજરાતમા જે જાતે નુકશાન કર્યું તે ઉપર જણાવેલી જાતોમાથી બીજી જાતનાં તીડ છે આ જાત સિંધમાથી કાઠીઆવાડમા આવીને પોરબંદર થઇને અમદાવાદ ને ભાવના પ્રદેશમા ઉપદ્રવ કરી રહી છે. આ જાતનો અધિકાર હિંદુસ્તાન બહાર અલ્ગેરીઆમા છે ત્યાંથી ઉત્તર આફ્રિકામા થઈ સાઇપ્રસ, અરબસ્તાન અને ઇરાનમા ફરી, બલુચિસ્તાન દ્વારા સિંધ, કાઠીઆવાડ, રજપુતાના અને પંજાબમાં દાખલ થાય છે હિંદના જણાવેલા છેવટના ચાર મુલકોમાથી તેઓના જંગી ટોળા એકઠા થઇને ઉત્તર હિંદુસ્તાન મા ઉડવા માડે છે અને હિમાલયની તળેટીના મુલકો સયુકત પ્રાંતો, બીહાર અને બંગાળામા ફરી વળે છે કલકત્તા તરફ તો ક્વચિતજ દેખા દે છે.

## ૫ જીવન પધ્ધતિ

આજ સુધી જે અભ્યાસ થયો છે તે પ્રમાણે આ નોર્થ વેસ્ટ તીડની જીવન પદ્ધતિ નીચે પ્રમાણે છે—રજપુતાનાથી આધમણા રેતાળ ડુંગરી પ્રદેશ મા તથા સુલેમાન ડુંગરોની હારમાળામા આ જાતની ઉત્પત્તી થાય છે આ જાત પંજાબમા માર્ચ કે એપ્રીલમા અને રજપુતાનામાં જુન કે જુલાઇમાં ઇંડાં મુકે છે દરેક માદા જમીનમા એક છચ કે એથી પણ વધારે ઉંડાઇએ ૮૦ થી ૧૦૦ ઇંડા મુકે છે ઇંડા લગભગ ડાંગરના દાણા જેવડા હોય છે. ઇંડા મુકવા માટે જમીન ખોદવાનું સાધન માદાને કુદરતે બક્ષેલુ છે. તે પીઠ ની લગોલગ અને વાંકુ શીગડા જેવુ હોય છે ઇંડામાથી બચ્ચાં નીકળતાં સાથે ભડકાળીઆ લાગે છે તરત નીકળેલા બચ્ચાં આખ વગરના અને શીંગ

ઘાસના રંગના હોય છે. થોડા વખતમાં તેમનો રંગ બદલાઇને કાળો થઇ જાય છે તે પછી કાળા મટીને પીળાશ પડતાં ગુલાબી બને છે અને છેવટે જાબુડા ગુલાબી રંગ થઇ રહે છે એકાદ મહીનામા તેમને પાંખો આવે છે, અને પાંખો આવી એટલે ટોળે વળી ઉડવા માડે છે. જે તીડ પોતાની ઉત્પત્તીના સુકા પ્રદેશમાથી નીકળી જઇને વધારે ભેજવાળા મુલક જેવા કે વાયવ્ય પ્રાંત, મધ્ય પ્રાત, ગુજરાત, બગાળા, આસામ વિ૦ ઠેકાણે જાય છે. તેઓ ઇંડા મુકયા સીવાય મરણ પામે છે એમ મનાય છે. જો કોઈ જગાએ તેઓ ઇડાં મુકે તો તેમાથી બચ્ચા નીકળતાંજ નથી અથવા નીકળે તો કોઇ રોગનો ભોગ થઇ પડીને મરણ શરણ થાય છે. પરંતુ જે ટોળા રજપુતાના અને પંજાબના સુકા પ્રદેશમાજ ઉડે છે તેઓ ઓગસ્ટથી ડીસેમ્બર સુધીમા ઇંડાં મુકે છે. આ ઇડા માથી નીકળેલા બચ્ચાં ઠડી રૂતુમાં પાંખોવાળાં થઇને ટોળે વળી ઉડવા માંડે છે. અને માર્ચ મહીનામા વંશ વૃદ્ધિ માટે ઇડા મુકવા માડે છે. આમ એક વરસમાં બે પેઢીઓ પુરી થાય છે.

૬ છેવટની સ્થિતિ

આ છેવટની સ્થિતિમા જ્યારે તીડ ઉડતા હોય છે ત્યારે પણ બે જાત નાં રંગવાળા હોય છે. શરૂઆતમા તેમના ગુલાબી રંગમા જાબુડી છાટ હોય છે. પરંતુ ઇડા મુકવાના સમયે તેઓ પીળો રંગ ધારણ કરેછે. ઇંડાં મુકવાનો સમય ઘણોજ નજીક હોય છે ત્યારે આ પીળાં તીડની ગતિ ઘણીજ મંદ પડી જાય છે અને બધાં એકજ સાથે નજીક નજીક ઇંડા મુકે છે.

૭ ઉપદ્રવથી થતું નુકશાન.

ઉપદ્રવથી થતું નુકશાન — આ ઉડતા ટોળાંનો વિસ્તાર કેટલાક ચોરસ ગાઉનો હોય છે અને કેટલીક વખત તીડના કાફલાનુ થર એટલુ જાડું હોય છે કે સુર્યના દર્શન દોહ્યલાં થઈ પડે છે. તેઓ જ્યારે ઉતરે છે ત્યારે તેમના વજનથી ઝાડની ડાળીઓ પણ ભાગી પડે છે કપાસ, ગળી, તલ, બાજરી, જુવાર, ઘઉં, ચણા અને ઘાસ વિ૦ તુલોને તીડથી નુકશાન થાય છે. આ ઉપર થી જણાશે કે તીડ અમુકજ તુલ ઉપર ભાવથી પડે છે એવું કાંઈ નથી ઝાડ ના પાન અને કુંપળોને પણ તેઓ છોડતા નથી પરંતુ એવો અનુભવ થયો છે કે આ નોર્થ વેસ્ટ જાતના તીડને લીમડાના ઝાડનો પાલો ભાવતો નથી. એક ઝાડ પર તીડ બેઠા કે પાચ મીનીટમા તેને બોડુ કરી મુકે છે તીડ આવતાં હોય તે વખતે ઘુમ અવાજ થાય છે. અને ઝાડ નીચે પુષ્કળ અઘાર પડે છે.

૮ તીડનું જીવન.

હિંદમાં તીડ બાબત રા૦ મી૦ લેફ્રોએ ખાસ અભ્યાસ કર્યો હતો

